વર્ષ ૫ મું

નવચેતન પ્રકાશન : ૩૦
ગૃહલક્ષ્મી ગ્રંથમાળા : પુસ્તક ૨૭

પુસ્તક ૪ થું

# ગંગાના નીર

: લેખક :
શ્રી ઈન્દ્ર વસાવડા
એમ. એ.

નવચેતન સાહિત્ય મંદિર
૨૪૫૬; ભદ્ર: અમદાવાદ.

—: પ્રકાશક :—

પુરુષોત્તમ પૂ. પારેખ

નટવરલાલ [illegible] દ્વારા

નવચેતન સાહિત્ય મંદિર. ૨૯૫૬, [illegible] : અમદાવાદ.





પ્રથમાવૃતિ

૨૫૦૦ પ્રત

—: કિંમત :—

કાચું પૂઠું રૂા. ૨–૪–૦

પાકું પૂઠું રૂા. ૨–૮–૦

—: મુદ્રક :—

મણિલાલ છગનલાલ શાહ

નવપ્રભાત પ્રિન્ટીંગ પ્રેસ

ઘીકાંટા : અમદાવાદ.

સમર્પણ

ચિ. પ્રિય ગુલબદનને

સસ્નેહ

ઈન્દ્ર વસાવડા

## • નિવેદન •

નવચેતન સાહિત્ય મંદિરે શ્રી. ઇંદ્ર વસાવડાની ' શોભા 'ને ગુજરાત સમક્ષ મૂકી, જનતાએ સુંદર આવકાર આપ્યો અને એ આવકારથી પ્રેરાઈ ' ગંગાના નીર 'ને પણ ગુજરાતના સંસ્કાર પ્રેમી સાહિત્ય રસીકો સમક્ષ વહેતી મૂકવાની પ્રેરણા થઈ અને આજે એ પ્રેરણા શ્રી. ઇંદ્રભાઈએ પૂર્ણ કરી છે. એ અમારે માટે ગૌરવની વાત છે.

શ્રી. ઇંદ્રભાઈની કલમ વિષે અભ્યાસી વિવેચકોએ સુંદર આશા પ્રદર્શિત કરી; શ્રી સ્નેહરશ્મી ભાઈ એ તો તેમની ભાવનાઓને પિછાણી ગુજરાતને ઓળખાવ્યા છે પણ ખરા.

ગુજરાત હવે શ્રી. ઇંદ્રભાઈને છોડે તેમ નથી. તેમણે ગુજરાતને એક પછી એક ઘણાય ગ્રંથો આપવાના રહેશે. પ્રભુ અમારી અને તેમની મમતા કાયમ રાખશે તો ગુજરાતની એ આશા અમે અવશ્ય પૂરી કરીશું.

' ગંગાના નીર ' પછી તુરત જ એક સમર્થ લેખકની ૪૦૦ પાનાની સુંદર નવલકથા પ્રેસમાં તૈયાર થઈ જવા આવી છે. તે

ગૃહલક્ષ્મી ગ્રંથમાળાના છઠ્ઠા વર્ષના પ્રથમ પુસ્તક તરીકે બહાર પડશે. અમને જણાવતાં હર્ષ થાય છે કે બીજા પુસ્તક તરીકે સાહિત્ય જગતમાં નવીન દૃષ્ટિએ સામાજિક સમસ્યાઓનો પ્રતિભા ભરી શૈલીથી ઉકેલ કરતા શ્રી. 'દિવ્યાનંદ'નું 'ઇશ્વરનું ખૂન' એક નૂતન આદેશ આપતું અદ્ભુત સર્જન તુરત જ રજૂ થશે. આ સંબંધે પૂછપરછ કરનારાં તમામ ભાઈબહેનોને ફક્ત એટલું જ જણાવવાનું કે હવે પછી બીજા પુસ્તક તરીકે 'ઇશ્વરના ખૂન'ની જ ગુજરાત સમક્ષ રજૂઆત થશે.

લિ. સેવકો

નવચેતન સાહિત્ય મંદિર
૨૪૫૬ : ભદ્ર : અમદાવાદ

પુરુષોતમ પારેખ
નટવરલાલ વોરા
સંચાલકો

# • પ્રસ્તાવના •

'શોભા' લખ્યા પછી અનેક મિત્રોનો આગ્રહ ચાલુ જ રહ્યો કે મારે શોભા આગળ વધારવી. ભાઈશ્રી સ્નેહરશ્મિએ તો તેમની પ્રસ્તાવનામાં જ આનુ સૂચન કરેલું. શ્રીયુત મેઘાણીએ કલમ–કિતાબમાં આ વસ્તુ તરફ અંગુલિ–નિર્દેશ કર્યો હતો અને મીઠો ઠપકો પણ આપ્યો હતો કે 'અરધે આવી કાં રઝળાવ્યાં ?' અને ત્યાર પછી હાસભાઈ અને નટુભાઈનું દબાણ ચાલુ જ રહ્યું કે મારે શોભાનો આગળનો તો ભાગ લખી જ નાખવો.

છેવટે, આ ગરમીની રજામાં મેં આ કાર્ય હાથમાં લીધું. ગંગાના નીરમાં પડેલી શોભાથી વાર્તાના તાંતણા વણવા શરૂ કર્યાં. વાર્તા આગળ વધારી શકાય એવી બધી શકયતાઓ હતી એટલે રજા પૂરી થતાં, જ્યારે વાર્તાનો અંત–પણ ગંગાને કિનારે–ગંગાનાં ઉછળતાં નીરોમાં જ આવ્યો ત્યારે મને થયું હવે 'શોભા' સંપૂર્ણ થઈ છે.

પણ આ પુસ્તકનું નામ શોભા ખંડ તૃતિય રાખવું કે બીજું કંઈ તે વિષે ભાઈ શ્રી મેઘાણીને પુછાવતાં એમ લાગ્યું કે 'પાટણની પ્રભુતા' 'રાજાધિરાજ' ઇત્યાદિની જેમ આ પુસ્તકનું નામ જુદું રાખી શકાય–ત્યારે પ્રકાશકોની ઇચ્છાથી પુસ્તકનું નામ રાખ્યું 'ગંગાનાં નીર.'

લેખક, બધાંય પાત્રોને વાંચકની દૃષ્ટિએ ન્યાય ન આપી શકે, એ શકય છે. એટલે નીલા તરફ લેખકે અન્યાય દાખવ્યો છે એવો આક્ષેપ પણ થાય. પણ લેખકે તો પોતાની જાતને જ વફાદાર રહેવું પડે. એટલે એ વિષે મૌન વરું.

આશા છે કે પુસ્તક ગુજરાતને ગમશે.

વિલેપારલે
શરદપૂર્ણિમા ૧૯૯૬ } ઇન્દ્ર વસાવડા.

# અનુક્રમણિકા

# ૧

ફાટફાટ હૃદયે શોભા ઘરની બહાર તે ગંદી ગલીમાં ચાલી નીકળી. તેના મગજમાં વિચારો વચ્ચે તુમુલ યુદ્ધ જામ્યું હતું; તેણે રુદ્ર સ્વરૂપ ધારણ કર્યું હતું; તેનાં નેત્રો લાલચોળ દેખાતાં હતાં; અને તે અવસ્થામાં તેને આસપાસનું કંઈ પણ ધ્યાન ન હતું. તે ક્યાં જાય છે; તેનું શું થવાનું છે તે બધું વિચારવાની તેણે મથામણ કરી નહિ, એક પછી એક વિચાર ઝડપભેર આવી લય થતા હતા અને છતાં જાણે કેમ તે પોતાના મગજ ઉપર કાબૂ ગુમાવતી હોય તેમ તેને ભાસતું હતું.

ગલીમાં અંધકાર જામ્યો હતો. મ્યુનિસિપાલિટીની એક બત્તી મંદ મંદ બળતી હતી. અને તે અંધકારને વધુ પ્રગાઢ અને ભયંકર બનાવતી હતી.

અનિલના ઘરના દરવાજા પાસે આવી તે એક ક્ષણ થોભી. પણ ના ના તેનું પોતાનું આ સંસારમાં હવે કોઈ નથી. તેના

માટે જીવન હવે સાવ શુષ્ક, નિઃસાર છે – અને તે વિચાર આવતાં જ તે ગાંડાની જેમ મુઠ્ઠી વાળી દોડવા મંડી.

શહેર બહાર આવી એક પળ તે રોકાણી, આકાશ ભણી દૃષ્ટિ નાખી. આકાશમાં ઉપર અસંખ્ય તારલાઓ ઝબૂક ઝબૂક થતા હતા અને તેની સામે જોઈ જાણે હાસ્ય કરતા હતા શોભા – શોભા ! તારું કોઈ જ નથી — હ – હ – હ — તારું કોઈ જ નથી. આ સંસારમાં.

હા. મારું આ સંસારમાં કોઈ જ નથી શોભા ગણગણી. જમણી બાજુ એક નાની શી સરિતા વહેતી હતી, તેમાં આકાશના તારલાઓનું ક્ષીણ પ્રતિબિંબ પડતું હતું. એક પળ શોભા નીચે ઉતરી. ઘટાદાર વૃક્ષોનું અને તારલાઓનું આછું પ્રતિબિંબ તેણે નિહાળ્યું. તેને લાગ્યું તેનું જીવન આવું જ ગાઢ – તિમિરાચ્છન્ન છે. તે ઉપર આવી અને તેણે પાછું દોડવાનું શરૂ કર્યું.

લાંબો નિર્જન પંથ છે. આજુબાજુ વૃક્ષોની ઘટા છે; તમરાં તમતમ કરે છે અને શોભા ગાંડાની જેમ દોડી જાય છે; દોડી જાય છે.

ક્યાં સુધી તે દોડી ? ધમણની જેમ તેની છાતી ઉછળે છે; પણ વિશ્રામ લેવાનું તેને સૂઝતું નથી.

સામે જ હવે તો પર્વતમાળા દેખાય છે. ઊંચાઊંચા વૃક્ષો પણ ભૂતાવળોની જેમ ઊભાં તેને જાણે નિમંત્રે છે. આવ શોભા – આવ – તને અમે ભરખી જઈએ. આવ અમારાંમાંના એકની જેમ તને બનાવી દઈએ.

આજ શોભાના હૃદયમાં ડર નથી. ડાબી બાજુ નાની શી કેડી છે તે પર્વતની ડાબી બાજુ જાય છે. શોભા તે જ કેડી

ઉપર મુઠ્ઠીવાળી દોડે છે. કેડી નાની ને નાની થતી જાય છે. બન્ને બાજુ ઘટાદાર વૃક્ષો અંધકારને ભયભીત બનાવે છે; આસપાસ કશુંય દેખાતું નથી. વન્ય પશુ અને જંતુઓનો અવાજ તેના કર્ણ પ્રદેશ ઉપર અથડાય છે, પણ તે સાંભળવાની તેને ફુરસદ નથી.

વેગમાં તે આગળ ધપે જાય છે. માર્ગમાં પડેલા કાંકરાઓ અને કાંટાઓ શૂળની જેમ તેના પગમાં ભોંકાય છે; દુઃખમાં તે એક સિસકારી ભરી ઊઠે છે; પણ બીજી જ ક્ષણે તેની અવહેલના કરી તે બમણા વેગથી આગળ ધપે છે; ધપે જ જાય છે. રસ્તો ન સૂઝતાં તે સામેના વૃક્ષોની ડાળીઓ સાથે અથડાય છે. તેનાં વસ્ત્રો કાંટાવાળી ઝાડીઓમાં ભરાઈ લીરેલીરા થઈ જાય છે; પણ તેની પણ તેને પરવાહ નથી.

તેનાં વસ્ત્રો ચીરેચીરા થઈ ગયાં છે; પગમાં લોહીની ધારાઓ વહે છે; વાળ અસ્ત વ્યસ્ત થઈ કંધ પ્રદેશને મુખ ઉપર લહેરાય છે; પણ રસ્તાનો અંત આવતો નથી. આ કેડી ક્યાં જતી હશે ? પર્વત ઉપરનું જંગલ વધારે ને વધારે ગાઢ બનતું જાય છે. પણ શોભાને તેની દરકાર જ નથી. બાહ્ય જગત કરતાં ય તેનું આંતરિક જગત આના કરતાં ય વધારે ભયંકર, દારુણ અને પ્રગાઢ તિમિરાચ્છન્ન છે. તો પછી તેને બાહ્ય જગતની શી દરકાર ?

ઓહ ! આ પગે શું વીંટળાઈ વળ્યું છે ? શોભા પોતાનો હાથ પગ તરફ વાળે છે. ઓહ ! આહ લાંબું લાંબુ દોરડા જેવું—લીસું લીસું શું હશે ! પણ સર્પનો ફૂંફાર સાંભળતાં જ તે તેને જમીન ઉપર ફેંકી દે છે અને પાછી દોડવા માંડે છે.

ઓહ ! શરીર હવે તો તુટ તુટ થાય છે. સાંધે સાંધામાં વેદના થાય છે. ચાલવાની શક્તિ હવે રહી નથી.

ના, ના, પણ એમ કેમ ચાલશે ? આ તે શોભવા જેવું સ્થળ છે. તેના માટે જીવનમાં હવે વિશ્રામ કરવા જેવું કશું છે જ નહિ. ચાલ, ચાલ શોભા ! આમ કેમ ચાલશે ?

અને તે પાછી દોટ મૂકે છે.

વૃક્ષો ઓછાં થતાં જાય છે. કેડી નીચે ઉતરતી હોય એમ લાગે છે. હા; હવે તો વૃક્ષો બહુ જ થોડાં દેખાય છે. પ્રાણની એક ક્ષીણ રેખા પણ દેખા દે છે. હા. આકાશ. આકાશમાં ઝળકતા તારકગણ–અને સામે જ વહી જાય છે કલકલ કરતી સરિતા ભાગીરથી.

શોભા સરિતા પાસે આવી અટકી જાય છે. ઠંડો ઠંડો પવન પણ વાય છે, જમણી બાજુ નાની શી કેડી વાંકીચૂંકી થતી ચાલી જાય છે.

ગંભીર પ્રવાહે ગંગામાતા વહે છે. આજ ગંગાના ખોળામાં ચિરકાલ માટે સૂઈ જાઉં તો ! શોભાના હૃદયમાં એક વિચાર ઝબકી ઊઠે છે. કલકલ કરતી ગંગા વહે છે. ઠંડું તેનું પાણી છે. આ દગ્ધ હૃદયને, આ દગ્ધ મનને તે શાંતિ અર્પશે. ચિરકાલ માટે તેમાં જ સૂતી રહું તો ! તે વિચારે છે.

એ વિચારમાં ને વિચારમાં તે ઊંચા કિનારેથી પાણી તરફ આગળ વધે છે. પોતાના પગ શીતળ પાણીમાં નાખી એક ક્ષણ તે શાંત બેસી રહે છે. ઠંડો–ફર–ફર–ફર–કરતો પવન વાય છે અને તેના વાળો સાથે ગેલ કરે છે. તેની ચીંથરેહાલ સાડીના લીરા પવન વેગે આમથી તેમ લહેરાય છે.

શું જીવનમાં હવે કંઈ જ તત્ત્વ નથી ? જીવન તેના માટે

શું સર્વથા નિઃસાર છે ? તેના હૃદયમાં પ્રશ્ન ઉત્પન્ન થાય છે.

અનિલ દાદા છે. મોટાભાઈ અનિલના હૃદયમાં તેના માટે સ્થાન છે. છે ? હોત તો તે સાંત્વના દેવા – બેનને એક પ્રેમ ભર્યો શબ્દ કહેવા પણ ન આવી શકયા ?

બીજું કોઈ છે ? માતા પિતાના હૃદયમાં વાત્સલ્યનું ઝરણું તો કયારનુંય શુષ્ક થઈ ગયું છે. તે તો મરુભૂમિ સમ છે. તેમાંથી તેને કશુંય મળવાનું નથી. તેમાંથી તેને કિંચિત્ પણ તૃપ્તિ પ્રાપ્ત થવાની નથી. સુરેશ ! તેનો દિયર ? તે બાળક છે. બાલ્ય હૃદય જેટલું પવિત્ર અને લાગણીવાળું હોય તેવું જ તેનુ હૃદય છે; પણ તેનો સ્નેહ એવો જ રહેશે એની ખાત્રી ?

ના, ના; આ જીવનમાં હવે તેને આશાનો કયાંય છાંટો સરખો દેખાતો નથી.

પણ મૃત્યુ ! મૃત્યુ !! કેટલું ભયંકર !! મૃત્યુ સહન કરવાની મૃત્યુની ગોદમાં સૂવાની તેનામાં શક્તિ છે !

ના, ના, નથી ! ઓહ ! મૃત્યુ ! મરવાનું સહેલ નથી. ના ના, મારાથી મૃત્યુની ગોદમાં ચિરકાલ માટે સુવાશે નહિ.

અને આ વિચાર આવતાં જ તે પાછી ઊભી થાય છે અને કિનારા ઉપર આવી, જમણી બાજુની કેડી ઉપર મુઠ્ઠી વાળી દોડવા લાગે છે !!

પવન સુસવાટા કરતો વાય છે, શોભાના ચીથરાં, તેના વાળો પવનમાં ફરફર ઉડતા જાય છે; અને શોભા દોડે જાય છે — દોડે જાય છે — તેને આસપાસનું કશું ભાન નથી.

કયાં સુધી આમ દોડે જઈશ શોભા !! પગમાં શક્તિ નથી; છાતી ધમણની જેમ ઉછળે છે; પગમાં પાછું લોહી નીકળે છે; કાંટા અને પથરા સુકુમાર પગમાં શૂળની જેમ

ભોંકાઈ ગયા છે અને કેડી ઉપર ઉગેલા ઘાસને લાલ બનાવે છે; અને છતાંય તે દોડી જાય છે — દોડી જ જાય છે!!

ગંગાનાં ઉછળતાં નીર; આકાશના તારલાઓનું હાસ્ય; તે નિર્જન પગદંડી – કેડી – અને તેના ઉપર દોડી જતી શોભા!!!

ઓહ! કેડી વચ્ચે જ આ વૃક્ષ આવેલું છે – બસ શોભા બસ!! તેનું માથું વૃક્ષ સાથે અફળાય છે; લોહીની એક ધારા ફૂટી નીકળે છે; અને ધમ્મ કરતી શોભા બે ભાન થઈ પૃથ્વી ઉપર ઢળી પડે છે.

× × ×

"રાધે" ડોશી મા — તાઉજીની સાસુજી છેલ્લું પાન ચાવતાં ચાવતાં અને નાકના મોટાં મોટાં નસકોરામાં છીકણી ચઢાવતાં બોલી ઊઠયાં, "અનિલ ને તું બાળક ન ગણતો હં"

"નારે!" રાધેમોહનકાકા — તાઉજી [મોટા કાકા] – ખાટલામાં બેઠા બેઠા, અને હુક્કો ગડગડાવતા બોલ્યા, હું ક્યાં નથી જાણતો.

"ને રાધે! છોકરીને જેમ બને તેમ સાથે જ લઈ જજો, સમજ્યો. દસ હજારની વાત છે."

"હાસ્તો! દસ હજારનો? મેં તો સાંભળ્યું પાંચ હજારનો."

"એ! ભલે ને પાંચ હજારનો હોય; પણ પૈસા એ લોકો પાસે થોડા જ રખાય – એને રાધે! તને ખબર નથી ગંગાની સાસુની વાત?

"ના" તાઉજી વદ્યા

"ગંગાનો વર બે હજારનો વીમો ઉતરાવીને મરી ગયો."

"હા!"

“પછી તેની સાસુએ છોકરીને બાપને ઘેર મોકલી જ નહિ; અને છોડીના કાન એવા તો ભંભેરી મૂક્યા એવા તો ભંભેરી મૂક્યા કે છોકરી બાપને ત્યાં જવાનું નામ પણ ન લે”

“હા! પછી?”

“પછી શું રાધે! બધાય રૂપિયા સાસુજીએ પચાવી પાડ્યા; ને જ્યારે બધું પાસે આવી ગયું ત્યારે છોકરીને લાત મારી કાઢી મૂકી.”

“એમ!”

“હાસ્તો! પૈસાની વાત છે. કયે વખતે કોનું મન બગડે તે કેમ કહેવાય?”

“ખરી વાત છે.”

“હું તો કહું છું કે તું હમણાં જ જા અને અનિલને કહીને છોડીને ઘેર બોલાવાનું કહે. કાલે જેવી ઘેર આવે કે તુરત જ મોટરમાં ઘાલી લઈ જા”

“પૂછ્યા વગર?”

“વળી એમાં પૂછવાનું હતું શું? આપણી છોડીને આપણે જ લઈ જઈએ. એમાં પૂછવાનું શું? છોડી કંઈ તેમને વેચી તો નથી નાખી ને?”

“પણ તેના સાસુ સસરાની રજા”

“રાધે! તું પણ સાવ ભોળો રહ્યો. અરે ભાઈ! કોઈ દિવસ સાસુ સસરા એમ કહેવાનાં છે કે – હા – ભાઈ! છોડી તમારી – લઈ જાઓ.”

“હા. એ વાત તો ખરી.”

“તો પછી ધરમના કામમાં ઢીલ શી? રૂપિયા પાંચ હજારની વાત છે, જેવી તેવી વાત નથી. હા.”

"હા વાત તો ખરી છે" તાઉજીએ તકિયાને વધુ પાસે લઈ, હુક્કો ગડગડાવતાં કહ્યું."

"ઠીક રાધે! તો હું તો સૂઈ જાઉં છું. તારી મરજી. જવું હોય તો હમણા જ અનિલને મળી આવ; નહિ તો પછી કાલે! બાકી તો હરિ કરે સો હોય."

"અને હરિ કરે સો હોય" જપતાં જપતાં તાઉજીના ઘરડાં સાસુજી પડસાળમાં પથારીમાં પડયાં અને માળા ફેરવવા લાગ્યાં.

ખાટલા ઉપર પડયા પડયા તાઉજી વિચારે ચઢયા. અનિલ પાસે હમણાં જ જાઉં? રાતના સાડાબારનો શુમાર છે. તે સૂઈ ગયો હશે તો? અને આવે ટાણે જઈને આ બધી વાતો કરવી? પણ શું થાય? પાંચ હજારની વાત છે. શોભાના એ બધાય રૂપિયા તેના સાસરિયાં ઓહિયાં કરી જશે તો! ઓહ? આવો અન્યાય કેમ સહન થઈ શકે? આ હૃદયમાં જે જવાળા સળગી ઊઠે છે તે શોભા પ્રત્યે સ્નેહ અને સહાનુભૂતિને કારણે છે કે ઈર્ષ્યાને કારણે? છિ: મારે ઈર્ષ્યા શી? મ્હારે તો પુત્રીનું હિત જોવાનું છે. પાંચ હજાર!! પુત્રીને ફોસલાવી, રૂપિયા પડાવી, ઘરની બહાર કાઢી મૂકે તો?

પણ શિરીશબાબુ–શોભાના સસરા એવા માણસ છે ખરા? હોય કે ન હોય – પણ પૈસા જોઈ કેનું મન લલચાતું નથી? ના, ના એમ થવા જ કેમ દેવાય?

બસ, એક જ રસ્તો છે; ગમે તેમ કરીને પુત્રીને અહીંથી લઈ જ જવી. છોકરી આવશે ખરી? તેના વિવાહ પછી તેની સહાનુભૂતિને જીતી શકયા છીએ ખરા? સહાનુભૂતિનું વળી તૂત શું? પરણ્યા પછી છોકરી હોય સાસરે: અને વિધવા

થયા પછી હોય બાપને ત્યાં! એ જ સનાતન રીત છે. છે ખરી? હોય કે નહોય–તે મારા ઘરની તો રીત છે જ.

"હું પૂછું." તાઉજી બોલ્યા.

"શું કહ્યું રાધે?" સાસુજી માળાના મણકા ફેરવતાં ફેરવતાં બોલી ઊઠ્યાં.

"અનિલ સૂઈ તો નહિ ગયો હોયને?"

"કોણ અનિલ? અનિલ સૂવે ખરો?"

"કેમ?"

"પેલી કોલેજની છોકરી છે ને–શું નામ એનું–અમારે મોઢે તો એવાં નામે ન ચઢે." સાસુજી બોલ્યાં.

"હા!" સાશ્ચર્ય તાઉજીએ પૂછ્યું.

"હા–છે કોઈ — કોલેજની છોકરી. કરુણા કરુણા — તેની સાથે વાતો કરે કે સૂવે?"

"એટલે?"

"એટલે એમ કે રાતના બે બે વાગ્યા સુધી, ભણવાનું બહાનું કરી, ટલ્લા મારવા હોય પછી વહેલા તે કેમ સુવાય?"

"હું" તાઉજી ગણગણ્યા.

"ત્યારે રાધે! અનિલ હજુ સૂતો નહિ હોય."

તાઉજી ઊઠ્યા. દાઢી ઉપર હાથ ફેરવતા ઊઠ્યા. માથા ઉપર બાંધ્યો સાફો; અને પહેર્યો કોટ, હાથમાં લીધી ડાંગ અને પગમાં નાખ્યાં પગરખાં, અને ચાલ્યા.

ડાંગ પછાડતા પછાડતા તેઓ રાત્રિના એક વાગે ચાલ્યા. અનિલને મળવા.

× × ×

કરુણા એક નાની શી પથારીમાં ઘસઘસાટ ઊંઘતી હતી. તેનો એક હાથ તેની છાતી ઉપર હતો અને બીજો આડો પડ્યો હતો. નિદ્રામાં પણ જાણે કે તે અનુપમ શાંતિ ન અનુભવતી હોય તેમ પડી હતી; નિશ્ચેષ્ટ – આહ્લાદિત પ્રફુલ્લિત ચહેરે.

એકાએક – તેના મુખ ઉપર ચિંતાને વ્યથાની રેખાઓ પ્રસરવા લાગી.........તેનું સૂક્ષ્મ શરીર – [astral body] તેના સ્થૂલ શરીરને છોડીને ચાલ્યું! બારી વાટે – તે અનિલની અગાસીએ આવ્યું. તેણે જોયું તે સૂતો છે; પણ તેના મુખની રેખાઓમાં અપારચિંતા, વેદના અને દુઃખનું સંમિશ્રણ છે. તે ત્યાં થોભ્યું; અનિલ પાસે બેઠું અને કહેવા લાગ્યું: અનિલ બાબુ! અનિલ બાબુ! આ શું! જીવનમાં દુઃખ તો આવવાનાં: આથી ય વધુ સહન કરવું પડવાનું. આમ દુઃખથી ગભરાઈ જશો તો કેમ ચાલશે?

એકાએક સૂક્ષ્મ શરીર ઊડ્યું......આ શું...? આ શું...? ક્યાં જાય છે? આ કેવું જગત છે? માનવીના હૃદયની પીડા અને વ્યથા સાકારરૂપે તેને દેખાય છે. આ કાળી કાળી ઘટાઓ વચ્ચે વીજળી જેવું શું શું ઝબકે છે...આ તો સંસારના ક્રોધની ઈર્ષ્યા અને સ્વાર્થની જ્વાળાઓ દિગંતે વ્યાપી છે. આ બાજુ બેચાર સ્થળે જ પ્રેમની લાગણીઓ, નિઃસ્વાર્થ પ્રેમની ભાવનાઓ અને વિચારોનું મૂર્તસ્વરૂપ ગુલાબનાં પુષ્પોની જેમ ઊડે છે.

ઓહ! આ કેની કારમી ચીસ! આ કેવું ભયંકર રુદન! યુગ યુગથી ત્રાસિત; પીડાતી માનવતાનું આ કેવું કરુણ રુદન!!

કરુણા નિદ્રામાં રડવા લાગી! આ શું? આ કોણ? એક સુંદર યુવતી, ચીંથરેહાલ, વાળ અસ્ત વ્યસ્ત, રુધિર પ્લાવિત

ક્યાં દોડી જાય છે ! ક્યાં નાસી જાય છે ? તેના મુખ ઉપર કેવી ત્રાસ ને દુઃખની લાગણીઓ દેખાય છે ! કોણ એ ! શોભા ! શોભા !! અનિલ બાબુ ! અનિલ બાબુ !

તે ચીસ પાડી પથારીમાં સફાળી જાગી ઊઠી.

" શું છે ? " તેના ભાઈએ પૂછ્યું.

" અનિલ બાબુ ક્યાં છે ? "

" કેમ ? "

" કંઈ નહિ " તે બોલી અને અનિલબાબુની અગાસી ભણી ચાલી નીકળી.

" શું છે ? " તેના ભાઈયે ફરીથી ઊંઘમાં જ પૂછ્યું.

" અનિલબાબુ ! અનિલબાબુ !! " કરતી કરુણા અનિલની મેડી ભણી ચાલી નીકળી.

× × ×

આ બાજુ રસ્તા ઉપર ચાલતા તાઉજી પાછા વિચારે ચડ્યા હતા. અનિલ સૂતો હશે કે જાગતો ? રાતના એક વાગે આવી વાતો લઈ અનિલને મળવા જવું યોગ્ય છે કે નહિ ? અને જો અનિલ શોભાને મળવાની ગોઠવણ કરવાની ના પાડશે તો પછી શું થશે ? બાજી બધીય બગડી જશેને ? રૂપિયા પાંચ હજારની વાત છે તે મારા ભાઈ ! કંઈ જેવી તેવી વાત છે ?

એટલામાં અનિલના ઘરની પાસે તેમણે શિરીષબાબુને હાથમાં ફાનસ અને ડાંગ સાથે જોયા. આટલી મોડી રાત્રિએ શિરીષબાબુ—શોભાના સસરા અહીં કેમ આવ્યા હશે ? હવે ? પાછો જાઉં કે આગળ જાઉં ? પાછું ફરવું તો યોગ્ય ન

લાગ્યું. રિવાજ પ્રમાણે હવે તો શોક વ્યક્ત કરવો જ રહ્યો. આ શિરીષબાબુ જ છે એ વાત ચોક્કસ છે.

તાઉજીએ સાફાનો એક છેડો પોતાના મોં ઉપર નાખ્યો અને ત્યાંથી ગલીને છેડેથી જ પોક મૂકી રડવાનું શરૂ કર્યું: –
ઓય માડીરે......મરી ગયો... .."

આ બાજુ શિરીષબાબુ અનિલનાં દ્વાર ખડખડાવવા લાગ્યા.

"અનિલબાબુ! અનિલબાબુ!!"

તેમના અવાજમાં ભયમિશ્રિત અનુકંપાને લાગણીની વેદના સ્પષ્ટ હતી.

આ બાજુ કરુણા પણ વંડી ઓળંગી અનિલની પથારી પાસે જઈ તેને ઉઠાડી બોલવા મંડી.

"અનિલબાબુ! અનિલબાબુ!!"

"કોણ? શું?" અનિલ એકાએક જાગી ઊઠ્યો.

"અનિલબાબુ!" નીચેથી અવાજ જોરથી આવતો હતો.

"કોણ? શિરીષબાબુ!" અનિલ બોલી ઊઠ્યો.

"કરુણા ઊઠીને તુરત જ નીચે જઈ બારણું ઉઘાડી આવી. જુએ છે તો શિરીષબાબુ વ્યાકુળ ચેહરે કહે છે :–

"કરુણા! અનિલબાબુ ક્યાં છે?"

"શું છે?" અનિલે નીચે આવીને જ કહ્યું."

ત્યાં તો તાઉજી પણ રડતા રડતા પોક મૂકતા મૂકતા આવી પહોંચ્યા.

"ઓ માડી રે! મારી છોડીનું નસીબ......"

"શું છે? શું છે?" બેબાકળો અનિલ પૂછી ઊઠ્યો.

"અનિલબાબુ! અનિલબાબુ! જલદી કરો. જલદી કરો!"

"શું છે? પણ?" અનિલે પૂછ્યું.

"શોભા! શોભા!"

"શું થયું શોભાને?"

"ઓહ! તે ઘરમાં નથી – નારાયણ – નારાયણ અનિલબાબુ! હું તો લૂંટાઈ ગયો – કંઈક કરો અનિલબાબુ."

તાઉજી દિંગમૂઢ થઈ ગયા. આ શું! આવ્યા તા શા કામ માટે ને આ શું સાંભળું છું.

"શું કહ્યું?" તાઉજી એ વિસ્ફારિત નેત્રે પૂછ્યું."

"શોભા–શોભા..." શિરીષબાબુ એટલું જ બોલી શકયા અને ધબ કરતા પૃથ્વી ઉપર બેસી પડી બાળકની જેમ રડવા લાગ્યા.

"નારાયણ – નારાયણ! આ શી આફત મુજ ગરીબ ઉપર ગિરીશ ગયો તે ગયો પણ મારી વહુ રાણીને કયાં લેતો ગયો. હવે હું શું કરીશ."

"શોભા નથી? ઘરમાં નથી? કયાં છે? શું થયું છે? કેમ કરતાં ભાગી ગઈ? આમાં કંઇક ભેદ અવશ્ય છે" તાઉજી એ એક સાથે અનેક પ્રશ્નોની ઝડી વરસાવી દીધી.

પણ શિરીષબાબુએ આ પ્રશ્નોમાંથી કોઈ નો પણ જવાબ આપ્યો નહિ.

એક ક્ષણ અનિલ પત્થરની જેમ નિશ્ચેષ્ટ ઊભો રહ્યો. તેને કંઈ સૂઝયું નહિ. આ બધું શું થઈ રહ્યું છે. તેને શું કહેવામાં આવ્યું છે. શોભાનું શું થયું છે. તે કંઈપણ સમજી શકયો નહિ.

"અનિલબાબુ!" કરુણા ગંભીર મૌન તોડતી બોલી.

"આમ ઊભા રહેવાથી કશું બનવાનું નથી. તમે આસપાસ

તપાસ કરો. હું પણ તમારી સાથે આવું છું. સમજો છો કે?" જ્યારે તાઉજીને કોઈએ પણ જવાબ ન દીધો ત્યારે તેઓ બરાડા પાડી પાડી, આસમાનમાં હાથો વીંઝતા, રડવા લાગ્યા.

"ઓ માડી રે! મારી છોકરી પણ ગુમ થઈ ગઈ રે! કસાઈઓએ ગાયને રેંસી નાખી રે!! ઓ મારા બાપ..."

તેમનું રુદન સાંભળી આસપાસના માણસો જાગી ઊઠયા અને પૂછવા લાગ્યા.

"શું છે ભાઈ!"

"શોભા ગુમ થયાના સમાચાર સાંભળતાં જ આસપાસના માણસો ટીકા કરતાં કુતૂહલ વૃત્તિથી ઘરમાંથી બહાર આવી શિરીષબાબુની આસપાસ ઘેરી વળ્યાં અને પૂછવા લાગ્યા."

"શોભા ક્યાં સુધી ઘરમાં હતી. ક્યારે બહાર નીકળી ગઈ વગેરે."

શિરીષબાબુ આથી વધારે જવાબ આપી શકયા નહિ.

"નાનપણુ – નાનપણુ! હું તો સૂતો હતો ત્યાં સ્વપ્નમાંથી ઝબકી ઊઠી ઘરમાં આંટા મારવા લાગ્યો. કેમે કરી ઊંઘ ના આવી! ત્યાં તો ગિરીશની મા કહે શોભા ક્યાં!"

મેં કહ્યું "કેમ?"

"પથારીમાં નથી."

"હશે – અહીં જ હશે."

"ના, ના નથી. અરે તપાસ તો કરો."

અને આખું ઘર જોયું, પણ ક્યાંય પત્તો ન મળ્યો.

"અરે–મારા શાબ! શું આમ બેઠા છો તમે" એક ઘરડા માણસે મોંમાં તમાકુનો ફાકડો ચઢાવતાં કહ્યું, "જુઓ આસપાસના કૂવામાં ક્યાંક કૂવો ન પૂરી બેઠી હોય."

"ચાલો ચાલો – આમ બેઠે કામ નહિ વળે; આ કપરું કામ કરવું જ પડશે ના?"

"નારાયણ – આવો દિન કોઈ ને ન દેતો મારા બાપલા!" એક ત્રીજા જણે વચન ઉચ્ચાર્યું.

"હા! શું હિંદુ ધર્મની વિધવાઓનું નસીબ! યા સમાજ" એક નવયુવક મહાશય બબડી ઊઠ્યા.

"હું કહું છું કે..."

"તારે જે કહેવું હોય તે પછી કહેજે." બીજા યુવકે પહેલા યુવકને ધબ્બો મારતાં કહ્યું, "પહેલાં જે કામ કરવાનું છે તે પતાવની."

ટોળું આગળ ચાલ્યું અને શિરીષબાબુના ઘરની આસપાસ શોધ કરવા મંડ્યું. એક બે મિત્રો ફાનસ લઇ આસપાસનાં સંડાસો પણ જોઈ આવ્યા.

"એ યાર! આ નાળામાં ન હોય" એમ કહી એક મહાશયે ગટર અને નાળાનું નિરીક્ષણ પણ કર્યું.

"મીંદડી લાવો મીંદડી." એક યુવકે બૂમ પાડી.

"દોરડાં લાવો દોરડાં."

ફાનસો આવ્યાં, દોરડાં આવ્યાં, લોઢાની વાંકડી મીંદડીઓ આવી અને ફાનસો કૂવામાં લટકાવી બિલ્લી અંદર નાખી કૂવાનું પાણી ફેંદી નાખ્યું પણ કંઈ વળ્યું નહિ.

"કંઈક દેખાય!" એક ઘરડા ઘુવડ જેવા માણસે તીક્ષ્ણ દૃષ્ટિથી કૂવામાં જોતાં કહ્યું.

"શું?" બધા બોલી ઊઠ્યા.

"કપડા જેવું"

" જાઓ અંદર કોઈ ! "

" હા, હા, કોઈ અંદર જાવ. "

" અંદર જાવ, અંદર જાવ. " ચારે કોરથી ખૂમરાણ થવા લાગી; પણ કોઈ એમ ન કહેતું હતું કે કોણ જાય...?

" યાર — મને તો સળેખમ થયો છે. " એકે કહ્યું.

" રાતના કૂવામાં તે ઉતરાય ? " પણ આ બધી વાતો કોઈ સાંભળી ન જાય તેમ જ થતી હતી.

" લાવો હું જાઉં છું. " એક મહાશયે કહ્યું.

" શાબાશ ! શાબાશ. " બધા બોલી ઊઠયા.

લાંબા દોરડાની સહાયતાથી પેલો યુવક કૂવામાં જવા લાગ્યો. ઊંડો ઊંડો ગંભીર કૂવો, રાત્રિનો સમય, એટલે સ્હેજે બીક લાગે.

આ વખતે અનિલે આવી કહ્યું.

" શિરીષબાબુ ! હું જાઉં છું શોભાની શોધમાં. "

" ક્યાં જશો ભાઈ ! આવી અંધારી રાતે કોની સાથે જશો ? "

" કરુણા સાથે. "

" ના, ના ભાઈ અનિલ ! આવી રાતે તમે એકલા એક છોકરી સાથે ક્યાં જશો ? "

પણ અનિલે કોઈની વાટ જોઈ નહિ અને હાથમાં એક લાકડી લઈ કરુણાનો હાથ પકડી ત્યાંથી ચાલતો થયો.

પેલો યુવક પાણીની સપાટી સુધી પહોંચ્યો. ત્યાં કંઈક ફડફડાટ સાંભળી તે ચમકી ઊઠ્યો ને બરાડી ઊઠ્યો.

"ભ......ભૂત.........ભૂત......ભૂત. ખેંચો. ખેંચો."

ઉપરના માણસો ચમકી ઊઠ્યા. જોરથી દોરડાં ઉપર ખેંચાણા. પેલો યુવક બેભાન દશામાં બહાર આવ્યો. તે બહાર આવ્યો તે પહેલાં તો એક કબૂતર ફડફડાટ કરતું ઉપર આવી નાસી ગયું.

"વાહ મારા ભાઈ વાહ!" બધા ય ખડખડાટ કરતા હસી પડ્યા.

પણ શિરીષબાબુના હૃદયની વ્યથા કોણ જાણતું હતું?

એક બાજુ ઓટલા ઉપર બેઠા તાઉજી બૂમબરાડા પાડતા રડતા હતા; અને તેમની આસપાસ વીંટળાઈ કેટલાક ગૃહસ્થો તેમને સાંત્વન આપવા પ્રયત્ન કરી રહ્યા હતા.

"ચિંતા ન કરો બાબુ રાધે મોહન! આ તો જીવન છે."

"માયા છે માયા." બીજા એક ગૃહસ્થે પાઘડું માથા ઉપર ઠીક કરતાં કહ્યું.

"ન જાને જાનકી નાથ......સવારે શું થવાનું છે." એક તિલકધારી ગોર મહારાજે વેણ ઉચ્ચાર્યું.

"શું કહેવું ને શું ન કહેવું. અજબ સમસ્યા છે આ." એક આધેડ ઉમરના ભાઈ સાંત્વન દેતા બોલ્યા.

"હું તો લૂટાઈ ગયો રે મારા બાપ! છોકરી રંડાઈ તે રંડાઈ—પણ સાથે પોતે પણ ગઈ મારા બાપ! અમ ઉપર દુઃખના ડુંગરો ખડકતી ગઈ રે......" કરતા તાઉજી પાછા રડવા લાગ્યા.

પણ શિરીષબાબુ રડ્યા પણ નહિ તેમ વધુ શબ્દો પણ બોલ્યા નહિ. ટૂંટિયું વાળી ઓટલા ઉપર બેઠા બેઠા "નારાયણ—નારાયણ!" બોલતા તેઓ યુવકોની પ્રવૃત્તિઓ

નિહાળતા રહ્યા. જ્યારે રાતના ત્રણ વાગ્યા સુધી તપાસ કરતાં, કંઈ પણ હાથ ન લાગ્યું ત્યારે, નિશ્વાસ મૂકતા તથા ઈશ્વરની માયા અજબ છે – એમ બોલતા પાડોશીઓ તથા સ્વજનો વિખેરાઈ ગયા.

તાઉજી પણ હાથમાં ડાંગ લઈ, ઈશ્વરની અલૌકિક અને અગણ્ય માયા ઉપર વિચાર કરતા પોતાને સાસરે ચાલતા થયા.

માત્ર ન ઊઠી એક વ્યક્તિ તે હતા શિરીષબાબુ! તે જ જગ્યાએ પત્થરની જેમ જડવત્ બેઠા બેઠા તેઓ બોલતા રહ્યા:

"નારાયણ. નારાયણ!"

રાત વીતવા લાગી. શૂન્યતા ને સ્તબ્ધતામાં ગલીનો અંધકાર વધુ ગાઢ બન્યો; તમરાં જોરજોરથી પોતાનું કરુણ-રુદન કરતાં હતાં, અને તોયે જાણે શરીર કે વખતનું કંઈ પણ ભાન ન હોય તેમ શિરીષબાબુ બડબડતા રહ્યા: "નારાયણ – નારાયણ – નારાયણ!!!"

# ૨

"આ બાજુ ચાલો અનિલબાબુ!" કરુણાએ અનિલને કહ્યું.

મૂંગે મોઢે અનિલ તે જ રસ્તે ચાલવા લાગ્યો.

રાત્રિના લગભગ બે વાગ્યાનો સુમાર હશે. નીરવ ઘનઘોર રાત્રિ; આકાશમાં ઝબકતા તારલાઓનો ક્ષીણ પ્રકાશ; અને પેલી પર્વત માળાઓ તરફ જતો આ રસ્તો.

"અનિલબાબુ! શોભા આ બાજુ જ ગઈ છે. મારું મન સાક્ષી પૂરે છે."

"એમ?" અનિલે કહ્યું.

"હા. હું ઊંઘતી હતી તે વખતે મને અજબ સ્વપ્નું આવેલું અને મને લાગેલું જાણે કોઈ અસહાય સ્ત્રી આ બાજુથી પેલા પર્વતોની હારમાળમાં નાસી જાય છે. હવે મને સમજાય છે કે તે શોભા જ હતી."

"તો, તમે મને કેમ ન જગાડયો?" અનિલે પૂછ્યું.

"હા. ઊંઘમાંથી જાગતાં જ હું તમારી પાસે દોડીને આવી. વંડી ઉપરથી કૂદી તમારી પાસે આવી તમને જગાડું છું ત્યાં તો નીચેથી શિરીષબાબુની બૂમ સાંભળી."

"હં" અનિલ બબડયો.

દ્રુત ગતિથી બન્ને મિત્રો પંથ કાપે જાય છે. શ્વાસ જોરથી ચાલે છે; પરસેવાથી કપડાં રેબઝેબ થઈ ગયાં છે પણ પરવાહ નથી.

"આ બાજુ – આ પેલી કેડી દેખાય."

કરુણા બોલી ઊઠી.

"હા!"

"તે જ બાજુ આપણે જવાનું."

"પણ એ બાજુ તે ન ગઈ હોય તો?"

"તો શું? તમે ચાલો તો ખરા." કરુણાએ સત્તાવાહી સ્વરે કહ્યું.

એ કેડી ઉપર જતાં જ તેમને લાગ્યું કે કેડી પર્વત ઉપરના જંગલમાં જતી હશે. તેઓએ ચાલવા માંડયું. વિકટ રસ્તો હતો. તમરાં તથા આસપાસના અરણ્યના વન્ય જંતુઓનો અવાજ વાતાવરણને ભયંકર સ્વરૂપ આપતો હતો.

"અનિલબાબુ!" કરુણા બોલી.

"હં..."

"તમારો હાથ આપો તો!"

અનિલે હાથ લંબાવ્યો.

બન્ને જણ વેગથી તે કેડી ઉપર ચાલવા લાગ્યાં.

કોઈ કશું બોલતું નથી. એક જ ઉદ્દેશ છે; ગમે તેમ કરીને પણ તે જંગલ પાર કરવાનું છે. ક્ષણોને પળો યુગ

યુગની જેમ વીતતી જાય છે; તેમનો વેગને ઉત્સાહ વધે જાય છે. પગમાં કાંટાઓ વાગે છે કાંકરાઓ ભોંકાય છે પણ તેઓ ચાલતા જ જાય છે; ચાલ્યાં જ જાય છે.

જંગલ બહાર આવી પહોંચ્યા. ઓ ગંગા! ગંગા નદીના નીર ઉછળી ઉછળી જાણે તેમનું આવાહન કરે છે.

"અનિલબાબુ!"

"કરુણા!"

"અહીં ક્યાંયથી હોડી ન મળી શકે?"

"કેમ?"

"અહીંથી હોડીમાં જ આપણે જઈએ તો?"

"કેમ?"

"બસ. હોડી લાવોને. ઉતાવળ કરો."

અનિલ તો મૂર્ખની જેમ ઊભો જ રહ્યો. કરુણાને આ અસહ્ય થઈ પડયું. તે ડાબીબાજુના કિનારા તરફ વેગથી દોડવા મંડી.

"ક્યાં જાય છે કરુણા!"

"તમે ઊભા રહો. હું આવું છું."

થોડેક દૂર જતાં એક ઝૂંપડું દેખાણું.

—એક ગંભીર આકૃતિવાળો માણસ ખાટલામાં પડ્યો પડ્યો નસકોરાં બોલાવી રહ્યો હતો.

"એ!" કરુણાએ તેને જગાડવા પ્રયત્ન કરતાં બૂમ પાડી.

"કોણ!"

ઘોઘરા અવાજે પેલો માછીમાર બોલી ઊઠ્યો.

"એ! ભાઈ! તમારી હોડી સાથે આવશો?"

"કેમ, શું છે ? આવે વખતે ?"

"હોડી સાથે તમે ચાલો. આ નદીમાં કોઈ ડૂબી ગયું છે..."

"એં ! તો અમે શું કરીએ."

"ભાઈ! માગે તેટલા પૈસા લે, પણ......"

"દસ રૂપિયા લેગા......અમ લોગ."

હિંદુસ્તાની ભાષામાં જ તે ભયંકર આકૃતિવાળા માણસે ચલાવ્યું : "રાત કા મોકા. દસ રૂપિયા સે એક પાઈ કમ નહિ."

"હા હા. દસ રૂપિયા આપશું." કરુણાએ કહ્યું.

માછીમાર ઊઠયો. હોડી છોડી અને કરુણા તેમાં બેઠી.

"કિધર ?"

"આ બાજુ"

હોડી મંદ વેગે ગંગાના નીર ઉપર ઉછળવા લાગી.

"થોભો જરા."

"કયું ?"

"અનિલબાબુ! અનિલબાબુ !!" કરુણાએ બૂમ પાડી.

અનિલ કિનારા પાસે આવ્યો.

"બેસી જાઓ." કરુણાએ પોતાનો હાથ લંબાવ્યો.

કરુણાનો હાથ પકડી અનિલ હોડીમાં ચઢી બેઠો.

"ચાલવા દો." કરુણાએ કહ્યું.

"અચ્છા." અને માછીમાર હલેસાં મારવા લાગ્યો. થોડીવાર સુધી કોઈ કંઈ બોલ્યું નહિ. હોડી મંદગતિએ આગળ વધવા લાગી.

"કૌન ડૂબ ગયા હૈ?" માછીમારે પૂછ્યું.

"...એક અમારી બહેન..."

"ઉમ્ર?"

"સોળ સત્તર વર્ષની."

"તો કૈસે પતા ચલેગા?" માછીમારે પૂછ્યું.

"રામજી જાણે."

"ઓહ! બાંસ સાથ લેને ચાહીએ." અને માછીમારે પોતાની હોડી પૂરવેગે ચલાવવા માંડી.

થોડે દૂર ગયા પછી એક મોટું વન આવ્યું. મોટા મોટાં વૃક્ષોના પડછાયા ગંગાના નીરને વધુ અંધારાં બનાવતાં હતાં.

"એ- હે......હે......" એક ઝાડ નીચે હોડી થોભાવી માછીમારે બૂમ પાડી.

"એ–હે......હે......"

બે ચાર યુવાનો ત્યાં તો કિનારા પાસેના ઝૂંપડામાંથી બહાર આવી લાગ્યા.

"કંઈ હૈ?" તેઓ બોલ્યા.

"ચાર વાંસ; તમે પણ આવો."

"ચાર બાંસ થેંભી આઓ."

એ હુકમ સાંભળતાં જ બન્ને યુવાનો મોટા વાંસ લઈ હોડીમાં આવી પહોંચ્યા.

"ચાલો જલદી હવે." કરુણાએ કહ્યું.

માછીમારે પૂર્ણ વેગથી હવે હોડી હંકારી મૂકી. બન્ને યુવાનો મોટા મોટા વાંસો પાણીમાં નાખતાં નાખતાં તપાસ કરવા લાગ્યા. નિરાશ હૈયે, અપૂર્વ વેદના સહન કરતો અનિલ આ બધું નિહાળી રહ્યો.

કરુણા પણ મૂંગે મોઢે આ બધું જોતી રહી.

હોડી પાણીમાં દોડે જાય છે. ગંગાના નીરો ઉછળે છે.

આકાશમાં ઝબકતા તારલાઓ આ બધુંય જુએ છે; અને મંદ મંદ સમીર પણ વહે જાય છે.

× × ×

શોભા મૂર્છામાંથી જાગી. તેણે જોયું ઝાડ પાસે, જ્યાં તે અફળાઈને પડી હતી ત્યાં લોહીનું ખાબોચિયું ભરાઈ ગયું છે. અશક્તશી તે ઘાસ ઉપર બેસી ગઈ. એક ક્ષણમાં જ સહસ્ર વિચારો તેના મગજમાંથી પસાર થઈ વિલીન થઈ ગયા. જીવન સાવ શુષ્ક લાગવા લાગ્યું. એના કરતાં તો આ મૂર્છા જ વધુ સુંદર હતી કે જેમાં દુઃખનું કશુંય ભાન ન હતું.

માંડ માંડ તે ઊઠી અને પેલી સાંકડી પગદંડી–કેડી ઉપર ચાલવા લાગી.

પૂર્વમાં ઉષાના ગુલાબી સિંદુરના સાથિયા પુરાવા મંડયા હતા. મંદ મંદ સમીર વાવા લાગ્યો હતો. ગંગાના નીર ઉછળતાં હતાં.

તે કિનારા પાસે આવી. દૃઢ નિશ્ચય કર્યો. બસ, હવે તો સદૈવને માટે જ આ જળમાં સમાધિ લેવી છે; અને તે દૃઢ નિશ્ચય કરી તેણે ગંગાના નીરમાં ઝંપલાવ્યું. એક ધબાકો થયો અને તે પાણીમાં ડુબકીઓ ખાવા લાગી.

× × ×

સ્નાન કરતી રાધાએ જોયું; સામેથી કંઈક આવે છે. શું હશે? સવારના પાંચેક વાગ્યાનો સુમાર હતો. ઘાટ ઉપરના વડલાનાં પત્તાં મંદ મંદ સમીરમાં ડોલતાં હતાં. પક્ષીઓનો કલરવ શરૂ થઈ ગયો હતો.

રાધાએ ડૂબકી મારીને કપડું ખેંચ્યું.

"કોણ કોઈ સ્ત્રી ?"

સામેથી જ એક હોડી આવતી દેખાઈ.

"કોણ ?"

"રાધા ?" અનિલના મુખમાંથી શબ્દો નીકળી પડ્યા.

"અનિલબાબુ !"

"શોભા ?"

અને અનિલ આ દૃશ્ય જોઈ કરુણા પાસે ધબ થઈને બેસી ગયો.

# ૩

"ગોવિંદા મહારાજ ! ગોવિંદા મહારાજ" રાધાએ બૂમ પાડી.

મંદિરમાં પૂજન કરતા ગોવિંદા મહારાજ દોડયા.

"કેમ શું છે મા ?"

"જલદી આવો તો–દોડો તો ?"

પોતાના કંધસ્થલ ઉપરના રૂમાલને ઠીક કરતા ગોવિંદા મહારાજ દોડયા.

"શું છે બેટા ?"

"જુઓ તો ?"

"ઓહ !" શોભાની વિચિત્ર હાલત જોઈ ગોવિંદા મહારાજ ચકિત થઈ ગયા.

"ગભરાઓ નહિ. હજુ કંઈ બગડયું નથી."

ત્યાં તો નાવમાંથી માછીમાર કૂદ્યો અને કિનારા પાસે આવી શોભાના શરીરને તપાસવા લાગ્યો.

"એ...હે..." તેણે પોતાના સાથીઓને બોલાવ્યા.

શોભાના પેટમાંથી પાણી કાઢી નાખી તેની સારવાર કરવામાં બધા રોકાયા.

"ગભરાઓ મત" માછીમારે કહ્યું.

વડલા નીચે બે ત્રણ સુંદર ઝૂંપડીઓ બાંધવામાં આવેલી હતી. રાધા દોડી અને તેમાની એક ઓરડીમાં ખાટલો પાથરી આવી.

કરુણા અને અનિલે શોભાને ઉચકી અને અંદર ખાટલામાં સુવાડી દીધી.

ધીમે ધીમે શોભાને ઠીક થવા લાગ્યું. ધીમે ધીમે તેના શ્વાસોચ્છ્વાસ ચાલતા હતા; પણ હજુ તે ભાનમાં આવી ન હતી. કપાળ ઉપર સખત ઘા થયો હતો. તેના ઉપર પટ્ટી બાંધી બધા સ્તબ્ધ થઈ ઊભા.

અનિલે માછીમારને પૈસા ચૂકવી રજા આપી.

"રામ રામ" કરતોક માછીમાર હોડી હંકારતો ત્યાંથી ચાલતો થયો.

"અનિલબાબુ! તમે નાહી ધોઈ સ્વસ્થ થાઓ અને તમે બેન! તમે પણ..."

"હા, હું પહેલાં નહાઈ લઉં" કરુણાએ કહ્યું, "મને એક સાડી આપશો?"

"હા, લાવી."

કરુણા આ બાવીસ વર્ષની સુંદર રાધાને નિરખી રહી.

અનિલબાબુ જેના વિશે ભાગ્યે જ બોલતા તે જ આ રાધા? સુંદર છે, નમ્ર છે અને કર્તવ્યનિષ્ઠ છે.

પણ તેનું મન એટલું થાકી ગયું હતું કે તે વધુ કંઈ પણ વિચારી શકી નહિ. ખાટલાને અઢેલી, આંખો બંધ કરી તે ચૂપચાપ બેસી ગઈ.

અનિલ શોભાના ખાટલામાં બેઠો; શોભાના હાથને પોતાના હાથમાં લઈ પંપાળવા લાગ્યો. કેટલી વાર સુધી તે શોભાનું મુખ નિરખી રહ્યો.

જ્યારે રાધા એક સાડી લઈ અંદર આવી ત્યારે કરુણા ખાટલાને ટેકો આપી ઊંઘી ગઈ હતી.

"અનિલબાબુ!" રાધા ધીમેથી બોલી.

"રાધા!" અનિલે કહ્યું.

"આ સાડી; ઊઠે ત્યારે આપજો. હું પૂજા કરવા જાઉં છું."

અને તેમ કહી રાધા, મંદિરમાં પૂજા કરવા જતી રહી.

મંદિરનો ઘંટ વગાડી અંદરના ભાગમાં તે ગઈ. ગોવિંદા મહારાજ માથા ઉપર ફેંટો બાંધતા ત્યાં આવ્યા અને બોલ્યા:

"બજારમાંથી શું લાવવાનું છે મા?"

"કાકડી, મેથીપાલક અને ઘી લઈ આવજો."

"ભલે, તો હું જાઉં છું."

"હા." રાધાએ કહ્યું અને મંદિરના અંદરના ભાગમાં ફૂલની નાનીશી ટોપલી તથા ચંદન લઇ પ્રવેશી ગઈ.

સુંદર મહાદેવનું લિંગ હતું. ઉપર જળાધારીમાંથી શંકર ઉપર પાણી ટપકતું હતું. તિલક તથા ફૂલોની સુગંધિ ચારેકોર

પમરી રહી હતી. અને ઘીના બાર દીવા ટમ ટમ ટમ ટમ બળતા હતા.

રાધાએ પોતાનું ચન્દન શંકરને ચઢાવ્યું; પછી ફૂલો પણ ચઢાવ્યાં અને પદ્માસનવાળી પ્રાણાયામ કરવા લાગી.

અને આ ધ્યાનાવસ્થામાં તેને શંકર અને સતીની પ્રેમગોષ્ઠી યાદ આવી.

સતીનો શંકર માટે સ્નેહ; દક્ષ પ્રજાપતિની ના; સતીનો શંકર સાથેનો વિવાહ અને...વિચાર ધારાઓ આગળ વધવા લાગી.

દક્ષ પ્રજાપતિનો યજ્ઞ સમારોહ, સતીનો ક્રોધ અને સ્વયં ઉત્પન્ન કરેલા અગ્નિમાં સતીનું અવસાન થવું... ..અને ત્યાર પછીની ભયંકર રુદ્ર આકૃતિ ને તાંડવ નૃત્ય.

ઓહ!! સતીના શબને બાથમાં લઈ જંગલોમાં ભમતા મહાદેવ!! દેવ! તમે ક્યાં છો? રાધા ગળગળી થઈ બોલી ઊઠી. તેણે હિમાલયોનાં દૃશ્ય જોયાં. હિમાચ્છાદિત શ્વેત શિખરો; ઠંડો પવન અને દેવદારના કંપતાં વૃક્ષો અને વનો; અને તેના ઉપર તપશ્ચર્યા કરતા દેવાધિદેવ મહાદેવ!!

રાધાએ પોતાનાં નેત્રો ખોલ્યાં. હા તેજ શંકર આ સામે છે; પણ આજે આ હૃદયમાં આ તલસાટ શો છે? હૃદયમાં આટલી વ્યાકુળતા કેમ છે?

અને ત્યાં બેઠી બેઠી રાધા આજ સવારના દૃશ્યને સંભારી રહી. રોજ સવારના પાંચ વાગે ઊઠી, કલકલનિનાદ કરતી ગંગામાં તે સ્નાન કરે છે. અદૃષ્ટ સૂર્યને અર્ધ્ય આપી, ચંદન અને પુષ્પથી શંકરની બએ કલાક સુધી સ્તુતિ કરે છે, અને આજે શું નું શું બની ગયું?

તેની આંખો સામે રાધા મિશ્રાણી નાચવા લાગી. પેલા શહેરની ગંદી ગલીમાં ઉભેલી દુકાનમાં રાંધતી 'ઢાબો' ચલાવતી રાધા તેને સાંભરી. અને પેલી રાત્રિનું દશ્ય ? રાધા ! રાધા ! !......હાસ્તો અનિલબાબુ આવવાના હતા; હૃદયે ન અનુભવેલી લાગણીઓ અનુભવતી રાધા મિશ્રાણીએ અનિલબાબુ માટે મિષ્ટાન્ન પકાવેલાં અને એ બધાયને ઠોકરે મારી જાણે કે તેના હૃદયના ટુકડે ટુકડા કરી અનિલબાબુ તે રાત્રે ચાલ્યા ગયા હતા. અને એ બધુ હોવા છતાં; અનિલબાબુ સામે તે તિરસ્કાર અથવા વિદ્રોહની ભાવના કેળવી અથવા મનમાં લાવી શકી નહતી.

અને ત્યારપછી તો ગોવિંદા મહારાજ સાથે તે આ ગામડામાં આવી લાગેલી હતી.

અને આજે અકસ્માત તે જ અનિલબાબુનો ભેટો થઈ ગયો હતો. હજુ કંઈ પણ વિચાર કરવાનો તેને સમય ન મળ્યો હતો.

"આ શોભા – શોભા – નામની છોકરી કોણ હશે ? અને આ પેલી કરુણા – એ જ કરુણા કે જેના વિષે રસ્કબિહારી અને સુધિર – ન જાણે શું શું બોલતા હતા ?"

મંદિરમાં ઘંટ વાગ્યો. રાધાનું ધ્યાન જાણે ભાંગ્યું. ગામના માણસોની અવરજવર, હવે દર્શનાર્થે શરૂ થઈ ગઈ છે. હવે તેણે ઊઠવું જોઈએ. અને શંકરના ચરણોમાં પડી પગે લાગી તે ઊઠીને વડલા તળેની આ બાજુની ઓરડીમાં આવી રાંધવાના કામમાં મશગૂલ થઈ ગઈ.

બે એક કલાક પછી કરુણા ઊંઘમાંથી જાગી.

“ખૂબ ઊંઘ લીધી?” અનિલે ખાટલા ઉપર બેઠે બેઠે જ પૂછ્યું.

“ઓહ! હું ઊંઘી ગયેલી કે?” કરુણાએ પૂછ્યું.

“લાગે તો એમ છે.”

“લાઓ, લાઓ હું નાહી આવું.”

“ભલે. રાધા આ સાડી આપી ગઈ છે.”

“ઓહ! મને જગાડી કેમ નહિ?”

“રાત આખીનો ઉજાગરો. સારુ થયું ને કે થોડીઘણી ઊંઘ આવી ગઈ.”

કરુણા ઊઠી અને સાડી લઈ બહાર આવી.

લગભગ સાડા આઠથી નવ વાગ્યાનો સુમાર હશે. ગંગાના નીર ઉપર સૂર્યનો તડકો પડતો હતો અને તેનાં જળ ચળક ચળક થતાં હતાં. પવનની લહેરિયો પાણીમાં તરંગો ઉત્પન્ન કરતી શીતળ બનતી, વડલાના પત્તાંને હલાવતી અને ડોલાવતી રહી હતી. પવનના આ શીતળ સ્પર્શથી કરુણા પ્રફુલ્લિત થઈ ઊઠી. એક અનુપમ ચૈતન્ય જાણે તેના રોમ રોમમાં વ્યાપ્ત થઈ ગયું. તેને મન થયું કે આ વડલા ઉપર ચઢી જાઉં અને ત્યાં તેની ડાળી ઉપર બેઠી બેઠી ગંગાના તરંગોનું નૃત્ય જોયા કરું.

અને આજ વિચારમાં તે વડલા પાસે આવીને ઊભી રહી. ઓહ કેવી શીતળતા છે? ફર–ફર–ફર કરતો પવન વાય છે અને તેનાં વસ્ત્ર અને વાળો સાથે ગેલ કરતો વહે જાય છે? વડલાની છાયા પાણીમાં પડેલી છે અને તે નીર શ્યામ બની ગયાં છે; અને તેને “મેઘદૂત” સાંભર્યું.

ગંગાના પ્રવાહ ઉપર સરતું વાદળું અને તેનું પડતું

પ્રતિબિંબ જાણે ગંગા યમુનાનો સંગમ ન થયો હોય તેની યાદ આપતું હતું.

શું આ વડલાનું પ્રતિબિંબ પણ યમુના ગંગાનો સમાગમ નથી યાદ આપતું?

અને પછી તો કરુણા વૃક્ષના થડને અઢેલી પાણીના તરંગો નિહાળી રહી. આસપાસનું બધુંય ભાન જાણે ભૂલી ગઈ. બસ એક માત્ર ગંગા છે; તેના તરંગો છે; સુંદર વહેતો સમીર છે અને ખડખડ કરતાં વડલાનાં પાન છે.

આ દશ્ય રાધાએ રાંધણિયાની બારીમાંથી જોયું. વડલાનો ટેકો દઈ કરુણા ઊભી છે; અને તેના મોઢા ઉપર આનંદ, સુખ અને શાન્તિની છોળો ઉભરાઈ રહી છે. પણ રાધા કશું બોલી નહિ.

થોડીવાર પછી તો બન્નેની આંખો ચાર થઈ.

"કેમ! શું જુઓ છો?" રાધાએ પૂછ્યું.

"અહીં ઊભી આ તમારી ગંગામૈયા જોતી હતી" કરુણા બોલી.

"સ્નાન કરવા આવેલાં કે?"

"હા. આ રહી તમારી સાડી. નહાવા આવી પણ મને તો ગજબની ઊંઘ આવી ગયેલી."

"રાતનો ઉજાગરો એટલે આવી જ જાય ને?"

"તમે શું કરો છો?"

"કંઈ નહિ ખાસ. જરા હવે રાંધવાનું."

"હા...હા. હું હમણાં આવી હં."

"નારે...ઉતાવળ નથી. તમે તમારે લહેરથી નહાઓ; તરતાં આવડે છે?"

"હા, સ્હેજ સ્હાજ."

"તો હું નહાઈને આવું" કરુણા બોલી.

"ઉતાવળ નથી."

અને પછી તો કરુણા જરા નીચે ઉતરી અને પાણીમાં ડૂબકી લગાવી તરવા લાગી.

શીતળ જળનો સ્પર્શ કેટલો આહ્‌લાદક હતો ? અંગ પ્રત્યંગમાં જાણે સ્ફાટિક સંચાર કરતો હતો. કરુણા ક્યાંય સુધી નહાયા કરી. આજ અકસ્માત તેના હૃદયમાં ઉમંગ અને આનંદની લહરિયો ઊઠવા લાગી.

ક્યાં કાલે રાતની હૃદયવ્યથા, પીડા અને ગભરામણ અને ક્યાં આજનો આ આનંદ અને ઉમંગ! કરુણાને પણ તેની સમજ પડી નહિ.

શોભાને ઠીક થશે જ – તેને ઠીક છે જ – એમ તેનો અંતરાત્મા તેને જાણે કહેવા લાગ્યો; અને એ જ વિચારમાં મસ્ત બનેલી કરુણા ગંગાના તરંગો સાથે ગેલ કરતી, તેના નીર ઉછાળતી, છપ છપ કરતી, ડૂબકીઓ લગાવતી તરતી સ્નાન કરતી રહી.

આજ વખતે અનિલે બૂમ પાડી કહ્યું :

"કરુણા! કરુણા!"

"શું છે અનિલબાબુ!"

"શોભા!" શોભાએ આંખ ખોલી.

"આવી અનિલબાબુ!"

તે જ પ્રમાણે અનિલે રાધાને પણ બૂમ પાડી.

રાધા રાંધવાનું કામ એમને એમ મૂકી અનિલવાળી

ઓરડીમાં ગઈ અને જુએ છે તો શોભાના નેત્રો ખુલ્લાં છે અને તે આસપાસનું વાતાવરણ ઓળખવાનો પ્રયાસ કરે છે.

"શોભા!" અનિલે મંદ સ્વરે કહ્યું.

"દાદા! [મોટાભાઇ]" શોભા બોલી; અને અનિલનો હાથ પકડી માથા પાસે લઈ બાળકની જેમ રડવા લાગી.

અનિલ તેના માથા પાસે બેસી ગયો અને તેનું માથું પંપાળતો આશ્વાસન આપતો રહ્યો.

"શોભા! કેમ છે?"

પણ એક ફિક્કા મંદ હાસ્ય સિવાય શોભા કશું બોલી નહિ.

"અનિલબાબુ! આ પડીકી આપી દો મધ સાથે." ગોવિંદા મહારાજ અંદર પ્રવેશતાં બોલ્યા: "ગામના વૈદરાજે આપી છે."

શોભાને દવા આપી દીધા પછી તે નેત્રો બંધ કરી સૂઈ જવાનો પ્રયત્ન કરવા લાગી.

અનિલની જગ્યા કરુણાએ લીધી અને અનિલ સ્નાન કરવા માટે જતો રહ્યો.

રાધા પાછી પોતાના કામે ચાલી ગઈ અને ગોવિંદા મહારાજ પણ પોતાના કામે ચાલ્યા ગયા. જતાં જતાં કહેતા ગયા:

"જુઓ મા, હું બાર વાગે પાછો ફરીશ. બધાને જમાડી દેજો, મારી વાટ જોશો નહિ."

"કેમ?" રાધાએ પૂછ્યું.

"મ્હારે કવરસાબને ગામડે જવાનું છે."

"તો જમીને જ જાઓને?"

"નારે! આ બે માઈલ તો દૂર છે જ. અને હમણાં પાછો આવું છું ને?"

"ના, તમે જમીને જ જાઓ." રાધાએ કહ્યું.

રાધાએ તાવડી ચૂલા ઉપર ચઢાવી દીધી અને એક થાળીમાં શાક પીરસી ગરમાગરમ જાડો રોટલો થાળીમાં પીરસી ગોવિંદા મહારાજ સામે થાળી સરકાવી દીધી.

"તમે નહિ જ માનો. વારુ ત્યારે ખાઈ લઉં." એમ કહી મહારાજ લોટો ભરી ત્યાં જ જમીન ઉપર બેસી ગયા.

જમતાં જમતાં તેમણે પૂછ્યું:

"આ ભાઈ કોણ રાધા?"

રાધાનું મોં શરમથી જરા લાલચોળ થઈ ગયું; પણ લાકડાને ઠીક કરવાના બહાના હેઠળ તેણે આ આવેશ જણાવા દીધો નહિ.

"તમને યાદ છે ને કે હું 'ઢાબો' ચલાવતી?"

"હા."

"ત્યાંના એક વિદ્યાર્થી. તેમની સાથે જે બેન છે તેમનાં મિત્ર, બન્ને સાથે જ કોલેજમાં ભણે છે. અને આ બહેન તે... શોભા...પણ તેના વિશે વધુ હજુ જાણવાનું છે."

"વારુ, પણ જો મા...કોઈ પણ રીતે તેમને એમ ન લાગવા દેતી કે આ સ્થળ પરાયું છે. હું તો હવે છેક સાંજના જ આવીશ. એક જગ્યાએ કથાપૂજા પણ કરવાની છે, એટલે મોડું થાય તો પણ ચિંતા નહિ કરશો."

"વારુ" રાધા બોલી.

અને ત્યાર પછી, હાથમાં લાકડી લઈ ગોવિંદા મહારાજ લખમોપુર ભણી પ્રયાણ કરી ગયા.

સ્નાન કર્યા પછી જ્યારે અનિલ પાછો ફર્યો ત્યારે કરુણાએ કહ્યું:

"અનિલબાબુ, તમે અહીં બેસો, હું રસોડામાં જાઉં છું."

"વારુ." અનિલે કહ્યું; અને કરુણા રસોડા ભણી ચાલી નિકળી.

કાંટાની વાડથી ઘેરાયેલા આ ત્રણ કાચાં માટીના મકાનો ઊભાં હતાં. જમણી બાજુનું મકાન–ઓરડો રાંધવાના કામમાં આવતો; વચલા ઓરડામાં રાધા સૂતી અને ડાબીબાજુના ઓરડામાં ગોવિંદા મહારાજ. નળિયાં ઉપર વેલો છવાયલી હતી; અને આ છાપરાં ઉપર વડલાની છાયા હતી. ત્રણે ઓરડાની બારીમાંથી ગંગા વહેતી દેખાતી હતી.

આ વાડની બહાર ડાબીબાજુ ઉપર, નદીના કિનારે શંકરનું મંદિર હતુ અને તે મંદિર ઉપરથી ગામનું સુંદર દૃશ્ય દેખાતું હતું. નાનાં કાચાં માટીનાં ઘરો; વચવચમાં લીમડાનાં ઝાડો; અને પેલેપાર સુંદર ખેતરો.

રસોડામાં પ્રવેશતાં જ કરુણાએ જોયું કે લગભગ બધું તૈયાર છે. થોડીક કણક હજુ બાકી છે અને રાધા વિચારમગ્ન બેઠી છે અને તવા ઉપર રોટલી બળે છે.

"આવું કે મદદ કરવા?" કરુણા બોલી.

"ઓહ! આવો." સ્વસ્થ થતાં રાધા બોલી ઊઠી અને પોતાની આ અસ્વસ્થતા ઉપર તેને ખૂબ લજ્જા આવી.

"લાવો, હું વણું અને તમે સેકો." કરુણા બોલી.

"ભલે." પાટલો હડસેલતાં રાધાએ કહ્યું.

અને કરુણા રોટલી વણવા લાગી અને રાધા સેકવા મંડી.

આ કામ કરતાં કરતાં બન્ને જણ મૂંગા જ રહ્યા.

જ્યારે બધી રોટલીઓ તૈયાર થઈ ગઈ અને બન્ને જણ નવરાં થયાં ત્યારે કરુણાએ પૂછ્યું:

"તમે અહીં કેટલા વખતથી છો?"

"એ ત્રણ વર્ષ થયાં."

"એકલાં જ છો ?"

"ના." અને પછી ઉમેર્યું, "ગોવિંદા મહારાજ પણ છે."

"તે કોણ થાય તમને ?"

આનો શો જવાબ આપવો તે રાધાને સૂઝયું નહિ. થોડી વાર મૌન સેવી તે બોલીઃ

"કંઈજ નહિ પણ–પિતાતુલ્ય."

કરુણા ચૂપ રહી, વધુ શું પૂછવું તેને સૂઝયું નહિ.

થોડી વાર પાછું મૌન વ્યાપી રહ્યું. ત્યાર બાદ રાધાએ પૂછ્યું.

"અનિલબાબુનાં તમે મિત્ર કે ?"

"હા."

"કૉલેજનાં ?"

"હા."

"સાથે ભણતાં ?"

"હા."

"સાથે રહેતાં ?"

"હા."

આ બધું રાધાને ક્યાંથી ખબર ? કરુણા વિચારી ઊઠી.

"આ બેન કોણ ?"

"શોભા."

"શોભા કોણ ?"

"અનિલબાબુની બહેન."

"સગી ?"

"ના."

"તો ?"

"એમના મોટા કાકાની દીકરી."

"એમનું નામ ?"

"બાબુ રાધેમોહન."

"ઓહ ! તેમની દીકરી ? તમે ભણો છો ત્યાં જ રહે છે ?"

"હા. ત્યાં સાસરું છે." કરુણા બોલી.

"શું થયું છે એમને ?"

"વાત ઘણી જ દુઃખદાયી છે." કરુણા બોલી.

રાધા દત્તચિત્તે સાંભળવા લાગી.

"શોભાની અનિચ્છા હોવા છતાં પણ તેના બાપે શોભાનાં લગ્ન કર્યાં. બન્ને વચ્ચે બનતું નહિ. વળી ગિરીશબાબુ શોભાના પતિ શંકાશીલ માણસ એટલે પરણ્યા પછી શોભાને સુખ મળ્યું નહિ. પછી તો બન્ને ઘર વચ્ચે યુદ્ધ જામ્યું. એક બીજાનું મોઢું પણ જુએ નહિ. શોભાને તેના સાસુ સસરા બાપને ત્યાં મોકલે નહિ અને પછી તો કલહ અને કંકાસે એટલું મોટું સ્વરુપ ધારણ કર્યું કે શોભાએ પણ બાપનું ઘર મેલ્યું. શોભાના દરદાગીના રાધેમોહનબાબુએ પોતાના કબજામાં રાખ્યા; માગવા છતાં પુત્રીને આપ્યા નહિ. ત્યાં તો ગિરીશબાબુ માંદા પડ્યા; ને બિમારી વધીને તેમનું અવસાન થયું. શોભાને થયું કે તેના જીવનમાં હવે કોઈને રસ નથી તેથી તે રાતોરાત ઘરમાંથી ભાગી નીકળી. ત્યાર પછીની વાત તો તમે જાણો છો."

રાધા કિંકર્તવ્ય વિમૂઢની જેમ આ બધી ય વાતો સાંભળી રહી. શોભા પ્રત્યે તેના મનમાં સહાનુભૂતિનું એક મોજું ઉછળ્યું.

આજ વખતે અનિલે રસોડામાં ડોકિયું કર્યું.

"કેમ શું ચાલે છે?"

"શોભાને કેમ છે?" રાધાએ પૂછ્યું

"ધસઘસાટ ઊંઘે છે."

"વારુ, તો તમે જમી લો છો?"

"ઉતાવળ નથી."

"નહિ અનિલબાબુ! તમે જમી લો."

"હું ત્યાં બેઠી છું."

અને તેમ કહી કરુણા ત્યાંથી ઊભી થઈ અને શોભાના ઓરડા ભણી ચાલી નીકળી.

અનિલ જમીન ઉપર જ બેસી ગયો.

"ઊઠો અનિલબાબુ!" રાધા બોલી.

"કેમ?"

"કેમ? નીચે બેસવા માગો છો?"

"એમાં વાંધો શો?"

"ના વાંધો કંઈ જ નહિ, પણ..."

"પણ?"

"પણ કંઈ નહિ; આ ગુણપાટનો ટુકડો બિછાવી લેવા દો." અને રાધાએ ખૂણામાંથી એક ગુણપાટનો ટુકડો ઉપાડી ત્યાં બિછાવી દીધો.

અનિલ તે ઉપર બેસી ગયો.

રાધાએ એક થાળીમાં રોટલી અને મેથીપાલકનું શાક અને અડદની દાળ પીરસ્યાં અને ધીમેથી થાળીને અનિલ તરફ ખસેડી, પોતાના આસન ઉપર બેસી ગઈ.

"જમો."

"હા." અને અનિલે ભોજન જમવાનું શરૂ કર્યું.

જમતાં જમતાં અનિલને 'ઢાબા'ની રાધા સાંભરી. ગમે તેમ હો પણ રાધાના હ્રદયમાં તેના માટે સ્નેહ તો હતો જ. કેટલા સ્નેહથી રાધા તેને જમાડતી અને એકાએક તેને પેલું–રાત્રિનું દૃશ્ય સાંભરી આવ્યું. રાધાએ જમવાની બધીય તૈયારી તેના માટે કરી હતી અને પોતાને એકાએક આગ્રા જવાનું થવાથી તે ભોજન કરી શકયો ન હતો અને આઠઆની ઊમરે નાખી ત્યાંથી ચાલતો થયો હતો.

આજે એકાએક અનિલને પોતાના તે વ્યવહારને માટે લજ્જા થવા લાગી. શું રાધાની લાગણીનો જવાબ અને તેનો બદલો આઠ આના માત્ર! એ વિચાર આવતાં જ તેને પોતાના ઉપર તિરસ્કારની ભાવના છૂટી. અને આજે એ જ રાધા છે કે જે આટલા સ્નેહથી અને પ્રેમથી તેમની સેવા શુશ્રૂષામાં લાગી ગઈ છે. આજે આ ગામમાં રાધા ન હોત તો તેમની શી સ્થિતિ થાત? રાધા નહાવા ગઈ ન હોત તો શોભાનું શું થાત? તેનું હ્રદય આ બધા ય એહસાનોથી જાણે દબાવા લાગ્યું. તે રાધા તરફ જોઈ પણ ન શકયો.

અને આ વખતે સામે બેઠેલી રાધા પણ તે જ રાત્રિના વિચાર કરતી હતી. 'આજ અનિલબાબુ! તેમના માટે મેં કેટલી તૈયારીઓ કરી હતી અને રાંધ્યું હતું. અને......

"રાધા!" એકાએક અનિલથી બોલી જવાયું.

રાધાએ અનિલ તરફ જોયું.

"તે દિવસે રાતનાં મારે અકસ્માત જવાનું થયું હતું..."

પણ વધુ તે બોલી શકયો નહિ.

રાધાની આંખો પણ ન જાણે કેમ છલકાઈ આવી અને તેણે સાડીના પાલવ વડે તે છલકાતી આંખોને લૂછી કંપતા સ્વરે પૂછયું:

" શાક આપું કે ? "

પણ અનિલે જવાબ ન આપ્યો.

રાધાએ શાક અને રોટલી પીરસતાં કહ્યું:

" એ બધું હું જાણું છું, અનિલબાબુ ! "

અને આ શબ્દોથી જાણે અનિલનો ભાર ઓછો થયો હોય તેમ તે બોલ્યો.

" રાધા ! તે રાતની ભૂલ માટે તો મારે...... "

" અનિલબાબુ ! દહીં આપું કે ? ઓય મા ! હું તો કેવી ભૂલકણી છું !" અને તેમ કહી તે ઊઠી અને પડખેની ઓરડીમાંથી દહીંની હાંડી લઈ આવી અને એક પડિયામાં સફેદ ચાકી જેવું દહીં કાઢી અનિલને આપ્યું.

અનિલના જમ્યા બાદ રાધાએ કહ્યું:

" અનિલબાબુ ! તમે હવે જાઓ. અને કરુણાજીને જલદી જમવા મોકલો. મને ભૂખ લાગી છે એટલે તેમને તો લાગે જ ને ? "

જ્યારે કરુણા જમવા આવી ત્યારે તેણે જોયું કે રાધાના મુખ ઉપર સવારનો આનંદ નથી; પણ એક પ્રકારની ભીનાશ અને આર્દ્રતા દેખાય છે. આનું કારણ તે સમજી શકી નહિ.

મૂંગે મોઢે બન્ને જમતાં રહ્યાં.

સંધ્યા થતાં થતાં શોભાની તબિયતમાં ફેર પડવા લાગ્યો અને અનિલને પણ લાગ્યું કે શોભાને બે એક દિવસમાં તદ્દન ઠીક થઈ જશે. બીજે દિવસે સવારમાં તો તેને ખૂબ જ ઠીક હતું. અનિલને તે ઓળખી શકી અને કરુણાને જોઈને તેણે મંદ સ્મિત પણ કર્યું.

દૂધ પીધા પછી તે ખાટલામાં પડખું ફેરવીને સૂઈ ગઈ.

તે જ દિવસે સંધ્યા થતાં તેને ઘસઘસાટ ઊંઘ પણ આવી ગઈ.

રાધાએ કહ્યું:

" અનિલબાબુ! સંધ્યાનો સમય છે તમે ફરી આવો. હું અહીં બેઠી છું."

" હું એકલો તો નહિ જાઉં."

" એકલા શા માટે જાઓ છો, કરુણા બેનને પણ સાથે જ લઈ જાઓ. શહેરના રહેવાસીઓ તમે, તમને ઘરમાં ગોંધાઈ રહેવું ગમે જ કેમ ?"

" ના, એવું કંઈ નથી, પણ...."

" પણ બણ નહિ; તમે ફરી આવો."

રાધાએ કહ્યું.

" ક્યાં ફરવા જશું ?" અનિલે પૂછ્યું.

" ફરવાના સ્થળો ક્યાં ઓછાં છે? આ બાજુ જાઓ તો ખેતરો જ ખેતરો. ગંગાને કિનારે જાઓ તો પણ ચાલે; અને આગળ જાઓ તો જંગલ આવે."

" અમે ખેતરો તરફ જ જઈએ છીએ."

" ભલે!"

અનિલ અને કરુણા બન્ને પૂર્વ બાજુના રસ્તા ઉપર ચાલવા લાગ્યા. કાચો રસ્તો હતો; રસ્તા ઉપર ખૂબ ધૂળ હતી અને બન્ને બાજુ મોટાં મોટાં ખેતરો હતાં. પશ્ચિમમાં સૂર્યના સોનેરી ગુલાબી રંગોએ વાદળાંઓના સમૂહને રંગી નાખ્યા હતા.

કંઈ વાતચીત કર્યા વગર બન્ને આગળ જઈ રહ્યા હતા. તેટલામાં સામેથી ધૂળ ઉડતી દેખાઈ.

" શું હશે ? " કરુણા બોલી ઊઠી.

" મોટર લાગે છે. "

" એમ ? "

" હા. "

થોડી વારમાં તો મોટરનું હોર્ન પણ સંભળાયું.

" કોણ હશે ? "

ત્યાં તો મોટર તેમની પાસે આવીને થોભી ગઈ.

## ૪

"હલો ! અનિલ કે ?" અનિલના મોટા કાકા તાઉજી એ મોટરમાંથી જ બૂમ પાડી.

"ઓહ ! તાઉજી ?"

"હા. બેટા, બધું કુશળ છે ને ?"

"હાજી."

"હે ઈશ્વર ! ધન્યવાદ તને બાપ ! !" એ શબ્દો બોલી તાઉજીએ આકાશ તરફ પોતાના હાથ જોડયા અને મોટરમાંથી નીચે ઉતરી અનિલ પાસે આવી ઊભા રહ્યા.

"ચાલો બેટા ! આપણે અગત્યની વાતો કરી લઈએ." તાઉજી બોલ્યા.

"ઘેર જશું ?"

"ના રે. ઊતાવળ શી છે ? પહેલાં આપણે વાતો કરી લઈએ."

"જી." અનિલે કહ્યું,

"તમે જરા અહીં જ રહેજો. હં. અમે આવીએ છીએ." મોટરવાળાને સંકેત કરી આ વાક્યો કહી તાઉજી અનિલ સાથે ચાલવા લાગ્યા.

"અનિલબાબુ!" કરુણાએ કહ્યું.

"જી."

"હું જાઉં છું તો."

"કેમ?"

"બસ. તમે વાતો કરો; હું રસોઈની તૈયારી કરું."

"ભલે."

અને તેમ કહી કરુણા ત્યાંથી ચાલી નીકળી.

અનિલ અને તાઉજી થોડે દૂર સુધી ચાલતા રહ્યા. એક ખેતરમાં આવી તાઉજીએ કહ્યું:

"અનિલ!"

"જી!"

"અહીં જ બેસી જઈએ."

"જી હા."

બન્ને ખેતરમાં બેસી ગયા.

"કેમ છે શોભાને?" તાઉજી બોલ્યા.

"ઘણું સારું છે." અનિલે કહ્યું.

"બેટા! તારા જ પ્રતાપથી એ છોકરી બચી છે; નહિ તો મારે માથે તો સદૈવનું કલંક જ રહી જાત."

"પણ આપને ખબર......"

"બેટા, ખબર? ખબર કેમ ન પડે? આ દુનિયામાં એવી કઈ વસ્તુ છે કે જેની ખબર ન પડે. તારે તો અમને જણાવવું હતું!"

"મેં પત્ર તો લખી નાખ્યો છે."

"તો કેમ ન મળ્યો મને?"

"કદાચ તમે નીકળી ગયા હો ત્યારબાદ પત્ર પહોંચ્યો હોય."

"હા, એમ બને. હું તો નિરાશ થઈ આગ્રા જતો હતો ત્યાં તો ખબર પડી કે, રામજીની કૃપાથી શોભા બચી ગઈ છે. એટલે બેટા! તાબડતોબ મોટર કરી અહીં આવ્યો."

"જી."

થોડી વાર સુધી ત્યાં પાછું મૌન છવાઈ ગયું. અનિલને ન સૂઝયું શું બોલવું, આગળ કેમ વાત કરવી.

"એ તો આપણાં નસીબ સારાં......"

"હાજી. નહિ તો પાણીમાં પડેલું કોઈ માણસ જીવે ખરું?"

"હાસ્તો, શી તમારી પ્રશંસા કરું બેટા! ખરેખર હું તો તારા આ ઋણથી કોઈ દિવસ પણ મુક્ત નહિ થાઉં."

અનિલ ચૂપચાપ સાંભળતો રહ્યો.

"અને બેટા અનિલ!"

"જી?"

"હવે એક કામ કરવાનું છે."

"જી?"

"શોભાને તો સાવ ઠીક છે ને?"

"હાજી. લગભગ."

"તો મને લાગે છે, આજ મોટરમાં તેને હું લઈ જાઉં."

"ક્યાં?"

“ આગ્રા. ”

“ આગ્રા ? ”

“ હા. ”

“ કેમ ? ”

“ કેમ વળી ? હવે તો દીકરી બાપને ઘેર જ શોભે. સાસરિયાને શા લેવા દેવા ? ”

“ એ બરાબર છે પણ શિરીષબાબુના આવ્યા વગર ? ”

“ હવે શિરીષબાબુ ને ફિરીષબાબુ વળી કોણ ? આપણે જ તેના સગા સંબંધી. પતિનું અવસાન થયું પછી પુત્રી માટે તો માબાપનું જ ઘર હોય. ”

“ એ બરાબર છે; પણ શિરીષબાબુના આવ્યા વગર; તેમને ખબર આપ્યા વિના, શોભા એમ કેમ જઈ શકે ? ”

“ કેમ ન જઈ શકે ? ”

“ શિરીષબાબુને કહીને શોભાને લઈ જવાય. ”

“ કેમ અનિલ ! છોકરી આપણી છે કે શિરીષ બાબુની ? ”

“ આપણી, પણ વ્યવહારની દૃષ્ટિએ. ”

“ વ્યવહારની દૃષ્ટિએ ? વ્યવહાર તું શું જાણે બેટા ? તું તો હજુ નાદાન બચ્ચું છો...”

“ એ હશે પણ. ”

“ પણ ? તું તો હોશિયાર છે; અક્કલવાળો છે, ભણેલો ગણેલો છે; ગીતામાં તે વાંચ્યું હશે...”

“ શું ? ”

“ શઠં પ્રતિ શાઠ્યં કુર્યાત્. ”

“ હું સમજ્યો નહિ. ” અનિલે કહ્યું.

"બેટા! તારાથી શું છૂપેલું છે? શોભાના વિવાહ બાદ, એ લોકોએ જે કેર વર્તાવ્યો છે; જે ઉદ્ધતાઈના વહેવારનું પ્રદર્શન કર્યું છે, તે તારાથી ક્યાં અજાણ્યું છે? અને હવે તો આવા સંજોગોમાં શોભાને અહીં રાખી જ કેમ શકાય? એ લોકોના પંજામાં શોભાને સોંપી જ કેમ શકાય?"

આ બધું સાંભળી અનિલને આશ્ચર્ય થવા લાગ્યું. આજ દિવસ સુધી જે તાઉજીએ શોભાની દરકાર કરી ન હતી; જેમણે શોભા તરફ દૃષ્ટિપાત સુદ્ધાં નહોતો કર્યો, જે શોભાને વિધવા થવાની અણી હોવા છતાં પણ ઘરેણાં કે સારાં કપડાં પહેરવા આપવા તૈયારી બતાવી ન હતી–તે જ તાઉજીના હૃદયમાં શોભા પ્રત્યે સ્નેહનો આ દરિયો કેમ લહેરાવા લાગ્યો છે?

અનિલને તે દિવસ યાદ આવ્યો. શિરીષબાબુ માંદા હતા. શોભાને મળી પોતે પાછો ફરતો હતો. રસ્તામાં જ શિરીષ બાબુ, લાઠીને ટેકે સામેથી આવી રહ્યા હતા. અનિલને જોઈ તેઓ રોકાઈ ગયા હતા; અને અનિલના બંને હાથ પોતાના હાથમાં લઈ તેઓ બોલ્યા હતા:

"નારાયણ! નારાયણ! અનિલબાબુ! ન કરે નારાયણ ને કંઈ થઈ જશે તો મ્હારા હૃદયમાં એક ઘા કોઈ દિવસ રૂઝાશે નહિ."

તેણે પૂછ્યું હતું. "શું છે?"

અને તેમણે ગદ્ગદ કંઠે કહ્યું હતું.

"અનિલબાબુ! શોભાએ કંઈ સુખ જોયું નથી. સુંદર કપડાં કે ઘરેણાં પહેર્યાં નથી; અને રાધેમોહનબાબુને કેટલું ય લખ્યું કે તમે આ વખતે તો બધું ય આપો; મારી વહુ

છેલ્લે છેલ્લે તો શણગાર કરી લે. પણ કંઈ નહિ...જવાદો એ વાત" અને પછી "નારાયણ – નારાયણ" કરતા તે ત્યાંથી ચાલ્યા ગયા હતા.

અનિલને આ બધી વાતો એકાએક યાદ આવી. તેણે તાઉજીના પ્રશ્નનો જવાબ ન આપ્યો.

"કેમ બોલ્યો નહિ અનિલ?" તાઉજી બોલી ઉઠ્યા.

"જી?"

"અને બેટા! તને આ દુનિયાની આંટીઘૂંટીઓની શી ખબર પડે? હમણાં તો તેઓ ખોટે ખોટો ઢોંગ કરશે પ્રેમનો; શોભા તરફ સહાનુભૂતિ અને સ્નેહના બણગાં પણ ફૂકશે; પણ બેટા, જેવા પૈસા આવ્યા પાસે કે શોભાને દેશે લાત – તેનું જીવન ઝેર જેવું થઈ જશે. તેને ક્યાંય રહેવાનું સ્થાન નહિ રહે. તેના માટે જીવન અકારું થઈ પડશે." તાઉજી હાથનો અભિનય કરતાં કહે જતા હતા.

તો પણ અનિલે કંઈ ઉત્તર આપ્યો નહિ, આ જોઈ તાઉજીએ સાફાનો એક છેડો આંખ પાસે લઈ જઈ જરા ગળગળા અવાજે કહ્યું:

"આ પુત્રીને લીધે તો મારું ય જીવન ઝેર જેવું થઈ ગયું છે. ક્યાંય ચેન નથી. ઘરમાં પણ નહિ અને બહાર પણ નહિ. ભગવાને કાં મારે ત્યાં એને જન્મ આપ્યો?"

આ શબ્દોથી અનિલનું હૃદય પીગળતું હોય એમ તાઉજીને લાગ્યું.

"બેટા તને તારી બહેન માટે સ્નેહ છે તેથી જ હું કહું છું. તને ખબર તો નહિ હોય."

"શેની?" અનિલે પૂછ્યું.

" ગિરીશબાબુ પાંચથી થી છ હજાર રૂપિયાનો વીમો મૂકી ગયા છે. "

" ના. "

" ઓહ ! ત્યારે જ તો તું આમ નિશ્ચિંત બેઠો છે. બેટા ! એ લોકોને તું ઓળખતો નથી. આ બધા ય પૈસા હજમ કરી જવાની એ લોકોની દાનત છે; અને તેથી જ તે લોકો શોભાને મ્હારી સાથે મોકલવા રાજી નથી. ક્યાંક હું તેને બધું ય સમજાવી દઉં; તેને પટાવીને એ બધા ય પૈસા શોભાના હિતમાં બેંકમાં મૂકાવી દઉં અને એ લોકોને એ પૈસા ચાઉં કરી જવા ન દઉં. સમજ્યો અનિલ ? "

" પણ ! તાઉજી ! શિરીષબાબુ એવા નથી. "

" હરિ ! હરિ !! હરિ !! શું આ જમાનાનું ભણતર છે ! શું તમારાં નિર્દોષ મન છે ! પવિત્રતાથી ભરેલાં તમારા હૃદયો ક્યારે આ સંસારની સ્વાર્થ પરતાને સમજતાં શીખશે ? શિરીષબાબુ એટલે ધર્માત્મા ! શિરીષબાબુ એટલે ન્યાય અને ઈન્સાફના બડેખાં ! અનિલ રે અનિલ ! હજુ તું તો તેવો જ ભોળો રહ્યો. પણ તેમાં તારો ય શો વાંક ? "

અને આટલું બોલી તાઉજીએ એક આંખ ઝીણી કરી અનિલ તરફ જોઈ લીધું કે અનિલના મન ઉપર આ શબ્દોની શી અસર થાય છે.

" હશે ! મારે શું ? " અનિલે કહ્યું.

" ના – મારે શું કહ્યાથી નહિ ચાલે. સત્યને રસ્તે; ન્યાયને રસ્તે તારે ચાલવું જ પડશે. આજથી જ જો આ ' મારે શું ' ના સિદ્ધાંતે ચાલશો તો બેટા, પછી સંસારમાં કર્તવ્ય પંથ ઉપર કેમ અડગ રહી શકશો ? "

અનિલ વિચારી રહ્યો હતો; સર્વદા મૌન સેવતા; આવશ્યક હોય એટલું જ બોલતા તાઉજીમાં આજે આટલી વાચાળતા કેમ પ્રકટી છે?

પણ એનો નિર્ણય કરવા જેટલો તેને સમય ન હતો. તેને મૌન સેવતો જોઈ તાઉજી બોલ્યા.

"તો સમજ્યો અનિલ! હું શોભાને આજને આજ લઈ જાઉં છું."

"એટલે?" અનિલે પૂછ્યું.

"એટલે કે આજે રાતના, મોટરમાં તેને બેસાડી પાસેના કોઈ પણ સ્ટેશને ગાડી પકડી લેશું."

"પણ તાઉજી! હજુ શોભાની સ્થિતિ મુસાફરી કરી શકે તેવી નથી."

"બેટા! બૈરાંઓના રોગને બહુ મહત્ત્વ ન આપીએ. વળી એની પૂરી માવજત કરવાવાળો એનો બાપ હું બેઠો છું ને? ક્યાં મારે એને થર્ડ કલાસમાં લઈ જવી છે. સેકન્ડ કલાસ રીઝર્વ કરાવી......"

"પણ એટલી ઉતાવળ શી છે?"

"ઉતાવળ શી છે? એને અહીં રહેવાની પણ આવશ્યક્તા શી છે?"

"શોભાની તબિયત જ્યાં સુધી તદ્દન સારી ન થાય ત્યાં સુધી, તેને અહીંથી ક્યાંય પણ લઈ જઈ ન શકાય."

"ગાંડો રે ગાંડો! એમ તે કંઈ થાય."

અને એમ કહી હસતા હસતા તાઉજી ઊઠ્યા અને અનિલનો હાથ ઝાલી બોલ્યા.

"ચાલ બેટા મોડું થશે. રાત તો પડવા આવી. ઘેર

પહોંચતાં સાડા આઠ નવ થશે, અને શોભાને તૈયાર કરતાં કરતાં સાડાનવ થઈ જશે."

ન જાણે કેમ; પણ અનિલથી કંઈ બોલાયું નહિ. તે સાફ સાફ કહી દેવા માગતો હતો કે તાઉજી! શોભાને આમ મોકલી ન શકાય. તેને હજુ સાવ ઠીક નથી. વળી શિરીષબાબુને કહ્યા વગર, તેમની સંમતિ વગર, શોભાથી જવાય પણ નહિ અને તે શોભાને જવાદે પણ નહિ. પણ ન જાણે કેમ અનિલ સંકોચ અને ક્ષોભને કારણે તાઉજીને આમાંથી કંઈ પણ કહી શક્યો નહિ.

બંને ખેતરો છોડી, ધૂળથી ઢંકાયેલા કાચી સડક ઉપર આવી લાગ્યા હતા. આકાશના તારલાઓનો ક્ષીણ પ્રકાશ ગામ અને ખેતરો ઉપર પડતો હતો. ગામના છાપરાઓમાંથી ઉડતો ધૂમાડો હજી પણ દેખાતો હતો; અને વાછરડાંઓના ભાંભરવાનો અવાજ પણ કોઈ કોઈ ઘરના આગણામાંથી આવતો હતો.

થોડીવારમાં તેઓ મોટર પાસે આવી લાગ્યાં. મોટર પાસે પહોંચતાં તાઉજીએ કહ્યું.

"બડેમ્યાં."

"જી" ડ્રાઈવરે કહ્યું.

"આજ રાતકો હી ચલેંગે."

"બોત અચ્છા મેરે માલક" ડ્રાઈવરે કહ્યું.

"આવ અનિલ! હમણાં જ પહોંચી જશું"

તાઉજી અને અનિલ પછવાડેની સીટમાં ગોઠવાયા અને મોટર તે ખડબચડા રસ્તા ઉપર કૂદતી, ઉછળતી ચાલવા લાગી.

અંદર બેઠે બેઠે પણ અનિલને થયું : કહી નાખું કે "તાઉજી, શોભાને તમે લઈ જઈ શકશો નહિ."

પણ ન જાણે કેમ હોઠ સુધી આવેલા શબ્દો તેના મોઢામાં જ રહી જતા હતા અને તે મનમાં ને મનમાં એક અકથ્ય અકળામણ અનુભવતો હતો.

ત્યારે આ બાજુ તાઉજી મનમાં પોતાનાં સાસુજીનાં કહેલાં વાક્યો યાદ કરી રહ્યા હતા.

"સમજ્યો રાધે! રખેને છોકરીને લીધા વગર જતો. મોટરમાં ઘાલીને છોકરીને લઈ જજે સાથે. અનિલ ફનિલ જેવા છોકરાઓને તો આંખની એક ચમકીએ જ દાબી દેવાય. સમજ્યોને રાધે?"

થોડીવારમાં તો મોરલાઓના નાદે અને વડલાના પક્ષીઓના ફફડાટે સૂચવી દીધું કે મહાદેવજીનું મંદિર આવી લાગ્યું છે. મોટર થોભી.

તાઉજી અને અનિલ ઉતરી શોભાની ઓરડી તરફ જવા લાગ્યા.

"સમજ્યોને અનિલ?" તાઉજી જરા જોરથી બોલ્યા.

અનિલ સમજ્યો નહિ કે શું સમજવાનું હતું.

ત્યાં તો સામેથી આવતી કરુણાએ કહ્યું.

"અનિલભાઈ! આ બાજુની ઓરડીમાં આવોને? શોભાને ઊંઘ આવી ગઈ છે."

તાઉજીએ પોતાની મૂછ અને દાઢીના ગુચ્છામાંથી એક તીક્ષ્ણ વેધક દૃષ્ટિથી કરુણાને નિહાળી લીધી. પછી બોલ્યા.

"હા બેટા! ચાલો, ઊઠશે ત્યારે જશું."

બંને વચલી ઓરડીમાં આવીને, તેમાં પાથરેલા એક પલંગ ઉપર બેસી ગયા.

પલંગ ઉપર એક શેતરંજી પાથરેલી હતી અને તેના ઉપર સફેદ ચાદર. ગંગાના વહેણ તરફની બારી ખૂલ્લી હતી અને તેમાંથી ઠંડો પવન વાતો હતો.

"હાશ, કેવો ઠંડો પવન છે." તાઉજી બોલ્યા.

પતરાની ચીમનીનો મંદ પ્રકાશ તે ઓરડીમાં પડતો હતો. તાઉજીએ જોયું કે ઘરનું રાચરચીલું સાધારણ છે. એક ખૂણામાં ચાર પાંચ ઘડા છે. એક બાજુ વળગણી ઉપર બે સાડી અને ચણિયા લટકેલા છે. એક બાજુ ખાટલો ઢાળેલો છે તેમના ઉપર તે બે બેઠા છે; અને જમીન છાણથી લીપેલી છે.

તાઉજીએ વધુ પ્રશ્નો ન પૂછ્યા. બારીમાં આવી, કલકલ નિનાદે વહેતી ગંગા તરફ મોઢું કરી કંઈક વિચારતા ઊભા રહ્યા.

આ તકનો લાભ લઈ અનિલે કહ્યું.

"તાઉજી! હું હમણાં આવું છું."

"ભલે" કહી તાઉજી પલંગ ઉપર આવીને બેઠા.

અનિલ બહાર ચાલતો થયો. ત્યાં સામે જ તેને કરુણા મળી.

"કેમ અનિલબાબુ!"

"હું તમારી પાસે જ આવતો હતો કરુણા."

"કેમ?"

"ખાસ વાત કરવાની છે."

"શું?"

"આ તાઉજી"

"હા. તે ?"

"શોભાને લઈ જવા આવ્યા છે."

"શોભાને ?"

"હા."

"શું કહો છો તમે ?"

"હાસ્તો, સાચુ જ કહું છું. આજને આજ મોટરમાં નાખીને લઈ જવા માગે છે."

"ક્યાં ?"

"આગ્રા."

"એમ તે કંઈ બને ?"

"હું પણ તેજ કહું છું."

"ચાલો તમે રાધા પાસે."

બન્ને રાધા પાસે ગયાં.

"રાધા જીજી !" કરુણા બોલી "શોભાના બાપા આવ્યા છે."

"એમ ? મેં મોટરનો અવાજ સાંભળ્યો ખરો."

"અજબ મુસીબતમાં આવી પડયાં છીએ અમે તો ?" કરુણા બોલી.

"કેમ ?"

"કેમ શું બેન ? તાઉજી શોભાને આજ ને આજ રાતના જ લઈ જવા માગે છે."

"એમ તે કંઈ બને. અનિલબાબુ ?" અનિલ તરફ જોઈ રાધાએ કહ્યું.

"હા."

"તમે તમારે એમને કહી દો કે શોભાને ઠીક નથી. જ્યાં સુધી ઠીક નહિ થાય ત્યાં સુધી તે ક્યાંય જવાની નથી."

"બરોબર છે." કરુણા બોલી.

"હું પણ એમજ માનું છું."

"માનવાથી કંઈ નહિ વળે તમે તેમને સાફ કહી દો."

"ભલે."

અનિલ તાઉજી પાસે આવ્યો. તે વખતે તાઉજી ખાટલામાં લેટી ગયા હતા.

"કેમ બેટા!" અનિલને અંદર પ્રવેશતો જોઈ, તાઉજી બોલી ઊઠ્યા "શોભા ઊઠી કે?"

"નાજી."

"તો બેટા તેને ઉઠાડો. પછી તૈયાર થતાં મોડું થશે."

"તાઉજી! ઉતાવળ શી છે. હજુ જમવાનું તૈયાર થાય છે..."

"ના ના...ના. બેટા! એ બધી માથાકૂટ રહેવા દે. મને ભૂખે નથી અને વળી ઉપવાસ છે. એક દૂધનો પ્યાલો હશે તો ચાલશે; અને વળી ગામડા જેવું દૂધ ક્યાં મળે? શોભાને પણ દૂધ બૂધ જે આપવું હોય તે આપી દો."

"જી."

એમ કહી અનિલ ઊઠ્યો. તેને થયું હવે તો સાફ સાફ તાઉજીને કહી દેવું જોઈએ કે તાઉજી શોભાને તમે લઈ જઈ શકશો નહિ. શબ્દો મોઢે સુધી આણ્યા પણ કહેવાયું નહિ અને તે ત્યાંથી શોભાની ઓરડી તરફ ચાલતો થયો; અર્ધે જઈ

પાછો ફર્યો; ઓરડા સુધી આવી પાછો શોભાની ઓરડી તરફ ચાલતો થયો.

એક જૂનું હરીકેન ફાનસ તે ઓરડીમાં બળતું હતું. શોભા ખાટલામાં પડી હતી. અનિલ તેની પાસે ગયો અને તેના માથા પાસે બેસી મંદસ્વરે કહ્યું:

"શોભા!"

"દાદા!"

"જાગે છે કે?"

"હા."

"કેમ ઠીક છે ને?"

"હા."

થોડી વાર સુધી અનિલ ત્યાં જ બેઠો રહ્યો.

"તાઉજી આવે તો તને ગમે?" અનિલે છેવટે પૂછ્યું.

એકાએક શોભાના મોઢા ઉપર શ્યામવર્ણી વાદળીઓ છવાઈ ગઈ. તેણે કંઈ પણ જવાબ ન આપ્યો.

અનિલે ફાનસના મંદ પ્રકાશમાં પણ ફેરફાર જોયો.

"શોભા! તું અહીં જ રહીશ."

"હા દાદા! [મોટાભાઈ]" શોભા બોલી.

"અહીં ગમશે?"

આ પ્રશ્નનો જવાબ શોભાએ ન આપ્યો.

શોભાએ મૌન રહીને જ જાણે જવાબ આપ્યો.

"અહીં જ રહેજે હં." અનિલે કહ્યું.

પણ આજ પળે તેને એકાએક લાગ્યું કે તે અહીં બેઠો બેઠો વ્યર્થ સમય ગાળે છે ત્યારે તાઉજી પડખેના જ ઓરડામાં બેઠા તેની વાટ જુએ છે.

એક ક્ષણ પછી અનિલે કહ્યું. "શોભા! તારે કોઈ પણ પ્રકારે ડરવાનું નથી. જ્યાં સુધી હું છું ત્યાં સુધી તારો વાળ પણ કોઈ વાંકો કરી શકશે નહિ સમજી?"

શોભા સાંભળતી રહી.

અનિલ જાણે કે આ શબ્દો વડે પોતાના મનની નબળાઈને હાંકી ન કાઢતો હોય તેમ વધુ વેગે બોલવા લાગ્યો.

"શોભા! તને ખબર નહિ હોય. પણ તાઉજી આવ્યા છે. સમજી? અને તે તને મળવા માગે છે. જો હમણાં હું તેમને તેડી લાવું છું. તારે ગભરાવાની કશી ય આવશ્યક્તા નથી. હું છું ત્યાં તને કોઈ પણ કંઈ કહી શકવાનું નથી."

અને આ શબ્દોનું ઉચ્ચારણ કરી અનિલ તાઉજી વાળા ઓરડામાં ગયો.

આ વખતે તાઉજી ખાટલામાં પડ્યા પડ્યા "ત્વમ હં વંદે, પરમા નંદન માધવમ્"ના શ્લોકો ગણગણી રહ્યા હતા.

"ચાલો તાઉજી. શોભા જાગી છે."

"જાગી છે! નારાયણ તારી બલિહારી છે," અને તેમ કહી દાઢીને મૂછો ઠીક કરતા તાઉજી ઊઠ્યા.

"તાઉજી!" અનિલે કહ્યું.

"બેટા!"

"એક વાત કહી દઉં" અનિલે પોતાનું બધું ય બળ એકઠું કરીને જાણે બોલવાનો પ્રયત્ન કર્યો.

"એક નહિ—સો કહેને બેટા."

"શોભા..."

"હા. હા. શોભાનું શું?"

"એમ કહેતો હતો...કે કે..."

"હા હા કહી નાખની એમાં શી મોટી વાત છે. શોભા ક્યાં તારી બહેન નથી. શોભાથી તારે વધારે છે શું?"

"હાજી. હું પણ એ જ કહેતો હતો કે શોભા આજે રાતના નહિ જઈ શકે."

"તો કાલે સવારે જઈ શકશે એમને? તો પણ શો વાંધો છે? આ પણ ઘર જ છે ને? વળી પુનિત ગંગા સયા..."

"એમ નહિ તાઉજી! શોભાને જ્યાં સુધી ઠીક ન થઈ જાય ત્યાં સુધી તેને લઈ જઈ શકાય નહિ. વળી શિરીષબાબુના આવ્યા વગર .."

"ઓ...હો..." એક મુક્ત હાસ્ય તાઉજીના મોઢામાંથી નીકળી ગયું અને એ હાસ્યમાં જાણે અનિલના બધા ય શબ્દો ડૂબી ગયા.

"ચાલો ચાલો બેટા! એ બધુ તો થશે. પહેલાં બેટીને તો જોઈ આવું."

જ્યારે તાઉજી અંદર આવ્યા ત્યારે શોભાએ પોતાનો છેડો માથા ઉપર લઈ લીધો હતો.

અંદર પ્રવેશતાં જ, શોભાના ખાટલા પાસે જઈને તાઉજી બોલી ઊઠ્યા.

"શાબાશ બેટા! રંગ છે તને મારી બેન!" અને તેમ કહી તેમણે શોભાના માથા ઉપર પોતાનો હાથ ફેરવ્યો.

પિતાના હાથનો સ્પર્શ થતાં શોભા એકાએક ધ્રુસકે ધ્રુસકે જોરથી રડવા લાગી.

"શોભા!" અનિલે પાસે જઈ કહ્યું, "આ શું? માંડ

તબિયત ઠીક થઈ છે ને તું પાછી તેને બગાડવા માગે છે કે?"

પણ શોભા પોતાના શોકાવેગને કોઈ પણ પ્રકારે રોકી શકી નહિ. આ રુદનનું કારણ શું હતું તે કહેવું કઠિન છે. પિતાના સાનિધ્યથી દુઃખનું પૂર વધતાં રડાયું કે, પિતા તથા માતા તરફના વૈમનસ્યથી હવાયેલું હૃદય આ દારુણ સંકટ માથે પડવાથી કકળી ઊઠતાં રડી પડ્યું. પણ શોભા ધ્રુસકે ધ્રુસકે રડતી જ રહી.

"શાબાશ બેટા—શાબાશ" તાઉજી બોલતા રહ્યા. "હવે શી ચિંતા છે તારે બાપ! હું બેઠો છું પછી તારે શી ચિંતા છે બેટા! અને તને લેવા તો હું આવ્યો છું."

"લેવાની વાત..." અનિલ વચમાં બોલ્યો; પણ તાઉજીએ તેના શબ્દો તરફ ધ્યાન ન આપ્યું. તેઓ બોલતા જ રહ્યા.

"બેટા! શું તને વાત કરું? તારી મા તો આ સમાચાર સાંભળી જમીન ઉપર પછાડ ખાઈને પડી ગઈ. ત્રણ કલાક સુધી તો તે જ અવસ્થામાં રહી. રાતના આઠ વાગી ગયા પણ મૂર્છા વળે જ નહિ. હું તો અજબ સંકટમાં પડ્યો. હવે શું કરવું? ત્યાર પછી તો દાક્તરને બોલાવવા વિનોદને મોકલ્યો. દાક્તરે આવીને ક્લોરો ફૉર્મ સુંઘાડી બે ઇંજેકશન આપ્યાં ત્યારે તો માંડ માંડ ઠીક થયું. અને બેટા! ભાનમાં આવતાં જ તે તો કહે ચાલો! ચાલો જલદી ચાલો. મ્હારે તો મ્હારી દીકરી પાસે જવું છે. મને લઈ જાઓ ત્યાં! અને શું કકળાટ કરે, શું કકળાટ કરે કે પૂછો નહિ વાત. દાક્તરે કહ્યું આવી સ્થિતિમાં મુસાફરી યોગ્ય નથી. જવું હોય તો રાધેશ્યામ! તમે જ જાઓ. ઘરમાંથી લઈ જશો નહિ. તેઓ દ્રાવંલિંગને

માટે બિલકુલ ફિટ નથી. આ શબ્દો સાંભળીને તો તારી બા પાછી બેભાન થઈને પથારીમાં ઢળી પડી. ”

અને આ શબ્દો ઉચ્ચારતાં તાઉજીએ પોતાની આંખોમાંથી અદૃશ્યમાન આંસુ લૂછી નાખ્યાં.

શોભા બમણા વેગથી રડવા લાગી. અનિલ મૂર્ખની જેમ જડવત્ ઊભો રહ્યો.

આજ વખતે કરુણા ઓરડામાં આવી. તેણે આ દૃશ્ય જોયું. અનિલને ઉદ્દેશી, તે બોલી:

“ અનિલબાબુ ! આ બધુ શું છે ? શોભાને મારી નાખવા માગો છો તમે ? ”

પણ અનિલે આ પ્રશ્નનો જવાબ ન આપ્યો.

કરુણા બહાર ચાલી રસોડા તરફ જઈ બોલી.

“ રાધા બેન ! રાધા બેન ! જુઓ તો ? ”

“ હા – શું છે ? ”

“ આ મારાથી નહિ સહન થાય. ”

કરુણા બોલી.

“ શું ? ”

“ જુઓ તો. તાઉજી શોભાને ઉશ્કેરી રહ્યા છે. આ વખત છે આવી આવી વાતો કરવાનો ? શોભાને માંડ આજે ઠીક છે ને ત્યાં પાછું બગડશે એવી મને આશંકા છે. અનિલબાબુને મેં પૂછયું પણ તેઓ તો કંઈ પણ બોલતા નથી. આમ તે થાય ? ”

“ કરુણા જીજી ! શું થાય ? ગોવિંદા મહારાજ પણ હજુ સુધી નથી આવ્યા શું થશે ? ”

બંને વાતો કરતાં, શોભાવાળી ઓરડી તરફ વળ્યા.

ત્યાં તો તેમના કાનો ઉપર શબ્દો પડ્યા.

" અને બેટા ! આ અસાર સંસારમાં કોઈ કોઈનું નથી. ભાઇ ભાઇનો નથી. બેન બેનની નથી. સાસુ સસરાં યે આપણાં નહિ. મેં તો મારી નરી આંખે જોયું છે કે છોકરી રાંડે એટલે સાસુ સસરાને મન વહુની કિંમત બે દોકડા જેટલી–બસ પછી તો તે ગુલામડી થઇ ગઇ. કેવા કેવા કેરો વર્તાવે છે તેના તને દાખલા આપું તો તું કકળી ઉઠે."

અનિલને થયું કે હવે તાઉજીએ આ બધી વાતો બંધ કરવી જોઇએ. છતાં તે કંઇ બોલી શકયો નહિ.

આ બાજુ કરુણા અને રાધાની અકળામણ પણ વધે જતી હતી.

" એક યુક્તિ કરું ? " કરુણા બોલી.

" શી ?

" જમવાનું થઇ ગયું છે તેમ કહી આવું. ?"

" હા. "

કરુણા અંદર ગઇ અને અનિલને સંબોધીને કહ્યું.

" અનિલબાબુ !

" હો " અનિલ બોલ્યો.

" જમવાનો વખત થઇ ગયો છે. ચાલો છો કે ? "

પણ આ પ્રશ્નનો જવાબ તાઉજીએ દીધો.

" બેટા ! જમવાની શા માટે તકલીફ કરી. મને ભૂખ નથી. આજ બે દિવસથી કંઇ ખાધું નથી; કંઇ ખવાતું નથી એક પવાલું દૂધ હોય તો લઇ આવો. "

કરુણા જાળમાં સપડાઇ ગઇ. તેનાથી કંઇ પણ કહેવાયું નહિ, ખીજાતી ખીજાતી તે પાછી આવી અને બોલી.

" લ્યો ! ભાઈસાબ દૂધ મંગાવે છે, જમવાની સાફ ના પાડે છે. "

" લો બેટા ! હવે શો વિચાર કર્યો ? " તાઉજી બોલ્યા.

શોભા ચૂપ રહી.

" મેં કહ્યું ને બેટા ! હવે તમારે તમારા સાસરા સાથે કંઈ પણ સંબંધ રાખવાનો નથી. ધણી મૂઓ એટલે સાસરિયાં પણ મૂઆં. આપણે તે લોકો સાથે શી નિસ્બત અને બેટા ! હું મોટર લઈને આવ્યો છું. આપણે આજે ચાલશું ને ? "

" ક્યાં ? " મંદ સ્વરે શોભાએ પૂછ્યું.

" આગ્રા. "

" આજે જ ? "

" હા બેટા ! હમણાં જ. મોટર તૈયાર છે. "

અનિલ એક ક્ષણ શોભાના મોઢા તરફ જોઈ રહ્યો. તે એક ક્ષણ તેને એક યુગ જેવી લાગી. શોભા શું બોલશે ? હા પાડશે ? અને એ હા ને ના માં જાણે જીવનનું બધું ય રહસ્ય સમાયલું ન હોય તેમ આતુરતાપૂર્વક તે શોભાનું મુખ નિહાળી રહ્યો.

" એ કેમ બને ? " શોભાએ કહ્યું.

" ન કેમ બને ? " જરા તીક્ષ્ણ અવાજમાં જેમાં ક્રોધ, સત્તા અને અવહેલના મિશ્રિત હતાં, તાઉજી બોલ્યા.

અનિલ પોતાના મન ઉપર કાબૂ ગુમાવતો હોય તેમ તેને લાગ્યું.

શોભા જાણે થીજી ગઈ હોય તેમ પિતા ભણી જોતી રહી.

"ન કેમ બને બેટા?" તેઓએ ફરીથી નમ્ર અવાજે પૂછ્યું.

"હજુ દસ દિવસે..." અને તેમ કહેતાં શોભા પાછી રડી પડી.

"જારે જા ગાંડી! દસ ને ફસ વળી શું? આવી વહેમી તું ક્યારથી થઈ. મારી દીકરી આવી વહેમી હોય? ડ્રાઈવર સાબ! બડેમ્યાં." તાઉજીએ જોરથી બૂમ પાડી.

"માલક" કહીને ડ્રાઈવર પાસે આવ્યો.

"મોટર તૈયાર કરો. અભી ચલના હૈ."

પછી અનિલ તરફ વળી તેઓ બોલ્યાઃ

"અનિલ! શોભાને હું આજે જ હમણાં જ લઈ જાઉં છું. શોભા! ચાલ બેટા તૈયાર થઈ જા. હમણાં જ ચાલવાનું છે."

શોભા જોરથી રડવા મંડી.

એકાએક બધી હિંમત ભેગી કરી અનિલ બોલ્યો.

"તાઉજી!"

અનિલના આ સત્તાશાળી અવાજથી તાઉજી જરા ચમક્યા. છતાં બહારથી અત્યંત શાંત હોવાનો ડોળ કરી બોલ્યા.

"બેટા!"

"શોભા નહિ જઈ શકે. શોભાથી નહિ જઈ શકાય. તે તે નહિ જશે."

"બેસ બેસ! નહિ કેમ જાય? તું કોણ ના પાડવાવાળો?" અને તેમ કહી તાઉજી શોભાના બિછાના તરફ વળ્યા અને તેનો હાથ પકડીને બોલ્યાઃ

"ચાલ બેટા! મોટર તૈયાર છે."

"કરુણા !" અનિલે બૂમ મારી.

કરુણા દોડતી અંદર આવી.

"ગોવિંદા મહારાજ ક્યાં છે ? બોલાવ તેમને. તેમને કહે કે મોટરવાળાને અહીંથી કાઢી મૂકે." 'તાઉજી' ! તાઉજીનો હાથ પકડી અનિલ બોલ્યો.

"બસ. બંધ કરો. જ્યાં સુધી હું જીવતો છું ત્યાં સુધી તમે શોભાને અહીંથી લઇ જઈ શકશો નહિ."

આ જ વખતે મોટરનું ભૂંગળું જોરથી વાગ્યું.

શોભા તે સાંભળી એકદમ મૂર્છિત થઈ પથારી ઉપર ઢળી પડી.

આજ વખતે ગોવિંદા મહારાજ હાથમાં લાકડી સહિત હાજર થયા.

"શું છે અનિલબાબુ ? શું છે આ ધમાલ ? કોણ છે આ મહાશય ! માથું જ ફોડી નાખીશ."

ગોવિંદા મહારાજનું રુદ્ર સ્વરૂપ જોઇ તાઉજી તો થીજી જ ગયા.

"પણ અનિલ......પ......પ......ણ...અનિલ..."

"અનિલબાબુ ! કોણ છે એ મોટરવાળો. ઢીબી જ નાખું. ચામડું જ ચીરી નાખું. ખબર નથી ગામના માણાંને હેરાન કરવામાં માલ નહિ. સાલો છે જ ક્યાં તે – કાપી જ નાખું."

વાત એમ બનેલી કે જ્યારે તાઉજી શોભાને લઈ જવાનો આગ્રહ કરતા હતા તે જ સમયે ગોવિંદા મહારાજ આવી લાગેલા.

રાંધાએ બધી જ વાત તેમને કહી. ડાંગ લઇ તેઓ તો તૈયાર જ થઈ ગયેલા. આ જ વખતે અનિલે કરુણાને બૂમ પાડી ગોવિંદા મહારાજને બોલાવવા કહેલું.

"અચ્છા! અનિલ! તો કંઈ નહિ બેટા! હું તો જાઉં છું. શોભાને ન મોકલવી હોય તો તારી મરજી! પણ તેના જીવન મરણની બધી ય જવાબદારી હવે તારી છે. હશે. હરિ કરે સો હોય – હરિ કરે સો હોય." તેમ કહેતા તેઓ બહાર નીકળ્યા અને બોલ્યા:

"અરે બડેમ્યાં! મોટર તૈયાર હૈ."

"તૈયાર હૈ બાપુ" ડ્રાઈવરે કહ્યું.

તાઉજી સીધા મોટરમાં બેસવા જતા હતા ત્યાં તો સામેથી બીજી મોટર આવતી દેખાણી. તાઉજી ગભરાણા આ શું હશે? કેની મોટર હશે?

મોટર થોભી અને તેમાંથી લાકડી ટેકતા શિરીષબાબુ નીકળ્યા.

"નારાયણ! નારાયણ! અનિલબાબુ" તેઓ બબડ્યા.

તાઉજીનું મોઢું ફિક્કું થઈ ગયું. એક ક્ષણ પણ વધુ રોકાવાની તેમણે જીજ્ઞાસા ન બતાડી.

તાઉજીને જોતાં જ શિરીષબાબુ બોલ્યા.

"નારાયણ નારાયણ! રાધેબાબુ! કેમ ચાલ્યા?"

"હા." એમ કહી તેઓ મોટરમાં બેઠા અને બોલ્યા:

"ડ્રાઈવર મીયાં! ચલને દો."

અને ડ્રાઈવરે મોટરને – મારી મૂકી. પૂર વેગે.

# ૫

ભોંભોં કરતી, ધૂળના ગોટેગોટ ઉડાડતી ગામની પાદરે ઊભેલાં વૃક્ષોમાં રહેતા, મોરલાઓ અને અન્ય પક્ષીઓના કેકારવને જગાડતી તાઉજીની મોટર, જોતજોતાં તો ગામ છોડી દૂર દૂર ચાલી ગઈ. આ બધું જાણે સ્વપ્ન હોય તેમ અનિલ જડવત્ ઊભો ઊભો જોઈ રહ્યો.

ત્યાર પછી શિરીષબાબુ બોલ્યા. “ નારાયણ ! નારાયણ ! અનિલબાબુ ! અનિલબાબુ ! આ બધું શું છે ? ”

અને શિરીષબાબુના શબ્દોએ જાણે અનિલની સમાધિ તોડી. તે સ્વસ્થ થયો; તેને લાગ્યું કે હમણાં સુધી જાણે જે કંઈ બન્યું હતું તે સ્વપ્ન હતું, તેમાં ભાગ લેનાર અનિલ કોઈ સ્વપ્ન જગતનો જ માનવી હતો અને હવે જ તે ખરેખર જાગ્રત થયો છે.

“ ઓહ શિરીષબાબુ ! ચાલો ચાલો. ”

"રાધા જમવાની તૈયારી કરો. શિરીષબાબુ માટે...આપ નહાશોને ?"

"હા અનિલબાબુ! હું નહાઈશ. પણ શોભાને કેમ છે?"

"તેને......ઠીક છે. પણ પહેલાં આપ કપડાં ઉતારો."

"હા. ચાલો." એમ કહી અનિલ પછવાડે તેઓ વચલી ઓરડીમાં આવ્યા. જે ખાટલા ઉપર હજુ થોડી વાર પહેલાં જ તાઉજી બેઠા હતા તેના ઉપર શિરીષબાબુ આવીને બેઠા.

અનિલ રાધા પાસે ગરમ પાણી કરવાની સૂચના આપવા ગયો.

"અનિલબાબુ!" રાધા બોલી.

"રાધા!"

"ઈશ્વરની કૃપા થઈ."

રાધા બોલી.

અનિલ સમજી ગયો રાધા શું કહેવા માગતી હતી.

"હા રાધા. ઈશ્વરે લાજ રાખી. મને પણ જાણે તે વખતે શું થઈ ગયું હતું કે કંઇ બોલી જ ન શક્યો."

"મને પણ તે જ થતું હતું, કે તમે કેમ આમ સાવ મૂંગા થઈને આ બધું જોઈ રહ્યા હતા."

"ચાલો. જે થાય છે તે રામજીની કૃપાથી જ થાય છે." અનિલે કહ્યું.

"રાધારાણી!" ગોવિંદા મહારાજ હાથમાં હુક્કો લઈ, તેનો ગુડગુડ અવાજ કરતા પીતાં પીતાં બોલ્યા: ગરમ પાણી થઈ ગયું?"

"હમણાં થાય છે."

"સારું." તેમ કહી તેઓ વચલી ઓરડી તરફ જવા મંડ્યા; ત્યાંથી કંઈક વિચાર આવતાં મંદિર તરફ ચાલતા થયા.

થોડી વારમાં તેઓ મંદિરમાંથી પાછા ફર્યા અને શિરીષ-બાબુની ઓરડીમાં જઈ બોલ્યા.

"કેમ બાબુ! નહાશોને? પાણી તૈયાર છે."

"હાજી! નહાઈ લઉં! ક્યાં આવું?"

ગોવિંદા મહારાજે તેમને પડખેની જવારના ઠૂંડાથી બનાવેલી એક નાનકડી ઉપરથી ખુલેલી એવી ઓરડીમાં લઈ ગયા અને બોલ્યા.

"હમણાં પાણી લાવું છું."

"તમે શા માટે મહેનત કરો છો?"

"વાહરે વાહ! મહેનત કેવી?"

ત્યાં તો રાધા પાણીની બાલદી લઈને સામેથી આવતી દેખાણી.

"લાવ, મા હું મૂકી દઉં."

"તમારાથી નહિ ઉપાડી શકાય."

"હા. હા. મારાથી ક્યાંથી ઉપાડી શકાશે. ત્યારે જ તો આવું લટ્ઠા જેવું શરીર છે ને? લાવ, લાવ મા" એમ કહી તેમણે રાધાના હાથમાંથી બાલદી લઈ લીધી.

"નારાયણ! નારાયણ!" નો જાપ જપતા શિરીષબાબુ નહાતા રહ્યા. નહાયા પછી, મંદિરમાં જતાં જતાં તેઓ બોલ્યા.

"અનિલબાબુ! ધન્ય છે તમારા મિત્રોને કે આવી જગ્યા તેમને રહેવાને મળી છે. ગંગામૈયા વહેતાં હોય, પાસે જ દેવાધિદેવ મહાદેવનું મંદિર હોય, પછી જીવનમાં બીજું શું

જોઇએ. નારાયણ ! નારાયણ ! તો અનિલબાબુ ! હું પૂજન કરી આવું. ”

આ બાજુ અનિલ શોભાના પલંગ ઉપર બેઠો ગહન વિચારમાં તલ્લીન હતો. સાંજ સુધીમાં તો શોભાની તબિયત અત્યંત સારી હતી; ત્યાં આ તાઉજી કયાંથી આવી ચઢયા ? ન આવ્યા હોત તો ? અને પાછા શોભાની તબિયતને બગાડી ચાલ્યા ગયા. તેને પોતાની જ જાત ઉપર ક્રોધ આવવા લાગ્યો. શા માટે તે એવો નિર્માલ્ય થઈ ગયો હતો ? તાઉજીને સાફ સાફ શા માટે તેણે સંભળાવી નહોતું દીધું કે તાઉજી શોભાની સ્થિતિ હજી નબળી છે, તેને કાલે સવારે મળાશે. તેની સામે બીજી કોઈ પણ વાત એવી ન કરશો કે જેથી તે ઉશ્કેરાઈ જાય; અને આ બધા વિચારો મગજમાં હોવા છતાં પણ તે કશુંય બોલી શકયો ન હતો; અને જો છેવટની ઘડીએ તેના અંતરાત્માએ જોર કરી જે સ્વરૂપ બતાવ્યું તે તેણે બતાવ્યું ન હોત તો કદાચ તાઉજી શોભાને લઈ પણ ગયા હોત. અને તો પછી શું થાત ? તે શિરીષબાબુ ને શું મોઢું બતાવત ?

અને આને આ વિચારોમાં તેણે શોભા ભણી દૃષ્ટિપાત કર્યો.

“ હું નહિ જાઉં, મ્હારે નથી જવું ” શોભા બેભાન અવસ્થામાં જ બબડી રહી હતી.

અનિલે આ જોયું અને તેને સખત ઘા લાગ્યો. તેની બેવકૂફીથી આ બધુ બન્યું છે.

“ કોઈ નથી લઈ જતુ શોભા ! એ તો હું છું ” અનિલે કહ્યું.

જ્યારે કરુણા અંદર દાખલ થઈ ત્યારે તેણે શોભાની સ્થિતિ જોઈ કહ્યું: "અનિલબાબુ! શિરીષબાબુને અને ગોવિંદા મહારાજને જમાડી લઈએ છીએ. તમે પછીથી જમજો."

"ભલે" કહી અનિલ બેઠો રહ્યો.

તેને થયું કદાચ આ કરુણા પણ મનમાં એમ ધારતી હશે કે અનિલબાબુ ખરે વખતે, અણીને વખતે સાવ નિર્માલ્ય થઈ જાય છે: અને એ વિચાર આવતાં, ન જાણે કેમ અનિલનું મુખ વિવર્ણ થઈ ગયું.

જમતાં જમતાં શિરીષબાબુ અને ગોવિંદા મહારાજની વચ્ચે તો દોસ્તી જામવા મંડી.

"શું આ ધામ છે? શું સુંદર આ જગ્યા છે." શિરીષ બાબુ કહેતા હતા.

"હાસ્તો! પડ્યા છીએ માદેવજીની શરણમાં" ગોવિંદા મહારાજ કહેતા હતા.

"અહીં ધર્મશાળા બર્મશાળા નથી?" શિરીષબાબુ બોલ્યા.

"ના. તે માટે જ તો આજે સવારે સુજાનસિંગજીને ત્યાં ગયેલો."

"સુજાનસિંગજી કોણ?"

"એ છે, ઠાકરસાબ! અહીંથી બે માઈલ દૂર આવેલા ગામડાના જમીનદાર બાબુ ભલા છે. ભગત માણસ છે અને તેથી તેમની પાસે ગયેલો કહેવા કે "અન્નદાતા! મહાદેવજીનું સુંદર મંદિર છે તેની પાસે જ એક ધર્મશાળા બનાવવી જોઈએ."

"હા."

ઠાકરસાબ બોલ્યા "શી મોટી વાત છે મહારાજ. તમારી મરજી એવી છે તો આવતે વર્ષે જ લ્યો. પણ મારાજ! ત્રણ ચતુર્થાંશ ભાગ હું આપીશ અને એક ચતુર્થાંશ આપે તમારું ગામ."

"હા."

"મેં કહ્યું. ભલે – ખમા ધણી! હું ને મારું ગામ એક ચતુર્થાંશ આપીશું"

"વાહ! તો તો આવતે વર્ષે ધર્મશાળા બની જશે."

"હા જુઓ રામજીની માયા છે. તેની મરજી હશે તો થઈ જશે."

ભોજન કરી, હાથ ધોઈ, બંને વૃદ્ધ ગૃહસ્થો વચલા ઓરડામાં જઈ ખાટલા ઉપર બેઠા. તમાકુ હુક્કામાં ભરી, ગોવિંદા મહારાજ તેનો સ્વાદ લેતા બેઠા.

"શિરીષબાબુ, આવો" અનિલે કહ્યું.

"ચાલો." કહી શિરીષબાબુ ઊઠયા.

"શોભાને ઠીક હતું – તેની તબિયત સુધારા ઉપર હતી ત્યાં......"

"શું?"

"ત્યાં આજે સાંજના તાઉજી આવ્યા."

"હા."

"તેમણે તો આવીને હઠ જ પકડી કે શોભાને હું મારી સાથે આગ્રે લઈ જઈશ."

"પછી?"

"મેં કહ્યું કે આવી સ્થિતિમાં તેને લઈ જઈ નહિ શકાય."

"નારાયણ ! નારાયણ ! પછી."

"પણ મ્હારું માને તો ને. કેટલું ય સમજાવ્યું પણ તે તો એકના બે થાય જ નહિ."

શિરીષબાબુ સાંભળતા જ રહ્યા.

"પછી તો તેઓએ શોભાને પણ કહ્યું કે બેટા તૈયાર થઈ જાઓ મ્હારી સાથે ચાલવા. વાદવિવાદ વધ્યો અને શોભા પાછી બેભાન થઈને પડી છે. સારું થયું તે જ વખતે ગોવિંદા મહારાજ પણ આવી ગયેલા. નહિ તો ન જાણે શું નું શું થાત ?"

"નારાયણ ! નારાયણ ! અનિલબાબુ !" બસ એથી વધુ શિરીષબાબુ કંઈ ન બોલ્યા.

અનિલ પણ ચૂપ થઈ ગયો.

"વહુરાણીને હવે કેમ છે ?" થોડીવાર પછી શિરીષ બાબુએ પૂછ્યું.

"ઠીક છે...પણ......"

"નારાયણ ! નારાયણ !"

જ્યારે તેઓ શોભાના ઓરડામાં પહોંચ્યા તે વખતે કરુણા ત્યાં જ બેઠી હતી.

"અનિલબાબુ !" તે બોલી.

"કરુણા"

"તમે જમવા આવો છો કે ?"

"હા. શિરીષબાબુ ! આપ અહીં બેસો છો ને ?"

"હા. તમે જાઓ !" અને જ્યારે અનિલ અને કરુણા બહાર જતાં હતાં, શિરીષબાબુ શોભાનો વિકૃત ચહેરો જોઈ બોલી રહ્યા હતાઃ

"નારાયણ ! નારાયણ !"

જમતાં જમતાં કોઈ કંઈ ન બોલ્યું. અનિલનું મન અને વદન આજે મ્લાન દેખાતું હતું. કરુણા પણ પોતાના જ વિચારોમાં એટલી વ્યગ્ર હતી કે તેણે પણ અનિલ સાથે વાર્તાલાપ કરવાની ઈંતેજારી બતાવી નહિ. આખું ય વાતાવરણ જાણે તંગ લાગ્યું.

રાધાએ પૂછ્યું.

"કંઈ આપું અનિલબાબુ?"

"નહિ. અનિલે કહ્યું."

"કેમ ભૂખ નથી?"

"હા. સ્હેજ સ્હાજ."

જમ્યા પછી લગભગ સાડા અગિયારનો સુમાર થયો હશે.

અનિલ ત્યાંથી શોભાના ઓરડામાં ચાલ્યો ગયો.

કરુણા ઊઠીને વચલા ઓરડામાં જતી રહી.

કરુણા ખાટલામાં પડી હતી ત્યાં તેણે વાસણ ઉટકવાનો અવાજ સાંભળ્યો. તે ઊઠી અને ગુસલખાના તરફ – નહાવાની ઓરડી તરફ રાધાને તેણે વાસણ ઉટકતાં જોઈ.

"આ શું કરો છો બેન?" કરુણાએ પૂછ્યું.

"કંઈ નહિ."

"કંઈ નહિ? તમે વાસણ ઉટકો છો?"

"હા – કેમ?"

"કેમ? કોઈ નોકર ચાકર ઘરમાં નથી?"

"ગામમાં નોકર ચાકરની શી જરૂરત એતો રોજ ઘસુ છું. આજ કંઈ નવું નથી."

"અને છતાં ય તમે મને બોલાવી કેમ નહિ?

"વાહરે! એમાં બોલાવાનું શું હતું?"

"તમે મને જુદાં ગણો છો ?"

"ના રે ના. એમાં જુદાં ગણવાની શી વાત આવી ?"

"કેમ નહિ ? તમે એકલાં જ આ બધું કરો તેમ ન ચાલે."

અને તેમ કહી કરુણા વાસણ ઘસવા બેસી ગઈ.

"તમે નહિ માનો ?" રાધા બોલી. "તમે કોઈ દિવસ........."

"હા. હા. અમે શા માટે કોઈ દિવસ વાસણ ઘસીએ એમ કહેવા માગો છો ને ? ખરી વાત છે. અમે ઘેર કોઈ દિવસ વાસણ ઉટકતાં નથી; રાંધતાં પણ નથી. બધું......"

"મારાસમ ! એમ હું નથી કહેતી..." .

"ભલે, ભલે. ભલે તમે તેમ ન કહો; પણ લોકો તો તેમ જ કહે છે ને ?"

"લોકોની મને પડી નથી." રાધા બોલી.

"પણ મને શરમ......" થોડીવાર પછી રાધા બોલી.

"ને મને શરમ નહિ આવતી હોય. ખરું ને ? તમે બધું કામ કર્યા કરોને હું."

"ઠીક ચાલો હશે" અને તેમ કહી રાધાએ પાણીની બાલદી આગળ ધરી કહ્યું: "તમે વાસણ ધુવો, હું ઘસું છું."

"ભલે" તેમ કહી કરુણા ઠામ વીછળવા લાગી. પણ આ કાર્યથી તે બહુ અભ્યસ્ત તો નહતી જ એટલે જે કૌશલ્યથી કદાચ રાધાએ તે કાર્ય કર્યું હોત તેટલું કૌશલ્ય તે દાખવી શકી નહિ. પવાલે પવાલેથી બાલદીમાંથી પાણી લઈ તે એક એક વાસણ ઉપર નાખતી અને એક વાસણ પાછળ ચારથી

પાંચ પવાલાં પાણી વપરાતું. તેની સાડી અને પાલત ભીંજાઈ ગયા અને વાળોની લટો માથા ઉપરથી ખસી મોઢા ઉપર આવી ગઈ. ઓછામાં પૂરો પવન પણ હવે જોરથી વાવા માંડયો, એટલે વારંવાર તે પોતાના કેશો ઠીક કરતી અને વારંવાર તે પોતાની જગ્યાથી ખસી તેની આંખો તરફ દોડી જતા વાળો ઠીક કરવા અને વાસણ ધોવાં એ બે પ્રયત્નોમાં કરુણા મૂંઝાઈ ગઈ. કરુણાની આ મૂંઝવણ રાધાએ જોઈ.

"બેન!" રાધા બોલી.

કરુણાએ હસતાં હસતાં તેના તરફ જોયું.

"તમે રહેવા દો."

"વાહરેવાહ રહેવા કેમ દેવાય. મારે શીખવું નહિ?"

"ના. ના. તમારે એ શીખવાની કંઈ પણ આવશ્યકતા નથી."

"ભલે ન હોય, પણ હું તો ઊઠવાની નથી."

રાધા હારી ગઈ. તે વધુ બોલી નહિ. કરુણા પોતાને ફાવે તેમ પાણી વાપરતી ઠામ ધોવા લાગી.

થોડીવાર પછી રાધા બોલી.

"એક કામ કહું?"

"બોલો."

"તમે ઊઠો."

"હા. પછી?"

"પથારી કરી નાખો."

"ક્યાં ક્યાં. કેવી રીતે કરવાની છે બોલો."

"શોભાના ઓરડામાં આપણી અને વચલા ઓરડામાં, શિરીષભાઈ અને ગોવિંદા મહારાજની."

" ભલે. "

કરુણાએ હાથ ધોઈ લૂછી નાખ્યા અને પથારી કરવા વચલા ઓરડામાં આવી. ત્યાં શિરીષબાબુ તથા ગોવિંદા મહારાજની પથારી કરી શોભાના ઓરડામાં શેતરંજી લઈને આવી પહોંચી.

શિરીષબાબુ શોભા પાસે એક તૂટેલા સ્ટૂલ ઉપર બેઠા હતા અને તેમની પાસે જ, એક સાદડી ઉપર ગોવિંદા મહારાજ હુક્કો ગગડાવતા, અલખ મલખની વાતો કરી રહ્યા હતા.

શોભા ઊંઘી ગઈ હતી એમ લાગતું હતું.

તાઉજી વિશે, બંને વૃદ્ધોએ એક શબ્દ પણ મુખમાંથી ન ઉચ્ચાર્યો. ફક્ત શાસ્ત્રો અને પુરાણોની જ વાતો કરતા રહ્યા. કેવી રીતે શબરીનાં એઠાં બોર રામજીએ ખાધાં હતાં; અરણ્યમાં, ગોદાવરી કિનારે, ઝૂંપડીમાં રહેતા રામજીએ સીતાજીને મૃગલા પાછળ ગાંડા ન બનવા કેવી રીતે સમજાયું હતું; રાવણ પણ શંકરનો કેવો ભગત હતો; શંકર અને પાર્વતી વચ્ચે કેવો સ્નેહ હતો; ઇંદ્રના સિંહાસન માટે બલિરાજાએ કેવી જહેમત ઉઠાવી હતી; કાંચન અને કામિનીએ કેવી રીતે મોટા મોટા મુનિઓના તપ ભંગ કર્યાં હતા – એવી એવી અનેક વાતો બંને વૃદ્ધ મહાશયો ચર્ચી રહ્યા હતા. વચવચમાં " નારાયણ – નારાયણ "નો ધ્વનિ અને હુક્કાની ગુડગુડાટ આ બધીય વાતોની જાણે સાક્ષી આપતા હતા.

કરુણા અંદર ગઈ ત્યારે ગોવિંદા મહારાજ બોલી રહ્યા હતા: " હાસ્તો ! ભગીરથ રાજાએ ગંગા માતાને સ્વર્ગમાંથી આણ્યાં ન હોત તો પછી સગરના પુત્રોને મોક્ષ મળત જ કેમ ? "

"ખરી વાત છે, નારાયણ નારાયણ! પણ કપિલ મુનિએ એ લોકોને બાળીને ભસ્મીભૂત ન કરી નાખ્યા હોત તો ભગીરથ રાજા શા માટે ગંગાને સ્વર્ગમાંથી લાવવાનો પ્રયાસ કરત."

"ખરી વાત છે. ગંગા મા કદાપિ પણ સ્વર્ગમાંથી નીચે ન આવ્યાં હોત; અને તે માટે આપણે કપિલ મુનિને ધન્યવાદ આપવો જોઈએ."

"અથવા એમ કહો કે સગર પુત્રોને. કેમકે જો તેઓ એ કપિલ મુનિનું અપમાન ન કર્યું હોત તો, કપિલ મુનિએ શાપ જ ન આપ્યો હોતને?"

"ખરી વાત છે. એને એ બધા જમાના તો ગયા; ને હવે આવ્યો છે હડહડતો કળજુગ. નારાયણ - નારાયણ!"

"હાસ્તો; ત્યારે જ તો ચારેકોર દુકાળ દુકાળ ને દુકાળ દેખાય છે; અને ધરતીકંપથી પૃથ્વી માતા ધ્રૂજી ઊઠે છે."

"ઓહ! પથારી કરવી છે બેન." કરુણાને શેતરંજી હાથમાં લઈ ઊભેલી જોતાં શિરીષબાબુ બોલ્યા.

"હાજી."

"લાવ મા, લાવ. અમે શા માટે છીએ. અમે કરી નાખશું." ગોવિંદા મહારાજ બોલ્યા.

"ના. હું કરી નાખીશ ને."

"એમ તે થાય." ગોવિંદા મહારાજ બોલ્યા અને પથારી કરવા લાગ્યા.

"લાઓ હું બીજા ઓરડામાં પથારી કરું" એમ કહી શિરીષબાબુ બીજા ઓરડામાં ચાલતા થયા.

પથારી કરવામાં જ્યારે ગોવિંદા મહારાજ, મદદ કરી રહ્યા

હતા ત્યારે કરુણા ગોવિંદા મહારાજની નિખાલસતા ઉપર વિચાર કરી રહી હતી.

આજ એ દિવસથી આટલા બધા માણસો તેમને ત્યાં ધામો નાખીને પડ્યા હતા છતાં તેમના મુખ ઉપર જરા પણ સંકોચ અથવા કચવાટ જોવામાં આવ્યો ન હતો.

પથારી કર્યા બાદ કરુણાએ બહાર આવીને પૂછ્યું.

"આવો છો ને જીજી!" કરુણાએ રાધાને પૂછ્યું.

"એ આવી. જરા પાણીનો ઘડો હજુ ભરવાનો છે તે ભરી લઉં." રાધા બોલી.

કરુણાએ જોયું અનિલબાબુ ઓરડામાં ન હતા. ક્યાં હશે? તેણે વિચાર્યું—હશે અહીં જ ક્યાંક—અને તે દિવસ આખાના કામથી તથા થાકથી પથારીમાં પડી; છતાંય તેને ઊંઘ આવી નહિ. આજ સંધ્યાથી આટલી મોડી રાત સુધીના તમામ બનાવો તેની આંખો સામે તરવરવા લાગ્યા. સાંજના તે અને અનિલબાબુ ફરવા ગયા હતા. ત્યાં તો રસ્તામાં તાઉજીની મોટર આવી. અનિલબાબુ તેમની સાથે વાતોમાં પરોવાઈ ગયા અને પોતે ઘર તરફ ચાલી આવી.

અને અનિલબાબુના આવ્યા પછી જ્યારે તેણે સાંભળ્યું કે તાઉજી શોભાને લઈ જવા માગે છે અને અનિલબાબુ કિંકર્તવ્ય વિમૂઢની જેમ કંઈ બોલતા નથી ત્યારે તેને અત્યંત આશ્ચર્ય થયું. આમ કેમ? અનિલબાબુ શોભાને ચાહે છે, શોભા માટે લાગણી ધરાવે છે અને તે છતાં પણ તાઉજીને સાફ સાફ કહી દેતા નથી કે તાઉજી તમે કહો છો તે અશક્ય છે; તેમ થઈ શકે નહિ. અનિલબાબુ આમ મૌન કેમ થઈ ગયા.

અને આજ વિચારોમાં તે પથારીમાં આળોટવા લાગી. ઊંઘવાનો પ્રયત્ન કરવા છતાં તેને ઊંઘ ન આવી. જાણે કેમ તેનો આદર્શ નીચે પડતો હોય એમ તેને લાગવા લાગ્યું આ અનુભવ જાણે તેને પ્રથમ થતો હોય તેમ તેનું ચિત્ત વિહ્વળ થઈ ઊઠયું. શું કારણ છે? મનમાં આ વિચાર તથા વિહ્વળતા

છિ: છિ: એમ વિચાર જ કેમ થાય. એવા વિચાર જ શા માટે આવે છે, તે બોલી ઊઠી અને પડખું ફેરવી ઊંઘવાનો પ્રયત્ન કરવા લાગી.

થોડી વાર પછી તેને વિચાર આવ્યો, જાઉં તો અનિલ બાબુ કયાં છે. જોઉં તો ખરી? પણ પછી ન જાણે કેમ તે ત્યાં પથારીમાં જ પડી રહી.

અનિલનું મન અસ્તવ્યસ્ત હતું. એક ન સમજાય એવી અંતર્વેદનાથી તે પીડાતો હતો. જ્યારે તેને કયાંય ન ફાવ્યું ત્યારે તે ગંગાના કિનારા ઉપર આવીને બેઠો. તેણે જોયું, પાસે જ એક મોટો પથરો છે, તેની પાસે જ એક મોટી શિલા, ગંગાના નીરને ભેદતી આગળ ચાલી જાય છે. અનિલને થયું કે બસ આજ સ્થળે બેસવું યોગ્ય છે. તે ત્યાંથી ઊઠયો અને શિલા ઉપર જઈને બેસી ગયો. ખળખળ કરતું ગંગાનું પાણી વહી રહ્યું હતું અને શિલા સાથે અથડાઈ, બાજુ ઉપર થઈને વહી જતું હતું. થોડી વારમાં પવન પણ વહેવા મંડયો. શિલા ઉપર બેઠો બેઠો અનિલ વિચારોમાં એવો તલ્લીન થઈ ગયો કે તેને આસપાસનું કશું જ્ઞાન ન રહ્યું. આકાશમાં ચમકતા તારાઓનું પ્રતિબિંબ પાણીમાં પડયું હતું. ગંગાની લહરીઓ તારલાઓને પોતાના આંચળમાં છૂપાવી, માતા

બાળને લાડ કરી ઉપાડી લઈ જાય તેમ, જાણે ઉપાડી લઈ જવા માગતી હતી. આસપાસની ઝાડીઓમાંથી તમરાંના અવાજ પણ સંભળાતા હતા. આખું ગામ સમાધિમાં પડ્યું હોય તેમ શાંત હતું. આગિયાઓ આસપાસ ઝબૂકતા હતા.

પણ પ્રકૃતિનું આ સુંદર દશ્ય જોવા, તેમાંથી આનંદ મેળવવા જેવી મનોસ્થિતિ અનિલની આજે ન હતી. આજે તો તે ઇચ્છતો હતો કોઈ તેની પાસે આવે, તેની સાથે વાતચીત કરે અને તેને પૂછે. "અનિલબાબુ! કેમ બેઠા છો શાંત! કેમ સૂવું નથી?" અનિલે વિચાર્યું આજે હૃદયમાં આવી ઇચ્છા કેમ? કોઈ દિવસ ન અનુભવેલી આ મનોવેદના અને આ તલસાટ કેમ? આટલી નિર્બળતા શા માટે?

અને છતાં તે પોતાની ભાવનાને લાગણી ઉપર કાબૂ મેળવી શકયો નહિ.

રાત્રિના બધાંય દશ્યો તેની આંખો સામે આવી નાચી ગયાં. તાઉજીના દુર્વ્યવહાર સામે તે એક ક્ષણ પણ લડી શકયો નહિ. તેમની સામે મોરચો માંડી લડી શકયો નહિ. આ બધાયનો અર્થ કરુણાએ શો કર્યો હશે? એણે શું વિચાર્યું હશે? અનિલબાબુ આવા સાહસિક છે?

અને આ વિચારથી તેનું હૃદય ધવાયું. એક અપરિમિત લજ્જાના આવરણે તેના હૃદય અને આત્મા અને આચ્છાદિત કરી દીધું.

અને છતાંય કરુણા અહીં આવે, તેની પાસે બેસે, તેને સાંત્વના આપે; અને તે બધુય ભૂલી જાય અને તેને કહે "અનિલબાબુ! કંઈ નહિ. આ તો જીવન છે. તેમાં નિર્બળતાયે આવે. તેમાં શરમાવવાની કશીય આવશ્યકતા નથી."

પણ કરુણા આવી નહિ. તેનું મન વધારેને વધારે ક્ષોભ અનુભવવા લાગ્યું.

એકાએક ઘડો ભરાતો હોય એવો અવાજ આવ્યો અને ત્યાર પછી તેના કાનો ઉપર મધુર શબ્દો પડયા.

" અનિલભાઈ કે ? "

" હા. રાધા ? "

" હા. "

" શું કરો છો ? "

" ઘડો ભરું છું. "

" ત્યાં બેઠાં છો ? "

" હા. "

" કેમ ? "

" બસ. જરા...... "

" ઊંઘ નથી આવતી ? "

" હા હજુ નથી આવતી. "

" કેમ ? "

" બસ...... "

રાધા વધુ બોલી નહિ. ઘડો ભરી તે જવા લાગી.

અનિલે કહ્યું.

" અહીં આવો છો કે ? "

" આવું. " રાધા બોલી.

પણ બોલ્યા પછી તેને થયું.

રાત્રિના બાર વાગે જ્યારે લગભગ બધાં સૂઈ ગયા છે તે અનિલ પાસે જાય કે કેમ ? ઘડો રાંધણિયામાં મૂકી, બહાર આવી તે ગડમથલમાં પડી.

થોડી વાર પછી તે આગળ ચાલવા લાગી. થોડેક દૂર જઈને પાછી ઊભી રહી. એક આવેશ અને તોફાન તેના અંતઃસ્થલમાં વ્યાપી ગયું.

છેવટે તે આગળ વધી અને અનિલ જુએ તેમ કિનારા પાસે આવીને ઊભી રહી.

અનિલે જોયું રાધા સામેજ કિનારા ઉપર ઊભી છે.

"રાધા."

"અનિલબાબુ."

"આવોને."

રાધા ત્યાં ચાલી ગઈ, અનિલે કહ્યું.

"બેસો."

રાધા બેસી ગઈ.

પણ આગળ શું બોલવું તે કોઈને સૂઝયું નહિ રાધાને પોતાનું આગલું જીવન એકાએક સાંભરી ઊઠયું. તે જ આ અનિલબાબુ છે. જેમને તે ચાહતી હતી. આજે તે જ અનિલ બાબુ સામે બેઠા છે. રાત્રિના આ વખતે: આ શૂન્ય સ્થળે, કલકલ નિનાદે વહેતી ગંગાની પાસે, જોરથી વહેતા પ્રવાહની સામે, તે અનિલ પાસે બેઠી છે. યુગ યુગથી જાણે સાચવી રાખેલું યૌવન અને તેની બધીય લાલસા અને પિપાસા મૂર્તિમંત થઈને તેની સામે આવીને ઊભી રહી.

અનિલને લાગ્યું જાણે રાધા ધ્રૂજી ઊઠી છે. તેના શરીરમાં એક કંપારી આવીને ચાલી ગઈ. રાધા આ શું ? રાધા મનમાં વિચારી ઊઠે છે; અને પોતાનાં હૃદયના વેગને જાણે સંભાળી રાખવા પ્રયત્ન કરે છે.

"રાધા" છેવટે ત્યાંનું મૌન તોડતો અનિલ બોલ્યો.

પણ રાધા એકે શબ્દ બોલી નહિ.

"તે દિવસની વાત યાદ છે?" અનિલે પૂછ્યું.

તોએ રાધા મૂંગી રહી.

"તમે તો જાણે શુંનું શું વિચાર્યું હશે કે આ અનિલ બાબુ પણ વિચિત્ર વ્યક્તિ છે; રાત્રે જમવા આવવાનું કહી, જમ્યા વગર જ જતા રહ્યા. તમે તો તમારા મનમાં મને ગાળો પણ દીધી હશે."

તો પણ રાધા ચૂપ રહી.

"પણ તમે મારી જગ્યાએ હોત તો કદાચ કહેવા પણ ન આવત. હું તો તમને કહેવા પણ આવ્યો; પણ તમે તો મોઢુ બતાવ્યા વગર જ પલાયન કરી જાત."

આ શબ્દોએ જાણે રાધાના હૃદય ઉપર ઘા કર્યો. એકાએક તેની આંખોમાંથી પાણી પડવા લાગ્યું.

"અરે? તમે રડો છો?" અનિલ રાધા પાસે આવી બોલ્યો.

"કેમ? મારા કહેવાથી તમને માઠું લાગ્યું કે?"

પણ આ શબ્દોથી રાધાની આંખોમાંથી પાણીના પૂર વહેવા લાગ્યાં.

અનિલ તો જોતો જ રહ્યો. આ શુ? મશ્કરીમાં કહેલી વાતની અસર આ?

"રાધા" રાધાના ખભા ઉપર પોતાનો હાથ મૂકી અનિલ બોલ્યો. "કેમ? રડવાનું કારણ?" એક ક્ષણ સુધી અનિલ તેમજ બેઠો રહ્યો.

થોડી વાર પછી અનિલ બોલ્યો.

"આ બધું કહ્યું તે તમારું મન દુભવવા નહિ હં; રાધા."

"હું તેમ ક્યાં કહું છું." છેવટે રાધા બોલી.

"પણ..." અને ત્યાર પછી, ફરીથી તેના નેત્રોમાંથી નીર વહેવા મંડયા.

અનિલને થયું કે વધુ કશુંય બોલવું તે યોગ્ય નથી. તે પણ ત્યાં જ મૂંગો મૂંગો બેસી રહ્યો. એક શબ્દ પણ વધુ બોલ્યો નહિ.

રાધા પણ મૂંગી મૂંગી બેઠી રહી. અનિલના હાથનો સ્પર્શ જાણે તેને સુખદ લાગવા લાગ્યો. તેને થયું તે જ સ્થળ, તેજ સમય; સદૈવને માટે તેમજ રહેતો ?

પછી એકાએક લજ્જા તથા શરમે તેના મનને ઘેરી લીધું. તેને થયું આ શું ? તેના જેવી એક વિધવા માટે શું આ વ્યવહાર યોગ્ય છે ? છિઃ છિઃ રાધા આ શું ?

તે એકાએક બોલી ઊઠી.

"અનિલબાબુ !"

"હં"

"મોડું થઈ ગયું છે. ચાલો. સૂઈ જાઓ."

"ચાલો" અનિલે કહ્યું, અને તે ઊઠ્યો.

રાધા પણ ઊઠી.

બંને જણાં શોભાના ઓરડામાં આવ્યા. કરુણા ઊંઘી ગઈ હતી. શોભાના ખાટલા પાસે આવી અનિલે જોયું કે તેને પણ ઊંઘ આવી ગઈ છે.

કરુણા શોભાના ખાટલા પાસે જ પથારીમાં સૂતી હતી.

તેની પાસેની પથારીમાં રાધાએ લંબાવ્યું. તે પથારીથી સ્હેજ દૂર અનિલની પથારી હતી.

પથારીમાં બેસી, પ્રાર્થના કરી, અનિલ પથારીમાં પડ્યો. પાસે પાસે જ જુદી જુદી પથારીમાં પડેલ બે વ્યક્તિઓના હૃદયમાં કેવું તોફાન જામ્યું હતું; પણ એ તોફાનના ધ્યેયો સાવ જુદા હતાં.

છેવટે રાધા ઊંઘી ગઈ. પોતાના હૃદયની તમામ ઊર્મિઓને દબાવી, મનમાં ને મનમાં, રામનું નામ રટતી; રામાયણની ચોપડીઓને પોતાની મદદે બોલાવતી રાધા ઊંઘી ગઈ.

પણ અનિલની આંખોમાં ઊંઘ ન આવી. આવું તોફાન, હૃદયમાં આવું તુમુલ યુદ્ધ, અને તે પણ વિરુદ્ધ લાગણીઓનું આવું વાવાઝોડું અનિલે કોઈ દિવસ અનુભવ્યું ન હતું. આજ દિવસ સુધી તે વિદ્યાર્થી તરીકે રહ્યો હતો. ગામડાનો છોકરો, તેણે શહેરમાં કાકાને ત્યાં વિદ્યાભ્યાસ કર્યો હતો. ત્યાં શોભા માટે તેના મનમાં લાગણી જાગી હતી. પણ તે લાગણી વિશુદ્ધ ભગિની સ્નેહની હતી. શોભા માટે તે ગમે તે કરવા તૈયાર હતો; ગમે તે ભોગે શોભાને સુખી કરવા ચાહતો હતો. અને ત્યાર પછી એક બીજી જ લાગણી જન્મી હતી કરુણા માટે. કરુણા માટે તેના હૃદયમાં કેવી લાગણીઓ હતી, તે વિચારવા લાગ્યો. કોલેજમાં આવતાં જ કરુણા સાથે મિત્રતા થઈ. બંને સાથે જ કોલેજે જતા ને આવતાં; અને રાતના બાર બાર વાગ્યા સુધી સાથે સાથે જ તેઓએ અભ્યાસ કર્યો હતો. પણ આ જ દિવસ સુધી તેને આ વિચાર નહોતો આવ્યો કે તેના મનમાં કરુણા માટે કેવી લાગણી છે.

તેને પેલી રાત યાદ આવી. ઘનઘોર અંધારી રાત્રિ હતી.

શરદીના દિવસો હતા. કરુણા પોતાના ઓરડામાં સૂતી હતી. શોભાને ત્યાંથી મોડો આવી તે સૂવા ગયેલો; પણ તેને ઊંઘ આવી ન હતી. છેવટે તે કરુણાના ઓરડામાં ગયેલો. ત્યાં દીવાના મંદ પ્રકાશમાં તેણે કરુણાનો સુંદર ચહેરો જોયો. એક અજ્ઞાન લાગણી ને વશ થઈ તે તેની પાસે બેસી ગયેલો ને તેના મોઢા ઉપરના વાળો ઠીક કરતો ત્યાં જ બેઠો રહ્યો હતો.

કરુણા જાગી ઊઠેલી પણ તેણે કંઈ આનાકાની નહિ કરેલી. અને પછી તેઓ સાથે જ ફરવા ગયેલા.

શું આ વિશુદ્ધ મૈત્રી હતી. બંને જણ એક બીજાને કયા સ્નેહથી ચાહતા હતા. એ સ્નેહ એ પ્રેમ કેવો હતો? પણ તેના હૃદયના ઊંડાણમાંથી તેને કશોયે જવાબ મળ્યો નહિ.

અને આજે એકાએક તેના હૃદયમાં કરુણા માટે આ વિચાર શા માટે? છિ: છિ: કરુણાના હૃદયમાં તેના માટે કેટલો અગાધ પ્રેમ છે? કરુણાએ સમાજની કોઈ દિવસ પરવાહ કરી નથી. રાતના બાર ને બે વાગ્યા સુધી તેઓ એક જ ઓરડામાં સાથે જ રહ્યાં છે, શોભાના પતિના અવસાનની રાત્રિએ કરુણાએ પોતાના જ પલંગ ઉપર બેસીને કલાકો સુધી તેનું માથું દાબ્યું છે; શું તે જ કરુણા પોતાના માટે કોઈ પણ વિચાર લાવી શકે ખરી? નિર્બળતા—નિર્બળતા. ના રે ના; કરુણા કોઈ દિવસ પણ તેના માટે નિર્બળતાના વિચાર લાવી ન જ શકે. તેનો સ્નેહ એટલો અગાધ છે કે તેમાં આવો નાની વસ્તુઓ માટે અવકાશ જ નથી. સમુદ્રમાં હજારો નદીઓ આવી આવીને ઊલટે છતાંય સમુદ્ર તો તેવો જ શાંત અને ગંભીર રહે છે ને?

અને પથારીમાંથી જ તેણે કરુણાનું સુંદર મોઢું જોયું. શાંતિથી તે પથારીમાં ઊંઘી ગઈ હતી. તેને પોતાના ઉપર જ ખીજ ચઢી. શા માટે તેણે એવા વિચારો પોતાના મનમાં આવવા દીધા?

ને આ પાસે જ સૂતી છે રાધા. એ રાધા? રાધા માટે તેના મનમાં લાગણી છે ખરી? તેણે પોતાના અંતઃસ્તલના ઉંડાણમાં ઉતરવા માંડ્યું. ધાબાની રાધા. સુંદર રાધા. વિધવા રાધા. તે દિવસે ધાબામાં જમાડતાં જમાડતાં, હલકી મશ્કરી કરતાં રાધા એ કેવું વિચિત્ર સ્મિત તેના તરફ વેર્યું હતું? અને શું રાધા માટે તેના હ્રદયમાં કંઈ લાગણી થઈ ન હતી?

રાધા તેને ગમી હતી ખરી. તેના સૌંદર્યથી તે મોહિત થયો હતો ખરો. પણ એ મોહ–ક્ષણજીવી હતો. કોલેજના જીવનમાં, કરુણાના સાનિધ્યમાં રાધા તેને કોઈક વાર જ સાંભરતી પણ સાંભરતી ત્યારે તેને થતું કે બિચારી રાધા. તેને કોઈ નથી. ત્યાં તે મોટા શહેરોમાં એકલી રહેતી હશે...પણ ફરીથી તે આસપાસના વાતાવરણમાં રાધાને ભૂલી જતો.

પણ આજ રાતના પ્રસંગે તેને બતાવી દીધું કે રાધાના હ્રદયમાં પોતાના માટે કેટલો સ્નેહ છે. એક સ્હેજસ્હાજ મસ્કરીમાં રાધાને લાગી આવ્યું હતું. અને તે રડી પડી હતી. અને તે પહેલાંની રાધાની કુંઆરી અને કંપારી?

ઓહ! રાધા કેટલી રૂપવતી લાગતી હતી? તેણે જોયું પાસેની જ પથારીમાં રાધા સૂતી છે. એક વ્યથા અને દુઃખની રેખા હજુ પણ તેના મુખ ઉપર પ્રસરિત છે. બત્તીના મંદ પ્રકાશમાં પણ તેનું ગૌરવર્ણું મુખ કેવું દીપી ઊઠે છે. અને તેણે જોયું, જે તેણે કોઇ દિવસ ન જોયું હતું તે–રાધાના

અંગ પ્રત્યંગમાં સ્ફુરતું યૌવન. જાણે એ યૌવન પુકારીને કહી રહ્યું છે જુઓ મારું સૌંદર્ય શું આ યૌવન એમને એમ જ જવાનું છે. તેના સુંદર અધરો; તેનું ઉભરાયેલું વક્ષઃસ્થલ, અને તેના અંગ પ્રત્યંગનો મરોડ—ઓહ! અનિલને થયું તે કોઈ એક અજાણ્યા પ્રદેશમાં ઘસડાઈ રહ્યો છે. આજ દિન પર્યંત ન અનુભવેલ; પણ યુગ યુગથી સંચિત કામવાસના તેને જાણે ઘસડીને ક્યાંક લઈ જવા મથે છે. આ હૃદયનું પૂર તેને ક્યાં ઘસડી લઈ જશે? તેણે પોતાની આંખો દાબી દીધી અને ધબ કરતોક પથારીમાં પડ્યો. પણ તે કેમે કરીને આ વેગને ખાળી શક્યો નહિ. દેવ! દેવ!! તે બોલવા લાગ્યો; હું ક્યાં જાઉં છું; હું ક્યાં ઘસડાઉં છું?

તે પડખું વાળી, આંખો બંધ કરી પોતાની માતાનું સ્મરણ કરવા લાગ્યો.

એકાએક જાણે તેના હાથ ઉપર કોઈનો હાથ પડ્યો. હાથ પડતાં જ જાણે તેની બધી ય ચેતના લુપ્ત થતી હોય તેમ તેને લાગ્યું. આંખો ખોલી તેણે જોયું; નિદ્રાધીન રાધાનો હાથ તેના હાથ ઉપર પડ્યો છે. ઓહ! આ શું? વિદ્યુત પ્રવાહની જેમ તેની નસેનસમાં જાણે એ હાથ દ્વારા રાધાનું યૌવન પ્રસરવા લાગ્યું. તે તેનું પાન કરવા લાગ્યો.

એક મિનિટ સુધી તે તેમજ પડ્યો રહ્યો. પોતાનો હાથ તે સ્થળેથી ઉપાડી લેવાની પણ જાણે તેણે હિંમત ન કરી.

એક ક્ષણ પછી તે એકાએક ઊઠ્યો અને જાણે બધાંય બંધન તોડવા ન મથતો હોય તેમ ત્યાંથી વેગથી ચાલવા મંડ્યો. ઓરડી બહાર આવી તે ગંગાના કિનારા તરફ ધસ્યો.

ઓહ! આ શું? આવા વિચારો કેમ? હૃદયમાં આ

લાલસા કેમ; એક ક્ષણ અનિલ વિચારી રહ્યો. પણ તેના મનને કેમે શાંતિ વળી નહિ; તે વધુને વધુ એક અનુપમ પ્રકારની લાગણીના વહેણમાં તણાવવા લાગ્યો.

એકાએક રાધાની નીંદર તૂટી. તે કેવું સુખદ સ્વપ્ન જોઇ રહી હતી? અનિલબાબુ પાસે બેઠી છે—તેમના બાહુપાશોમાં પણ ક્યાં? અનિલબાબુ ક્યાં? બત્તીના મંદ પ્રકાશમાં તેણે ઓરડામાં જોયું કે અનિલબાબુ ત્યાં નથી. એક ન સમજાય એવા ભાવથી તે ઓરડા બહાર નીકળી અને ગંગા તરફ ચાલી નીકળી.

શિલા પાસે જોયું તો અનિલબાબુ બેઠા છે. ને તેમની પાસે જઈને બોલી ઊઠી:

"કેમ? અનિલબાબુ!"

"રાધા કે" સ્વપ્નના માણસની જેમ અનિલ બોલ્યો.

"હા" રાધા મંદ સ્વરે બોલી અને અનિલ પાસે બેસી ગઈ. બંને પેલી શિલા ઉપર બેઠા બેઠા અકથ્ય ભાવો અનુભવતા રહ્યા. એક ક્ષણ પછી રાધા અનિલ પાસે આવી. અનિલ પણ રાધા તરફ આગળ વધ્યો. રાધાનું યૌવન; તેના સુંદર અધરો; તેની આખીય દેહ દૃષ્ટિ જાણે અનિલને પુકારી પુકારીને બોલવવા લાગ્યાં. એ એક જ ક્ષણ અનિલ માટે બસ હતી. તેણે રાધાને પોતાના બાહુપાશોમાં જકડી લીધી; રાધાએ જાણે પોતાનું સર્વસ્વ અનિલને ચરણે ધરી દેવાનું નક્કી ન કર્યું હોય તેમ—કંઇ આનાકાની કરી નહિ અને બીજી જ ક્ષણે અનિલે રાધાના અધરોનું ચુંબન કર્યું.

એજ ક્ષણે અનિલના કાન ઉપર શબ્દો પડ્યા:

"અનિલબાબુ! હજુ સૂતા નથી કે?"

અનિલે રાધાને છોડી દીધી. તેણે જોયું સામે જ ઊભી છે કરુણા!!

અનિલ એક ક્ષણ–કંઇ જ બોલી શક્યો નહિ; તેના મુખમાંથી એક શબ્દ પણ નીકળી શક્યો નહિ; શરમથી લજ્જાથી જાણે તેનાં નેત્રો ઢળી ગયાં.

કરુણા ત્યાંથી પાછી ફરી – જાણે કશું બન્યું જ નથી; જાણે તેણે કશું પણ જોયું નથી. ઓરડીમાં આવી; દીવો વધુ મંદ કરી તે પોતાની પથારીમાં આવીને સૂઈ ગઈ.

## ૬

'આ, આ, મરરે" શકુર બળદોને હાંકતો હતો અને ડચકારા બોલાવતો હતો. ગાડામાં ઘઉંની ગૂણો ખડકેલી હતી અને તેના ઉપર બિરાજેલા હતા મોટેરામ મહારાજ. સાત વર્ષ પછી આજે આપણે, મોટેરામ મહારાજને મળીએ છીએ; છતાં તેમના દેખાવમાં, તેમની સ્થૂળ કાયામાં; તેમના ઉદરના વર્તુળમાં, તેમની, સદૈવ ફાંદ નીચે ખસકી પડતી લંગોટીમાં તેમના મેલા જનોઈમાં, તેમના લાલ રૂમાલમાં, તથા કપાળ ઉપર લાગેલા ટીલામાં કંઈ પણ ફેર પડ્યો ન હતો. મોટેરામ મહારાજ તેવાજ ગોળ મટોળ મોટેરામ મહારાજ હતા. શકુરની ગાડીમાં ગોરધનપુરાથી મોટેરામ મહારાજ પાછા ફરી રહ્યા હતા. શેઠ ગોવિંદલાલજીની ઘઉંની ગૂણો શકુર ગાડામાં ખડકાવી રહ્યો હતો ત્યારે મોટેરામ, એક ઝાડ તળે બેઠાં ચલમ ફૂંકી રહ્યા હતા. શકુરને જોઈને જ તેઓ બોલી ઊઠેલા :

"રામ રામ, શકુર, ભૈયા. રામ રામ."

"રામ, રામ, મારાજ."

"અરે ભૈયા શકુર! ચાલશું ને?"

"હા મારાજ! તમારું જ ગાડું છેને." શકુર બોલ્યો.

અને જ્યારે ગૂણો બધી ખડકાઈ રહી અને શકુરે કહ્યું: "ચાલો મારાજ." ત્યારે મોટેરામ મહારાજે પોતાની બે મણની કાયાને ગુરુત્વાકર્ષણથી વિરુદ્ધ, માંડ, માંડ ઊંચકી, ગાડીમાં નાખી ત્યારે તેમના ભારથી બળદોની ડોક ઝૂકી ગઇ, અને બંને બળદોએ એક બીજા સામું જોઈ, આંખોના ઇશારાથી જણાવી દીધું–હાં–આવ્યા લાગે છે મોટેરામ મારાજ. બળદો પણ મોટેરામ માહરાજને ઓળખે! હા.

"આમ ક્યાં આવ્યા તા મારાજ" શકુરે પૂછ્યું.

ગાડી ચાલતી હતી અને મોટેરામ માહારાજ બોલતા હતા.

"એ–તને શું કહું શકુર!"

"તો યે"

"હવે તારાથી શું છૂપું છે રે ભઇ! એને આ ગામડામાં એક કન્યા જોવા આવ્યો હતો."

"અચ્છા?" શકુરે સાશ્ચર્ય પૂછ્યું.

"કેમ? એમાં આટલો નવાઇ શું પામે છે ભાયલા."

"નારે..." શકુર બોલ્યો.

"તે સમજ્યોને..."

"હા સમજ્યો" શકુરે કહ્યું.

"શું સમજ્યો? સાંભળ્યા વગર જ." મોટેરામજી બોલ્યા.

"એ...એ...હા..."

"એ તો, શકુર! હું મારા માટે વહુ ગોતવા..."

અને તેમ કહી મોટેરામ મહારાજ શરમાતા હોય તેમ એક આંગળી દાઢી ઉપર મૂકી હસી પડ્યા.

"અહાહા...હા..." કરતોક શકુર પણ હસી પડ્યો.

"અલ્યા એ હસે છે કેમ? બામણની મશ્કરી કરે છે?"

"નારે મારાજ! મારાથી એવું પાપ થાય."

શકુર બોલ્યો.

"તે પછી સમજ્યો ને, શકુર, મેથીની મા કહે, મારાજ, ગોરધનપુરામાં લખમીની દીકરી છે. હા, પરણવું હોય તો આ લાગ છે."

"પછી?"

"પછી શું રાજ્જા? હું તો ગયો ગોરધનપુરે. લખમી પાસે ગયો ને કહ્યું "લખમીની મા..."

"પછી?"

"પછી શું? આ કરમમાં લખ્યું હોય તો થાય ને."

"શું કહ્યું લખમીની માંએ?"

"કહે કે પાંચસો રૂપિયા રોકડા આપે તો પરણાવું."

"પાંચસો રૂપિયા?"

"હા. પૂરા પાંચસો. એક દોકડો ઓછો નહિ સમજ્યો?"

"હા. પછી?"

"પછી શું મેં કહ્યું, લછમીની મા, મારી પાસે તો બસો રૂપિયા પણ નથી. ગરીબ બામણ છું તમારી છોકરી સુખી થાશે; મારા જેવો વર... ત્યાં તો શકુર, માળી તડૂકીને બોલી: જોયો જોયો વર, પચાસ વરસનો ઘરડો, મારી છોકરીને પરણવા આવ્યો છે. જા. મારે નથી પરણાવવી મારી—

છોકરી. જોયું શકુર! આવી છે દુનિયા."

"યા ખુદા! યા ખુદા!" કરતો ક શકુર, મોટેરામજી તરફ પોતાની સહાનુભૂતિ બતાડવા લાગ્યો. થોડીવાર પછી તે બોલ્યો:

"પછી મારાજ?"

"પછી શું શકુર! પણ શકુર તને પૂછું હું ઘરડો કહેવાઉં?"

"ઘરડો? કોણ કે તમને ઘરડા! માથું જ ન ફોડી નાખું એનું? આવી સુંદર વિશાળ કાયા; આવી ઊંચી... જાત... તમને કન્યા ન આપી?" શકુરે કહ્યું.

મોટેરામ મારાજે એક નિસાસો નાખ્યો. "હશે, ભાઈ! નસીબની બલિહારી."

"પણ મારાજ! છોકરીની શી ઉમર છે."

"ઉમર?"

"હવે...હેં...હેં...હેં...ઉમર તો જરા નાની છે, પણ અલ્યા શકુર! અમારી ન્યાતમાં છોકરીઓ મળે છે જ ક્યાં?"

"હાસ્તો મારાજ! પણ ઉમર શું છે?"

"એની ઉમર હશે, સાત આઠ વરસની. પણ અલ્યા શકુર! ઈ તો ધાન ખાયને આપણા ઘરનું તો આમ બે દાડામાં ઠીક થઈ જાય." મોટેરામ મહારાજે અભિનય કરતાં પોતાનું મંતવ્ય દાખવ્યું.

પણ ન જાણે શું થયું કે શકુર ખડખડાટ કરતા હસી પડયો.

"કેમ અલ્યા શકુર?"

"નારે... એ તો... અમથો જ હસ્યો મારાજ! પણ સાત વરસની છોકરીને પરણીને તમે કરશો શું?"

"અલ્યા! તું કાં સમજે નહિ? ભલા માણસ કુંવારા કરતાં પરણ્યા ભલા. છોકરી ક્યાં સાત વરસની જ બેસી રહેવાની છે. અને ભલા ભાઈ, છોકરીને ડીલ ઘાલતાં વળી કેટલી વાર."

શકુર ચૂપ રહ્યો. તે પોતાના મનમાં કલ્પી રહ્યો – પચાસ વર્ષની સ્થૂળ કાયાવાળા મોટેરામ મહારાજ ને સાત સાત વરસની દુબળી પાતળી, ઘૂંઘટો તાણેલી તેમની વહુરાણી! મનમાં ને મનમાં તે ખૂબ હસ્યો.

અને એ હાસ્યને દબાવવા તેણે ડાબા બળદની પૂછડી તાણી – "આ – આ – આ – મરરે!"

અને જેવો બળદ દોડવા મંડ્યો કે તેઓ વદ્યા :

"શાબાશ – મેરે બેટા – શાબાશ"

મોટેરામ મહારાજ ગૂણના ઢગલા ઉપર બેઠેલા મનમાં વિચારી રહ્યા – સાત વરસની તો સાત વરસની પણ વહુ તો ઘેર આવત. અને તેમનો રસમય આત્મા, તે સુખનો અનુભવ કરવા લાગ્યો.

પણ ગાડાનું પૈડું એક નાનકડા ખાડામાં પડતાં ગાડું ઉછળ્યું અને મોટેરામ મહારાજ ગૂણ પરથી ઉછળી ને ધબાક કરતાંક ફરીથી પછડાણા અને એ ધક્કાએ તેમને વાસ્તવિક જગતમાં આણી દીધા.

તાપ સખત પડતો હતો. ચારેક વાગ્યાનો સુમાર હતો. ગાડું ધૂળથી ઢંકાયેલા, ઊંચાનીચા, ખાડા ખડબચડાવાળા રસ્તા ઊપર ગબડી જઈ રહ્યું હતું. ગાડા ઉપર સાદડીની છાયા

હતી. મોટેરામ મહારાજે જોયું કે પાંચસો રૂપિયા વિના તેમને વહુરાણી મળે તેમ નથી. અને એ વેદનાથી તેમણે ફરીથી એક નિસાસો નાખ્યો.

થોડીવાર પછી શકુરે કહ્યું.

" મારાજ !"

" હો રે શકુર !"

" એક વાત કઉં. "

" કને ભાઈ. "

" તમારે પરણવું છે નહિ ?"

એકાએક ઉલ્લાસમાં આવી જઈ તે બોલ્યા :

" હાસ્તો. "

" તો એમ ન થાય ?"

" શું – રે – શું ન થાય ?"

" કોઈ વિધવાને..."

" વિધવાને ? શું બોલ્યો તું ! અલ્યા તને ખબર નથી કે અમારી નાતમાં વિધવા પરણે નહિ. "

" એ તો હું જાણું છું મારાજ ! પણ..."

" અલ્યા પણ ને બણ – વળી કોઈ દિવસ ન્યાત વિરુદ્ધ કામ કરી શકાય. બીજે જ દિવસે લોકો ન્યાતમાંથી કાઢી મૂકે. આ મોટેરામ મારાજનું નાક કપાઈ જાય નાક. આ જનોઈની લાજ જાય લાજ સમજ્યો કે ?"

" હા મારાજ "

" શું હા મારાજ ? એ અમારી બામણની કોમમાં વિધવાથી પરણાય નહિ. "

"ગમે તેટલી નાની હોય તો પણ?"

"હા હા... નાની શું – ગમી હોયને તો યે નહિ! સમજ્યો કે? ને સાકુર – ભલે ને પછી પેલીએ ધણીનું મોઢું એ ન જોયું હોય?"

શકુર બળદોને હાંકતો ડચકારા આપતો સાંભળતો રહ્યો.

"અમારી ન્યાતનો જ દાખલો લેને? ગોરધન તેર વરસનો હતો ત્યારે પરણ્યો તેની વહુ પાંચ વરસની. લગન થયાં ને ગોરધન આવ્યો ગામ. ગામમાં તે વખતે ફાટી નીકળ્યો રોગચાળો. એને, હું કહેવાય છે – એન – ફૂલ – ઝાન – હા – હા......

"હા. મારાજ, ઈન – ફૂલ – ન – ઝો" શકુરે ઉમેર્યું.

"હા – હા – જે હોય તે – ને...ગોરધન ગયો મરી. તેની વહુ રાંડી."

"પછી શું થયું?"

"થાય શું પછી? વહુના ચૂડા ફોડી નાખ્યા, ચાંલ્લો ભૂસી નાખ્યો; વાળ કાપી નાખ્યા."

"યા ખુદા!" શકુર બોલી ઊઠચો.

"યા ખુદા શું! પછી તો છોડી થઈ રૂપરૂપનો અંબાર – સોળ વરસની થઈ ત્યાં તો ગામના યુવાનો ફાટી આંખે જોઈ રહ્યા..."

"તમે તેને જોયેલી કે?" શકુર પૂછી ઊઠચો.

"હાસ્તો મને હજુ ય સાંભરે છે. બચારી કેવી સારી હતી. તેને ઘેર એક વખત હું મેમાન થયેલો. શું મીઠી મીઠી વાતો કરે. શું મારી આગતા સ્વાગતા કરે બચારી. પણ એની મા

એવી હરામી કે બચારીને વઢચા જ કરે – "અલી ઓ રાંડ ! આમ હસી હસીને ચ્યમ વાત કરે સે. અલખ મલખ ભેગું કરવું છે કે શું ? અને જ્યારે છોડી માને નહિ એટલે બચારીને મારે પણ ખરી."

"તોબાહ – તોબાહ !" શકુર બોલી ઊઠચો.

"માનો ત્રાસ વધતો ગયો. છોકરીની જુવાની પણ વધતી ગઈ. પછી – ભલા ભાઈ તને પૂછું. છોકરી એટલે શું થયું – એને મોજ ન માણવી હોય – ભઈ સાચું કે જે શકુર ?"

"સાચી વાત છે, પછી શું થયું ?" શકુર બોલ્યો.

"પછી થાય શું ? થવાનું હતું તે થયું. કોઈની સાથે છોકરી નાસી ગઈ."

"ખુદા, તૌબાહ – તૌબાહ" શકુર બોલી ઊઠચો.

"એમ છે ભઈ. હું તો કહું છું ! નાત એ હા પાડે ને તો અમ જેવા સત્તર માણસો ભેગા થઈને પરણવા તૈયાર. પણ જ્યાં નાત જ આગળ ન વધે તો પછી આપણાથી શું થાય ?"

"પણ મારાજ ! નાત ગઈ ચૂલામાં"

"અર – ર – ર — મારા બાપ ! આ શું બોલ્યો તું ! કોઈ દિ' ભલા માણસ એમ બોલતો નહિ – નહિ તો..."

"નહિ તો શું મારાજ"

"નહિ તો શું ? અલ્યા કે દિ' બોલતો નહિ મારા બાપ."

"હું ! સમજ્યો મારાજ ! સમજ્યો"

"એમ છે મરદ ! એમ ! ન્યાત તોડવી ન્યાત બહાર જવું કંઈ ખેલ નથી હં; જે બસ કહેવાથી જ થઈ જાય."

"તો મારાજ" પોતાનું માથું ખજવાળતો શકુર બોલ્યો "એક બીજી વાત કહું ?"

"શું બોલી નાખને ? આપણા વચ્ચે ક્યાં અંતર છે ?"

"હાસ્તો તેથી જ તો કહું છું કે તમે એક કામ ન કરો ?"

"શું ?"

"ખેર ? જાણે વિધવા સાથે તો પરણાય નહિ ?"

"બરોબર"

"તો પછી બીજી એક યુક્તિ કરીએ" એક મોટા સલાહકારની જેમ, એક મોટા પ્રશ્નને ઉકેલવાની મથામણ કરતો હોય તેમ શકુર બોલ્યો.

"બોલની" આતુરતા પૂર્વક મોટેરામજી વધ્યા.

"તું કોઈને ઘરમાં રાખી લે."

"તું તો સાવ બબુચક રહ્યો." મોટેરામજી બોલ્યા.

"કેમ ?"

"અલ્યા ! અમારી બામણની કોમમાં એમ પણ ન થાય."

"ન થયાં – હવે તમે પણ."

"અલ્યા પણ ન થાય."

"તો પછી કોઈ – શું કે છે જે – આર સમાજી આર સમાજીમાંથી પરણો."

"અરે પણ ભઈ, તો નાત બહાર મૂકાય"

"ઓ ! ઈ તમારી નાતનો ભારે ઝગડો ભઈ" છેવટે કાંઈ ન સૂઝતાં શકુરે કહ્યું.

"એ જ તો મોટું દખ છે બીજું શું ?"

મોટેરામ મહારાજે કહ્યું, "અમ જેવા માંણુસો પરણ્યા વગર રહી જાય પણ વિધવાને ન પરણાય; આર સમાજીને ન પરણાય ને ઘરમાં રખાય પણ નહિ સમજ્યો કે."

"હા મારાજ સમજ્યો" શકુરે કહ્યું.

થોડીવાર સુધી મૌન છવાઈ રહ્યું. ગાડું ઉછળતું કૂદતું, આગળ વધતું રહ્યું. મોટેરામ મહારાજ, ગૂણો ઉપર આડા પડ્યા અને શકુર કોઇ કોઈવાર બોલી ઊઠતો :

"આ, આ – મરરે..."

શકુર વિચારી રહ્યો આ તો વળી કેવી કોમ ને જાત કે જેમાં પરણવા સંબંધમાં – 'નિકાહ' કરવાના સંબંધમાં આવા આવા ધારાધોરણો રાખ્યા હશે ? એને એમની કોમમાં તો ગમે તેને ઘરમાં ઘાલી શકાય.

થોડીવાર પછી મોટેરામ મહારાજ બોલ્યા :

"શકુર ! ખબર પડી કે ?"

"શું ?"

"આપણા થાણદાર સાબના ભાઈની છોડી રાંડી ?"

"હેં ? શું કહો છો ? ખરી વાત ?"

"હા. હા. ભાઈ, તે દિ' હું કૂવા ઉપર નહાતો તો ત્યાં થાણેથી જમાદાર આવીને કહે "મોટેરામ મારાજ ! ચલો. થાણામાં બોલાવે છે." હું તો ગયો થાણામાં; ત્યાં તો માંસાબ એવાં રડે એવાં રડે કે પૂછ મા વાત. હું તો ભલાભાઈ આ

જોઈ ડધાઈ જ ગયો. પાસે જ ઠુકરાણીજી ઊભાં હતાં. તેમણે કહ્યું "મોટેરામજી! આ બાજુ આવો. સ્નાનના સમાચાર આવ્યા છે. રાધે બાબુની છોડી શોભાજીજીના ચૂડા..." હું પણ સાંભળીને રડી પડ્યો."

"ખુદા! તૌબાહ" શકુર બોલી ઊઠ્યો.

"પછી શકુર! માસાબને મેં તો ખૂબ સમજાવ્યાં, કહ્યું માંસાબ! ફકર કરો માં. શું થાય? આ સંસાર તો માયાજાળ છે, માયાજાળ. લાવો માંસાબ હું રાંધી નાખું છું, આપ, શાંતિથી બેસો. એને, પછી તો, માસાબ માંડ માંડ શાંત થયાં."

"શું ઉમર હશે ખુનની?" શકુરે પૂછ્યું.

"હશે, સત્તર અઢાર વરસની"

"યા અલ્લાહ!" પોતાની આંખ, કાન અને મુખને હાથથી સ્પર્શી શકુરે નિસાસો નાખ્યો. તેણે એક સુંદર યુવતી કલ્પી; અને તે દુઃખથી રીબાતી, યુવાવસ્થાની તમામ ઊર્મિઓને દાબી દેતી, દીન અને અસહાય, અલંકાર રહિત એક યુવતીને કલ્પતાં જ જાણે ધ્રૂજી ઊઠ્યો અને તેના હૃદયમાંથી એક દીર્ઘ નિશ્વાસ નીકળી ગયો.

સંધ્યા થવા આવી હતી. પશ્ચિમમાં લાલપીળાં વાદળાં છવાઈ ગયાં હતાં અને થોડીવારમાં પવન જોરથી ફૂંકાવા લાગ્યો.

"શકુર"

"મારાજ"

"પાણી આવશે"

"લાગે છે તો ખરું"

" ચાલ બાપ જલદી કર."

" હા. ગામ તો એ આવ્યું " કહી શકુરે ડાબા બળદની પૂંછડી જોરથી તાણી અને જેવા બંને બળદો દોડવા લાગ્યા કે તેણે ઉચ્ચાર્યું.

" શાબાશ મેરે બેટા ! શાબાશ "

અને થોડી વારમાં તો તેઓ ગામની પાદરે આવી લાગ્યા.

જોરથી આંધી આવી લાગી. વંટોળિયો આસપાસના ઝાડના પત્તાંઓને ભેગાં કરી, સ્તૂપાકારમાં દોડતો સમેટતો, સામેથી આવતો દેખાણો.

" વંટોળિયો "

" હા મારાજ "

" સપડાયા. મર્યા."

" ગભરાઓ નહિ મારાજ. ચાલ્યો જશે. "

વંટોળિયો ચાલ્યો ગયો; પણ પવન એટલો જોરથી ફૂંકાવા લાગ્યો કે આસપાસના વૃક્ષો આમથી તેમ ડોલવા લાગ્યાં; રસ્તાની ધૂળ ઊડી ઊડી આંખમાં આવવા લાગી.

" ભાઈ શકુર ! જલદી કર."

" આ પહોંચ્યા મારાજ "

ત્યાં તો થાણું દેખાણું.

" લ્યો મારાજ, આવી પહોંચ્યાને ? "

" હા મારા બાપ. સારું થયું. અંધારું થવા પહેલાં જ પહોંચી ગયા."

ભરવાડો ઘેટાંના ટોળાને વેગથી દોરી જતા હતા. ગાયોનું ટોળું પણ—ગળાની ઘંટડીઓ બજાવતું ગામ તરફ દોડી જઈ

રહ્યું હતું. ધૂળના ગોટે ગોટ ઊડી આખાય ગામને જાણે ફરી વળ્યા હતા.

મોટેરામ મહારાજ ગાડીમાંથી ઉતર્યા–કૂદ્યા અને બોલ્યા.

" રામ રામ ભૈયા ઠાકુર. "

" રામ રામ મારાજ. "

અને આમતેમ જોયા વગર મોટેરામ મહારાજ પોતાના ઘર ભણી, પોતાની લંગોટી ઠીક કરતા, તથા હાંફતા હાંફતા ચાલી નીકળ્યા.

ઘર પહોંચ્યા ત્યાં તો આંધીએ પ્રચંડ સ્વરૂપ ધારણ કર્યું હતું.

નાજમ સાબના ઘર પાસે, પેલી નાની ગલીમાં, કાચું માટીનું મકાન મોટેરામ મહારાજનું છે, ખખડધ્ધ બારણાનું ખખડધ્ધ તાળું ઉઘાડી મોટેરામ મહારાજ અંદર પ્રવેશ્યા. જુએ છે તો ઘડામાં પાણી નથી. પેટમાં ભૂખ તો લાગી હતી; પણ રસોઈ કરવા માટે પાણી તો જોઈએ કે નહિ ? આ માળી નંદૂની મા પણ હરામખોર હરામી છે હરામી. મોટેરામ મહારાજ બબડી ઊઠયા. કેટલીય વાર કહ્યું છે કે બાઈ બંને ઘડા ભરતી જા, પણ મારી બેટી એક ઘડો જ ભરે છે. મહિને દિ' આઠ આના લે છે તે મફતના લે છે. હમણા ને હમણા ન ભરાવું તો મારું નામ મોટેરામ નહિ, સમજે છૂ શું મનમાં.

બહાર આવી, બે ચાર ડગલાં ચાલી, એક નાનીશી ઓરડી પાસે ઊભા મોટેરામ મહારાજ વદ્યા.

" અલી ઓ નંદૂની માં ! "

" શું છે ? " ઘોઘરે અવાજે, સ્થૂળ કાય નંદૂની માંએ જવાબ આપ્યો.

" માટલીમાં પાણીનો છાંટોય નથી."

" તો હું શું કરું ?"

" હું શું કરું એટલે ?" હાથનો લટકો કરી મોટેરામ મહારાજ બોલ્યા. આજ વખતે સામેના નાનાશા દરવાજામાં નંદૂની માં દેખાણાં. નાકમાં નાખેલી તેમની નથે; મુખ ઉપરના રુદ્રભાવ અને તેમની તે સ્થૂળ કાયાએ મોટેરામજીના હૃદયમાં મિશ્ર ભાવો જગાવ્યા.

પોતાના લટકાને એકદમ કાબૂમાં રાખી ટટાર ઊભા રહી, મોટેરામજી બોલ્યા :

" એ તો હું કહેતો હતો, નંદૂની માં."

" શું કહેતા હતા તમે ? જોતા નથી કેવો પવન વાય છે. થોડી વારમાં કરા પડશે કરા; ને તમે મને બૂમ મારી ઘરની બહાર કાઢો છો. શરમાતા નથી—મોટા આવ્યા છો તે."

" એ તો નંદૂની મા."

" શું છે નંદૂની માને ભસી નાખોની."

" ઓ ! તમે તો નારાજ થઈ ગયાં ને શું ?"

નંદૂનીમાં મોઢું મટકાવી ઊભાં રહ્યાં.

" એ તો પાણીનો છાંટોય નથી ને મારે બામણને હજુ રાંધવાનું છે."

" બધુ પાણી ગયું ક્યાં ?"

" જાય ક્યાં ? ખતમ થઈ ગયું."

" ઠીક ઠીક જાઓ, આવી " કહીને નંદૂનીમાં ચાલ્યાં ગયાં.

નંદૂની માની રસિકતા ગામમાં ખૂબ પ્રખ્યાત હતી. નંદૂની મા આજ દસ વરસથી એકલી આ ગામમાં રહે છે. નંદૂ એની છોકરીનું નામ પણ નંદૂ તો હવે સાસરે હતી અને નંદૂની મા

સાવ એકલી, નાજમજીના મકાન પાસેની ગલીમાં, મોટેરામ મહારાજના ઘરથી રહેજ છેટે, એક નાનીશી આઠ આના મહીનાના ભાડાવાળી ઓરડીમાં રહેતી હતી. નંદૂની મા એકલી જ આ ગામમાં આવી હતી. કોઈ કહેતું નંદૂની મા વિધવા હતી; ત્યારે બીજા લોકો કહેતા કે તે ધણીને છોડીને અહીં નાસી આવી હતી; તો વળી કોઈ ગામના લોકો એમ પણ કહેતા કે નંદૂના બાપે નંદૂની માને લાત મારીને કાઢી મૂકી હતી અને પોતે એક બીજી ઓરત કરીને લઈ આવ્યો હતો. સાચી વાત ગમે તે હો, પણ નંદૂની મા ગામમાં તેની સ્થૂળ સુંદરતાને માટે વિખ્યાત તો હતી જ. દસ બાર ઘેર પાણી ભરી તે પોતાનું ગૂજરાન ચલાવી લેતી. માથામાં તેલ નાખતી; કોઈ કોઈ વાર તો માથામાં બોર નાખી, ગુંદરથી પટિયાં પાડી, આંખમાં અંજન આંજી, મુખમાં પાન નાખી, નાકમાં લાંબી ગોળ નથ પહેરી, ચટાપટાદાર લૂગડું ધારણ કરી, ઘેરદાર ઘાઘરો પહેરી, જ્યારે તે છમ છમ છમ કરતી પાણીનો ઘડો ભરી ગલીઓમાંથી પસાર થતી ત્યારે તો ગામના યુવકો, અને ખાસ કરીને દુંદાળા શેઠિયાઓ તેને એક ક્ષણ જોઈ રહેતા. એક વખત તો શેઠજી દાનમનલજી અને શેઠજી ગોવિંદલાલજી વચ્ચે, નંદૂની મા પોતાને ઘેર પાણી ભરવા આવે છે કે નહિ એ વાત ઉપર શરત પણ બોલાણી હતી અને તેમાં બંનેની જીત ને બંનેની હાર થયેલી.

આવી નંદૂનીમાં મોટેરામ મહારાજનું પણ મન હરણ કરે તો નવાઈ નહિ. મોટેરામજીએ ઘણીયવાર પ્રયત્ન કર્યો હતો કે નંદૂની મા તેની સાથે વધુ વાતો કરે, કંઈ હસે બોલે પણ નંદૂની મા પોતાની કિંમત જાણતી હતી.

મોટેરામજી પોતાની ઓરડીમાં ગયા અને પતરાનો નાનો દીવો-ડબો પેટવવા દીવાસળીનું બાકસ ગોતવા લાગ્યા. અંધારું

થઈ ગયું હતું, અને મોટેરામજી પોતાના હાથો અંધારામાં ફેલાવી આગળથી તેમ ફાંફાં મારવા લાગ્યા પણ દીવાસળીની પેટી મળતી ન દેખાણી. એકાએક તેમનું માથું સામેની દીવાલથી અથડાણું અને તેઓ ક્રોધાવેશમાં આવી બબડવા લાગ્યા.

" સાલ્લી દીવાસળીની માડી મારે " પણ દીવાસળીની પેટીને પોતાની માડી મરી જાય તેનો વાંધો ન હતો પણ પોતે મળવા તૈયાર ન હતી.

ત્યાં તો નંદૂની માનો અવાજ સંભળાયો.

" એ ! રામજી ! હજુ ઘરમાં દીવો પણ પેટાવ્યો નથી. "

" ઓ ! દીવો મળે તો ને ! લાવો ઘડો ઉતારી દઉં " તેમ કહી મોટેરામ મહારાજ નંદૂની મા ભણી ચાલ્યા.

" ના, ના, રહેવા દ્યો. હું મારે ઉતારી લઈશ " નંદૂની મા બોલ્યાં.

" વા ! ઠારાણી સા. એમ તે ચાલે કે ? લાવો ઉતારી દઉં " એમ કહી મોટેરામ મહારાજ નંદૂની મા પાસે જ આવી ગયા અને તેમના માથાથી ઘડો ઉતરવાની ક્રિયામાં નંદૂની માના શરીરની લગોલગ આવી ઊભા રહ્યા.

ઘડો ઉતારતાં, મોટેરામ મહારાજે નંદૂની માના કરનો સ્પર્શ કરી જોરથી દબાવી પોતાના સ્નેહનું પ્રદર્શન કર્યું.

" અરે રામજી ! રે ! મારી લાજ લીધી રે ! " તેમ કહી નંદૂની મા એ પાણીનો ઘડો જમીન ઉપર જ નાખી દીધો અને જોર જોરથી ગરજવા મંડી.

હં ! તમે સમજો છો શું તમારા મનમાં ! હં તમે...મારી લાજ......"

મોટેરામ મહારાજ તો ડઘાઈ જ ગયા. આ શું થઈ ગયું. કાપો તો લોહી નહિ તેવી સ્થિતિ બિચારા મોટેરામજીની થઈ ગઈ.

"હું તમારા જેવા સત્તરને ખાઈ જઈશ હા વળી તે ગામ આખાને ભેળું ન કરું......"

મોટેરામ મહારાજ હાથ જોડીને બોલ્યા.

"મ...મ... માફ કરો નંદૂની મા; મેં તો...મેં તો."

"શું મેં તો, મે તો કરો છો તમને..."

મોટેરામ મહારાજ ના હાથ તુરતજ ગજવામાં ગયા અને એક રૂપિયો કાઢી તેઓએ નંદૂના હાથમાં મૂકતાં કહ્યું:

"બંધ કર મારી મા ! કોઈ સાંભળી જશે તો"

રૂપિયો હાથમાં આવતાંજ નંદૂની માનો ક્રોધ ન જાણે ક્યાં નાસી ગયો. તેઓ તદ્દન શાંત થઈ ગયાં અને બોલ્યાં.

"હટો વચ્ચમાંથી તમે આવડા મોટા શરમાતા નથી. મશ્કરી કરો છો તે."

મોટેરામજી દૂર હટી ગયા હતા અને દીવાસળીની પેટી ગોતવાની મથામણ કરી રહ્યા હતા. સામેના ખૂણામાંથી પેટી મળતાં જ મોટેરામજીએ દીવો પ્રકટાવ્યો. પાણીની રેલમછેલ દેખાતી હતી. આખી કોટડી કાદવ કાદવ વાળી થઈ ગઈ હતી.

"જોયું" મોટેરામજી બોલ્યા, "મારા ઘરનું સત્વનાશ."

"મોટા સત્યાનાશ વાળા આવ્યા છે તે કરતો હતીને મશ્કરી" હસતાં હસતાં નંદૂની મા બોલ્યાં.

"ભૂલ થઈ મારી મા" મોટેરામજી જનોઈ ઠીક કરતાં બોલ્યા.

નંદુની મા ઘડો મૂકીને બારણામાં આવીને ઊભી રહી.

"તમે પણ ગજબના પોચા, હં, તેથી જ તો હજી સુધી કુંવારા છો" કટાક્ષ કરતાં નંદુની મા ત્યાંથી ચાલતી થઈ.

મોટેરામજી સળગી ઊઠયા. પણ એક શબ્દ બોલી શકયા નહિ.

મનમાં ને મનમાં તેઓ પોતાની મૂર્ખતા ઉપર વિચાર કરવા લાગ્યા. શા માટે મશ્કરી કરી રાંડની. સામેની કાદવ વાળી જમીન જોતા; ભૂખ લાગવાને અંગે પોતાના ઉદર ઉપર હાથ ફેરવતા – મોટેરામ મહારાજ ત્યાંના ત્યાંજ બેઠા રહ્યા. તેમને સુઝયુંજ નહિ કે હવે કરવું શું.?

ત્યાં તો બહારથી અવાજ આવ્યો.

"મોટેરામ મહારાજ!"

"કોણ છે રે" મહારાજે અંદરથી પૂછ્યું.

"એને જમાદાર"

"ઓહ! જમાદાર બાપુ! કેમ આવવું થયું સાબ."

"એને થાણે બોલાવે છે તમને. મા સાબ બોલાવે છે."

"એ – આવ્યો થોડીવારમાં."

"નહિ – મા સાબે કીધું છે કે અરણ ભેયા આવ્યા છે માટે લઈને જ આવજે."

"એ આવ્યો" કહી, મોટેરામજીએ પોતાના માથા ઉપર ફેંટો બાંધ્યો અને હાથમાં કડીવાળી ડાંગ લઈને જમાદાર સાથે ચાલતા થયા.

થાણામાં જઈ તેઓ કહેવા લાગ્યા.

" રામ રામ માસાબ ! રામ રામ. ! "

" આવ્યા કે " માતાજીએ પૂછ્યું.

" હા, માજી ! કેમ ન આવું. જમાદાર સાબ આવ્યા ને હું આવ્યો. "

ત્યાં તો સામેથી એક હૃષ્ટપુષ્ટ યુવક, હાફ શર્ટ અને પેંટ પહેરેલો દેખાણો.

" ઓહો ! અરુણ ભૈયા ! રામ રામ ! "

અરુણે માથું ધૂણાવીને રામ રામનો જવાબ વાળ્યો.

" મહારાજ ! અરુણ ભૈયા કાલે અનિલ ભૈયા પાસે જવાના છે. તમે પણ જશો ને સાથે. "

" હા મા સાબ જઈશને......કેમ નહિ જાઉં " અને તેમ કહી મોટેરામ મહારાજે પોતાનો લાલ રૂમાલ નેત્રો પાસે લઈ જઈ, અત્યંત ગંભીર બની કહ્યું. " ગજબ થયું માસાબ ! તમારા કુટુંબ ઉપર ગજબની આફત આવી માસાબ. "

પણ માતાએ કંઈ જવાબ આપ્યો નહિ. સાક છીનતાં છીનતાં, ટપ ટપ કરતાં આસું તેમના નેત્રોમાંથી પડવા લાગ્યાં.

# ૭

**સવારમાં** વહેલા ઊઠી, ગંગામાં સ્નાન કરી, "નારાયણ નારાયણ" જપતા, શિરીષબાબુ જ્યારે મહાદેવજીના મંદિરમાં પૂજન કરવા લાગ્યા ત્યારે તેમનું મન અત્યંત પ્રફુલ્લિત હતું. પુત્રનો શોક જાણે હળવો પડ્યો હોય અને તે રિક્ત સ્થાનનો કબજો જાણે ઈશ્વર પ્રેમે લીધો હોય એમ તેમને લાગ્યુ. એ ત્રણ કલાક સુધી, મંદિરના અંદરના ભાગમાં બેઠા બેઠા, શંકરના કાળાલિંગનું અવલોકન કરતા, હાથ જોડી, તેઓ ગાયત્રી મંત્ર જપતા રહ્યા. ઈશ્વરે જ જાણે તેમની પુત્ર વધૂને ન બચાવી હોય તે તેમને હવે નિશ્ચિંતરૂપે લાગવા લાગ્યું. શંકરની સ્તુતિ કરી તેઓ ઊઠ્યા અને અનિલ પાસે જઈ ને બોલ્યા.

"અનિલબાબુ! હું તો આજે પાછો ફરું છું. શોભાને ઠીક થઈ જાય એટલે તમો લઈ ને આવજો."

"કેમ? તમે જઈ જ રહ્યા છો?" અનિલે પૂછ્યું.

"હા."

" જેવી ઇચ્છા... ..તો જમીને જશોને ? "

" હા. "

ત્યાં તો ગોવિંદા મહારાજ પણ આવ્યા અને બોલ્યા :

" કેમ – પૂજન પતી ગયું કે. ? "

" હા – નારાયણ – નારાયણ. "

" ઠીક તો હું તો સુજાનપુર જાઉં છું. સાંજના મળશું. "

" પણ મહારાજ " શિરીષબાબુ બોલ્યા, " હું તો હમણાં જ જવા ઇચ્છું છું. "

" અરે એમ તે ચાલે..." ગોવિંદા મહારાજે આગ્રહ કર્યો.

પણ જ્યારે શિરીષબાબુએ સમજાવ્યું કે તેમના જવાથી ત્યાં – બધાને નિરાંત થશે; કારણ કે ત્યાં બધાય ચિંતાતુર હશે – એટલે ગોવિંદા મહારાજે આનાકાની કરી નહિ.

રાધાએ જલદી જ ભોજન બનાવી નાખ્યું અને તે ચૂલા પાસે બેઠી બેઠી ગહન વિચારોમાં તલ્લીન થઈ ગઈ. રાત્રિનું દશ્ય તેની આંખો સામે નાચવા લાગ્યું. શું નું શું થઈ ગયું એક રાતમાં ? જે અનિલબાબુ માટે તે ઝંખતી હતી; જે અનિલબાબુ ને તે ચાહતી હતી, જેમના જવાથી તે એકવેળા શોકાતુર અને વિહ્‌વળ થઈ ગઈ હતી, તે જ અનિલબાબુ તેને મળ્યા—અને રાતના અંધકારમાં; પેલી શિલા ઉપર અનિલ બાબુએ તેને પોતાના બાહુ પાશોમાં જકડી ચુંબન કર્યું.... પણ ઓહ ! શું તે ચુંબનમાં રસ હતો—આનંદ હતો. તે આનંદ અને રસ શું ક્ષણજીવી ન હતો ? અને ત્યાં તો કરુણાના શબ્દો—ઓહ ! રાધાનું મુખ શરમથી લજ્જાથી અને એક અજ્ઞાત ભય અને આશંકાથી વિવર્ણ થઈ ગયું. તેને ત્યાં ગમ્યું નહિ. ચૂલા પાસે બેઠી બેઠી તે વિચારોના વમળમાં વધુને વધુ

ફસાતી ગઈ. તે રાતના અનિલબાબુ પાસે ગઈ જ શા માટે? કરુણાએ તેના મનમાં શું શું ધારી લીધું હશે? છિઃ હું ચારિત્ર્યહીન છું-હું નીચ છું-ન જાણે કેવા કેવા વિચારો કરુણાના મનમાં મારા માટે ઉદ્ભવ્યા હશે. હવે?

એને તેને પોતાના સમસ્તજીવન ઉપર ધિક્કાર છૂટવા લાગ્યો.

આ બાજુ અનિલની મનોસ્થિતિ પણ લગભગ તેવી જ હતી. જે કરુણા સાથે તેની પ્રગાઢ મૈત્રી છે; જે કરુણાની સાથે તેણે લાંબી રાતો ગાળી અભ્યાસ કર્યો છે, જે કરુણાએ પોતાનું સમસ્ત વાત્સલ્ય, સ્નેહ અને પ્રેમ પોતાના ઉપર નિછાવર કર્યું છે-જે કરુણાએ તેના દુખમાં અને સુખમાં નિશ્ચય ભાવે પોતાનું સર્વસ્વ આપ્યું છે-તે જ કરુણાએ પોતાનામાં શું ને શું ધાર્યું હશે? તેણે ધાર્યું હશે-આ અનિલ બાબુ! આવા અનિલબાબુ—આટલા દુર્બળ અનિલબાબુ! આ અનિલબાબુનું ચારિત્ર્ય? રાતને વખતે-એકાંતમાં અનિલ બાબુ વિધવા છોકરીઓ સાથે આવો વ્યભિચાર કરે છે? અને આ બધા વિચારોએ તેના મનમાં એક અજબ તોફાન મચાવ્યું. તે કંઈ પણ વિચાર કરવાને અશક્ત નીવડ્યો અને છતાંય વિચારોનું તુમુલ આક્રમણ તેના મન ઉપર થવા લાગ્યું. તે કરુણાને જાણે પોતાનું મોઢું પણ બતાવી શક્યો નહિ. જાણે કે તેનાથી દૂર દૂર ભાગવા મથતો ન હોય તેમ તેને થવા લાગ્યું.

રાતને વખતે, પેલા પ્રસંગ પછી કરુણા જ્યારે ત્યાંથી ચાલી ગઈ અને અનિલને ભાન આવ્યું ત્યારે તેણે જોયેલું કે રાધા તેની પાસે જ બેઠી થર થર ધ્રૂજી રહી છે. તેનાં રોમે રોમ જાણે કંપ

અનુભવી રહ્યા છે. તે એકાએક ઊભો થયો અને ત્યાંથી ચાલતો થયો. જ્યારે અનિલ કંઈ પણ બોલ્યા ચાલ્યા વગર શિલા ઉપરથી ઊભો થઈ ચાલવા લાગ્યો ત્યારે રાધાથી રહેવાયું નહિ અને તે શિલા ઉપર ઊંધું માથું નાખીને બાળકની જેમ રડવા લાગી. બે એક કલાક સુધી તે ત્યાં જ પડી રહી અને પોતાના હૃદયને ખાલી કરતી રહી. શામાટે જીવનમાં આવું બધું થાય છે તે વિચારી રહી. શું આ પાપ છે? આને વ્યભિચાર કહેવાય? તેને પોતાના બાલપણના દિવસો સાંભર્યા, જ્યારે તે સાવ નહાની હતી અને પેલા નાનકડા ગામમાં પિતા સાથે રહેતી હતી, ગરમીના દિવસોમાં, બપોરને વખતે, જ્યારે પિતા બહાર ગામ ગયા હોય ત્યારે તે ગામના આંબાવાડિયામાં જઈ ને કાચી કેરીઓ ખાતી—કેટલું સુખદ તે બાળ જીવન હતું?

અને જ્યારે તે શાણી થઈ, સમજણી થઈ ત્યારે ઘૂંઘટો કાઢીને તે વહુરાણી બની હતી. અને ત્યારથી તેના દિવસો—તેનું આખુંય જીવન જાણે બદલાઈ ગયું હતું. નાની વહુને પતિનો પ્રેમ કે સ્નેહ—એવું કશુંય સાંભર્યું નહિ—અને ત્યાર પછી તો તે બની 'ધાબા'ની રાધા—રૂપવંતી રાધા—ખીલતા યૌવને અકથ્ય ભાવો અનુભવતી રાધા. જો બાલ્યકાળનાં આનંદો—અને ઊર્મિઓ સાચી હોય તો યૌવનકાળની ઊર્મિઓ અને ભાવો શામાટે ખોટા ગણાય? અનિલબાબુ માટે જે લાગણીઓ તેના મનમાં ઉદ્ભવી તે શામાટે ખોટી કહેવાય—આ તેનો વ્યવહાર શામાટે પાપ ગણાય—આ બધું વિચારવા છતાંય—રાધાના મનમાં શાતા વળી નહિ—તેને તો એમ જ લાગ્યા કર્યું—તેણે ભયંકર પાપ કર્યું છે. અનિલબાબુના દેહનો સ્પર્શ અને તેમનું અધર ચુંબન—ઝેરના ડંશની જેમ હવે તેને ત્રાસદાયી લાગવા

લાગ્યું અને ક્રોધાવેશમાં રાધાએ પોતાનું માથું શિલા સાથે અફળાવ્યું.

અને બે એક કલાક પછી પણ તેને કંઈ સૂઝયું નહિ એટલે તે ત્યાંથી ઊઠી—અને પોતાની પથારીમાં જઈને ધખ કરતી પડી ગઈ.

અનિલ ત્યાંથી ઊઠી ગંગાને કિનારે કિનારે, નાનીશી પગદંડી ઉપર ચાલતો રહ્યો. તેના મનમાં તો મોટામાં મોટો વિચાર ઊઠતો હતો તે આ હતો—કરુણાએ શું ધાર્યું હશે? કરુણાને હું શું મોઢું બતાવીશ.

પેલા નિર્જન પંથ ઉપર તે ચાલતો જ રહ્યો. આજ દિન પર્યંત આવા ભાવો તેના મનમાં કોઈ દિવસ જાગ્યા ન હતા. તે કરુણા સાથે રહેતો હતો. તેના સાનિધ્યમાં આવી વાસના તેણે કોઈ દિવસ પણ અનુભવી ન હતી. અને આજે એકાએક આ ભાવના કેમ જાગી.?

અને એકાએક તેની આંખો સામે રાત્રિનું બધુંય દૃશ્ય ઊભું થઈ ગયું. રાધા પાસેની પથારીમાં પડી હતી. તેના યૌવને, તેના અધરોએ તેના અંગ પ્રત્યંગમાં વિલસતા લાલિત્યે તેના મનમાં કેવી લાલસા જગાવી દીધી હતી?

એ ભાવોનું પૃથક્કરણ અને વિશ્લેષણ કરવા—અનિલ મથામણ કરવા લાગ્યો. શું આ ભાવો ખોટા હતા? સમાજ આ ભાવોને શામાટે પાપરૂપ ગણે છે? જો એ સદંતર ખોટા છે તો પછી એ શામાટે ઉદ્‌ભવે છે? આવી ભૂખ મનુષ્ય હૃદયમાં શામાટે જન્મે છે? શા કાજે એ ઉત્પન્ન થાય છે? એ વાસનાને તૃપ્ત કરવી તે પાપ છે? તો મનમાં ઉત્પન્ન થતી

ઇચ્છાઓ અને બીજી તૃષ્ણાઓ—અને તેમનું પરિપાલન અને ઉપભોગ એ પણ પાપરૂપ ગણાવવું જોઈએ ને ?

પણ આ તર્કથી તેના મનની શાંતિ થઈ નહિ. ગમે તેમ હો તો પણ મન તો એમ કહે છે – પુકારીને કહે છે – અનિલ અનિલ – આ તને શોભતું નથી. દૂર રહેવામાં જ માલ છે – એનાથી દૂર ભાગ – આ સ્ત્રીઓના સમુદાયથી દૂર ભાગી જવામાં જ માલ છે – એ મોહ છે – મિથ્યા છે – માયા છે.

અને ફરીથી તેની આંખો સામે કરુણાનો ચહેરો નાચવા લાગ્યો, આ બધું શું ? કરુણા ! કરુણા !! તારા મનમાં શું શું વિચારો ઉપજ્યા હશે ?

પેલી પગદંડી તેને એક ભયંકર વનમાં લઈ ગઈ. ચારે કોર અંધકાર હતો અને વનના ભયંકર પશુઓની ત્રાડ સંભળાતી હતી.

અર્ધો કલાક સુધી અનિલ એ વનમાં ઊભો રહ્યો. આગિયાઓનો પ્રકાશ જોતો રહ્યો. વન્ય પશુઓના અવાજો સાંભળતો રહ્યો. અને મગજમાં ઊઠતા વિચાર મોજાઓમાં તણાતો રહ્યો. પણ પોતાના મનનું તે કંઈ પણ સમાધાન કરી શક્યો નહિ છેવટે રાતના ત્રણ વાગતાં વાગતાં તે પાછો ફર્યો. પોતાની પથારીમાં જવાની તે હિંમત કરી શક્યો નહિ. પેલી શિલા ઉપર આવીને પડ્યો. આકાશમાં અસંખ્ય તારાઓ ઝબૂકતા હતા, પાસે જ કલકલ કરતી ગંગા વહેતી હતી – રાત્રિ સ્તબ્ધ અને શાંત હતી. ઠંડો ઠંડો પવન વાતો હતો. બધું શાંત અને સુંદર હતું; પણ અનિલનું મન અશાંત અને અસુંદર હતું.

કરુણા સવારમાં વહેલી ઊઠી ત્યારે તેણે જોયું રાધા હજી પથારીમાં ઊંઘે છે; અને અનિલ ઓરડામાં નથી. બહાર આવી તે ગંગાના તટ ઉપર ફરવા લાગી. તેણે જોયું શિલા ઉપર અનિલ પડ્યો છે, તે પેલી નાની શી પગદંડી ઉપર ફરવા લાગી.

જ્યારે કરુણા ફરીને પાછી આવી ત્યારે અનિલ સ્નાન કરીને વડલા નીચે ઊભો હતો; અને રાધા રાંધણિયાની અંદર કામમાં ગૂંથાયેલી હતી. શોભાના ઓરડામાંથી તેણે સાંભળ્યું કે શિરીષબાબુ દસેક વાગે જવા ઇચ્છે છે; અને ગોવિંદા મહારાજ માથા ઉપર ફેંટો બાંધી, હાથમાં ડાંગ લઈને સુજાનપુર જવા તૈયાર થઈ ગયા છે. મૂંગી મૂંગી તે રાંધણિયામાં ગઈ. રાધા અન્યમનસ્ક શી બેઠી છે; અને તવા ઉપર રોટલી બળે છે.

"લાવો હું રોટલી વણું" કરુણાએ કહ્યું.

રાધા કશું બોલી નહિ.

કરુણાએ રાધાના હાથમાંથી વેલણ લીધું અને રોટલી વણવા લાગી.

રસોઇ થતી હતી, પણ કોઇ પણ કશું બોલતું ન હતું. જ્યારે જમવાનું બધું તૈયાર થઈ ગયું ત્યારે કરુણા રાંધણિયામાંથી બહાર ચાલી નીકળી અને વડલા નીચે ઊભી વડલાના ખડખડ થતાં પાનોને નિહાળી રહી.

તેને થયું અહીં આવી તેજ દિવસે આ વડલાના ઝાડ નીચે ઊભી – મેં પ્રકૃતિનું દશ્ય જોયેલું – તેજ પ્રકૃતિનું દશ્ય આજે પણ છે; છતાં જે સુખ અને શાંતિ મને અનુભવેલી – તે સુખ અને શાંતિ આજે મનમાં કેમ નથી ? આ જીવન –

જગત – મન બધું શા માટે પરિવર્તન શીલ છે? અને એક સ્વપ્નદૃષ્ટાની જેમ – વડલાના થડને અઢેલી કરુણા ગહન વિચારોમાં તલ્લીન થઈ ગઈ.

અને ચૂલા પાસે, અન્ય મનસ્ક શી રાધા પણ વિચાર વમળોમાં તણાતી રહી. હવે તે શું કરે? અહીં રહેવાશે? અનિલબાબુને મોઢું બતાવી શકાશે?

ત્યાં તો બહારથી કોઈએ બૂમ પાડી:

"તાર આયા હૈ તાર."

રાધા રાંધણિયામાંથી, એકદમ બહાર આવી અને પૂછ્યું:

"કોનો તાર છે?"

પોસ્ટમેને કહ્યું, "કરુણા."

રાધાએ બૂમ પાડી. "કરુણાજીજી! કરુણાજીજી."

રાંધણિયામાં જઈ રાધાએ જોયું કે કરુણા વડલાના થડને અઢેલી ઊભી છે; તેણે બૂમ પાડી: "કરુણાજીજી! તમારો તાર આવ્યો છે."

કરુણાએ કહ્યું: "આવી છું."

તેટલી જ સ્વસ્થતાથી, તેટલી જ શાંતિથી કરુણા ત્યાંથી ધીમે ધીમે ચાલતી આવી. એક ક્ષણ રાધા વિચારી રહી–તારનું આવવું પણ કરુણાને ક્ષુબ્ધ બનાવતું નથી? શું કારણ?

કરુણાએ આવી ફૉર્મમાં સહી કરી: તારનું પરબીડિયું ફાડ્યું.

રાધા પૂછી ઊઠી, "કોનો તાર છે?"

"ભાઈનો માને ઠીક નથી." કરુણા બોલી અને શોભાના

ઓરડા તરફ ચાલી નીકળી. રાધા રાંધણિયામાં ચાલતી થઈ.

અનિલ શોભાના ઓરડામાં જ બેઠો કંઈક વાંચી રહ્યો હતો. કરુણા અંદર આવી તો પણ તેણે વાંચવાનું બંધ કર્યું નહિ.

અંદર આવી કરુણાએ તાર અનિલના હાથમાં મૂકયો.

અનિલ એકાએક ચમકી ગયો.

"શું છે આ?" તેણે પૂછ્યું.

"તાર છે. વાંચો." કરુણા બોલી.

તાર વાંચ્યા પછી પણ અનિલ સ્તબ્ધ શો બેસી રહ્યો.

કરુણાએ કહ્યું, "હું શિરીષબાબુ સાથે જ જાઉં છું."

હવે અનિલને ભાન થયું કે કરુણા જવા માગે છે. તેના ભાઈનો તાર છે. માતા માંદા છે. કરુણા માટે જવું આવશ્યક છે.

એક ક્ષણ તે વિચારી રહ્યો–શું કરુણા જશે? કરુણા ખરેખર જવા ઇચ્છે છે? પોતે અહીં–આ સ્થળે રાધા સાથે એકલો જ રહેશે?

છેવટે અનિલે મૌન તોડયું.

"હમણાં જ જવું છે.?"

"હા."

"તો..." અને આગળ અનિલ કંઈ બોલી શકયો નહિ.

"જમવાની તૈયારી કરાવું છું" કહી કરુણા ત્યાંથી ચાલતી થઈ.

અનિલ આ બાજુ વિચારે ચઢયો. આ તાર કયાંથી

આવી લાગ્યો એકાએક ? અને કરુણા ચાલી જશે ? તે સાવ એકલો આ સ્થળે રાધા સમીપ રહેશે ? અને કાલરાતની ઘટના પાછી – તેના મન સામે નાચવા લાગી. એને થયું – શું કરુણા આ ઘટનાથી અસંતુષ્ટ થઈ તેની પાસેથી જાણી જોઈને ચાલી જવા માગે છે ?

અને તે વિચાર આવતાં તેને કરુણા તરફ રોષ અને ક્રોધની લાગણી અનુભવી. બે ચાર દિવસ પછી ન જઈ શકાય ? આજને આજ જવાનું કંઈ કારણ ? અને જેમ જેમ તે વિચાર કરવા લાગ્યો તેમ તેમ તેને થવા લાગ્યું કે કરુણા જાણી જોઈને જ, તેના તરફ તિરસ્કાર બતાવતી, તેને ધિક્કારતી ત્યાંથી ચાલી જવા માગે છે. તેના મનમાં કરુણાના મનમાં ઈર્ષ્યા જાગી છે. આ ઈર્ષ્યાને છૂપાવવા માટે જ તે અહીંથી ચાલી જવા માગે છે.

તેના મને કહ્યું : અનિલ કરુણા માટે આવા વિચારો ? કરુણા ઈર્ષ્યા સેવી શકે ? પણ બીજી પળે તેણે આ વિચારો પોતાના મનમાંથી કાઢી નાખ્યા અને તેને લાગવા લાગ્યું કે આખું વિશ્વ જાણે તેના તરફ કાવતરું કરી રહ્યું છે. તેના જીવનની સખીરૂપ – મિત્ર રૂપ કરુણા પણ એ ષડ્યંત્રમાં સામેલ છે અને એ વિચાર આવતાં તેણે ક્રોધાવેશમાં પેલી ચોપડી જમીન ઉપર અફાળી.

એ અવાજથી શોભાની નિદ્રા તૂટી. તેણે પૂછ્યું. “ કોણ ? ”

“ કોઈ નહિ શોભા ” અનિલ બોલી ઊઠયો.

ત્યાં તો કરુણા અંદર આવી અને બોલી.

“ અનિલબાબુ ! જમવા ચાલો છો. ? ”

"ભૂખ નથી મને. તમે જમી લ્યો" અનિલે ટૂંકો જવાબ વાળ્યો.

શિરીષબાબુને જ્યારે આ સમાચાર આપવામાં આવ્યા કે કરુણા પણ તેમની સાથે જ આવવાની છે, અને કરુણાનું આ અકસ્માત તેમની સાથે આવવું—તેની માતાની માંદગી છે, ત્યારે તેઓ અત્યંત ગભરાઈ ગયા અને "નારાયણ—નારાયણ" નો જાપ જપતા રહ્યા.

કરુણાએ તેમને રાંધાણિયામાં જમવા આવવા કહ્યું ત્યારે પણ તેઓ, ખાટલામાં બેઠા બેઠા, માળાના મણકા ફેરવી રહ્યા હતા.

તેમને જમવાનું કંઈ પણ ભાવ્યું નહિ. કરુણાએ પણ થોડાક ભાત ખાધા.

આખાય વાતાવરણમાં શોક ફેલાઈ ગયો. રાધાની મનોસ્થિતિ પણ અકલ્પ્ય હતી. આગ્રહ કરવાનું પણ તેને સૂઝયું નહિ છેવટે મોટરનું હોર્ન વાગ્યું, બધો સામાન મોટરમાં મૂકાઈ ગયો અને શિરીષબાબુ મોટરમાં ગોઠવાણા. અનિલ બહાર આવ્યો અને મ્લાન વદને, ખિન્ન ચિત્તે આ બધું જોઈ રહ્યો. તે એક શબ્દ પણ બોલી શકયો નહિ. શિરીષબાબુ 'નારાયણ! નારાયણ!' કરતા છેવટે બોલ્યા.

"અનિલબાબુ! તમે છો એટલે મને કશી ચિંતા નથી. નારાયણ બધું સારુ જ કરશે. ત્યાંની ચિંતા કરશો નહિ...અને અને...હરિ કરે સો હોય" અને તેમ કહી કહી તેમણે પોતાના દુપટ્ટાથી પોતાની આંખો લૂછી.

પણ કરુણા તો તદ્દન શાંત હતી. તેના મુખ ઉપરથી કળવું કઠિન હતું કે તેના મનમાં શા વિચારો ઊઠી રહ્યા હતા. આમ

બાહ્ય દૃષ્ટિથી તો તે અત્યંત સ્થિર અને અવિચલિત દેખાતી હતી. તેણે અનિલના મ્લાન વદન તરફ જોયું, પણ તે એક શબ્દ પણ બોલી નહિ.

મોટરનું હોર્ન વાગ્યું અને મોટર ચાલી થઈ, અને છતાંય અનિલ એક શબ્દ પણ બોલી શકયો નહિ.

ધૂળના ગોટેગોટ ઉડાડતી મોટર કાચી સડક ઉપર દોડતી થઈ. અનિલ ઊભો ઊભો આ દશ્ય જોતો રહ્યો અને પછી એક દીર્ઘ નિશ્વાસ નાખી તે શોભાના ઓરડા તરફ ચાલતો થયો.

# ૮

મોટર દ્રુત ગતિએ દોડી જતી હતી, રસ્તાની ધૂળને ઉડાડતી હતી અને ખાડા ખડબચડા વાળા રસ્તા ઉપર ઉછળતી હતી. કરુણાને શાંતિથી વિચાર કરવાનો વખત મળ્યો ખરો. રાતના, કાલે, નીંદર તૂટતાં તે સફાળી જાગી ઊઠી અને જુએ છે તો ઓરડામાં બંને પથારી ખાલી, એકાએક તે ઊઠી અને ગંગાતટ તરફ ચાલી. શિલા ઉપર તેણે અનિલના બાહુપાશમાં જકડાયેલી રાધા દીઠી. તેનાથી કહેવાઈ ગયું: “ અનિલબાબુ! હજુ સૂતા નથી કે?” અને ત્યાર પછી કંઈ પણ વિચાર કર્યા વગર તે પાછી ફરી અને પોતાની પથારીમાં જઈ સૂઈ ગઈ. અનેક પ્રકારના વિચારો કરુણાના માનસ સાગરમાં ઊઠવા લાગ્યા પણ શરીરને ઝટકો આપી ને સ્વસ્થ થઈ ગઈ અને મનને મનાવવા લાગી કે કંઈ જ બન્યું નથી, જે બન્યું છે તે તદ્દન મિથ્યા છે-સાવ ખોટું છે—આંખોનો દોષ છે–તે તથ્ય નથી. નથી.

અને પછી કરુણાએ અત્યંત સહાનુભૂતિથી શિરીષબાબુના મુઝાયેલા ચહેરા તરફ દૃષ્ટિપાત કર્યો અને કહ્યું: "તમને ઠીક નથી લાગતું, તમે સૂઈ જાઓ. હું ડ્રાઈવર પાસે બેસું છું."

"ના ના–બેન! એવું કંઈ નથી" શિરીષબાબુ બોલ્યા.

પણ ચાલતી મોટરે જ કરુણાએ ડ્રાઈવર પાસેની સીટ ઉપર પોતાનું આસન જમાવ્યું અને શિરીષબાબુને સૂઈ જવાની ફરજ પાડી. છેવટે "નારાયણ—નારાયણ" જપતા શિરીષ બાબુ મોટરમાં ઊંઘી ગયા.

રસ્તાની બંને બાજુ ઊભેલાં વૃક્ષો, ખેતરો અને ગામો દોડતાં ચાલ્યા જાય છે અને મોટર દોડતી ચાલી જાય છે.

× × ×

રેલ્વેના થર્ડ ક્લાસના એક નાનાશા કમ્પાર્ટમેંટમાં, મોટેરામ મહારાજ ખુલ્લે શરીરે નીચે બેઠા છે. આગલા સ્ટેશન ઉપર જ તેમણે નળ નીચે બેસીને સ્નાન કરી લીધું છે અને 'નમઃ શિવાય – નમઃ શિવાય.'નો જાપ જપતા તેઓ ચાલતી ગાડીએ પૂજન કરી રહ્યા છે. કપાળે, ભુજાએ અને છાતી ઉપર ચંદન ચોપડ્યું છે, ગળામાં રુદ્રાક્ષની માળા પડી છે અને તેમની સામે જળથી ભરેલો એક કળશો પડ્યો છે. પાસે જ એક દાતણ પડેલું છે. દાતણ શુદ્ધ છે. નમઃ શિવાય નમઃ શિવાયના જાપ અને અર્ધ સ્પષ્ટ અને અર્ધ અસ્પષ્ટ એવા વેદના મંત્રોના ઉચ્ચારણ પછી તેમણે આરતીનું ભજન શરૂ કર્યું.

હાથમાં દાતણ લઈ લોટા ઉપર મારી તેની ઘંટડી બનાવી

છે. અને તાલ બદ્ધ તે દાતણ પેલા પાણી ભરેલા કળશા ઉપર મારવામાં આવે છે. અને તે તાલ સાથે, ઘોઘરા અવાજે બેસૂરા રાગે મોટેરામ મહારાજ શંકરની આરતી ગાઈ રહ્યા છે.

"જય શંકર દેવા – પ્રભુ જય શંકર દેવા..."

સામેની બાસ્ટી ઉપર બેઠેલો અરુણ અત્યંત કુતૂહલતા પૂર્વક આ પૂજન વિધિને નિરખી, મોટેરામજીનું સુંદર સંગીત સાંભળી, હસી રહ્યો છે. થોડીવાર પછી તો ગાડીનો વેગ મંદ પડતાં, અરુણ બોલી ઊઠ્યો.

"સ્ટેશન આવ્યું મોટેરામ મહારાજ – જલદી કરો."

"આવી ગયું સાબ ! સ્ટેશન આવી ગયું ?"

"હા."

"અહીં જ ઉતરવાનું છે ?"

"હા."

"હેં......" અત્યંત ગભરાઈ ગયા હોય તેમ ડોળા ફાડીને મોટેરામ મહારાજ વધ્યા અને હરીકેન સ્પીડથી આરતીને પતાવી, પાણીને ફેંકી, કળશાને લાલ બગલ થેલામાં નાખ્યો અને આસપાસનો બધો સમાન સમેટવા લાગ્યા.

બારણા પાસે ટ્રંક ગોઠવી; તેના ઉપર બેડીંગ મૂક્યું, કૂજો, ટિફીન બાસ્કેટ. બગલથેલો – બધો સામાન ગોઠવી, કંધ પ્રદેશ ઉપર લાલ રૂમાલ ગોઠવતા તેઓ સ્ટેશનની રાહ જોવા લાગ્યા. મોટેરામની આ દોડધામ અરુણ વિનોદપૂર્વક જોતો રહ્યો. આજે કેટલા વર્ષો પછી તે શોભાને જોવાનો છે તેને તાઉજીને ત્યાં ગાળેલા દિવસો યાદ આવ્યા વિનોદ, બડેમીયાં અને અનિલદાદા સાથે શોભાને લેવા સ્ટેશને ગયો હતો ત્યારની શોભા કેવી ગરીબ લાગી હતી. દસ અગ્યાર વર્ષની એક

છોકરી; ચણિયો કબજો પહેરતી તેને યાદ આવી. ત્યારપછી તેણે શોભાને જોઈ નથી. અનિલદાદાને પણ તે બહુ ગમ્યો નથી. બંનેના મંતવ્યો જુદા, ધ્યેયો જુદા પોતે રજાઓમાં પણ ઘણું ખરું ઘેર આવ્યો નથી. ટૂરમાં કે મેચમાં ભટકવા તે ચાલ્યો જતો.

આજ તો અનિલદાદાને મળાશે, શોભાને મળાશે અને લ્હેર આવશે. ગજવામાંથી સિગરેટનું પાકીટ કાઢી, એક સિગરેટ મોઢામાં મૂકી. દિવાસળી વડે તેને સળગાવી ધૂમાડાના ગોટે ગોટ કાઢી તેણે મોટેરામ મહારાજ અને તેમની અધીરતા તરફ દૃષ્ટિપાત કર્યો.

ગાડી ઊભતાં ન ઊભતાં તો મોટેરામ મહારાજે ગાડીનું બારણું ખોલી નાખ્યું અને બૂમ પાડીને પૂછવા લાગ્યા.

"અલ્યા એ પોટર [ પોર્ટર ] આ કયું ઈસ્ટેસન."

પણ પોર્ટરને જવાબ દેવાની ફુરસદ ન હતી. અને અરુણના કહેવાથી મોટેરામ મહારાજ કૂદ્યા અને સામાનને તાબડતોબ ઉતારવા લાગ્યા.

નાનું શું સ્ટેશન હતું. ગાડી થોડી જ વારમાં ત્યાંથી ઊપડી ગઈ. અરુણ સ્ટેશન બહાર આવ્યો અને વાહન માટે પૂછપરછ કરવા લાગ્યો.

એક ટાંગો હતો. તેણે બે રૂપિયા માગ્યા. મુડદાલ ટટ્ટુને જોઈ અરુણે નાક મચકોડયું. પૂછ્યું :

"આ ટટ્ટુ, કયારે પહોંચાડશે."

"સાબ ! આ ટટ્ટુ દેખાવમાંજ મડદાલ જેવું લાગે છે, પણ ચાલવામાં તો, સરકાર એવું છે કે બસ પવનની જેમ જાય છે."

છેવટે બધો સામાન ટાંગાના આગલા અને પાછલા ભાગમાં મૂકવામાં આવ્યો અને અરુણ આગળના ભાગમાં બેઠો. મોટેરામ મહારાજ જેવા બેસવા ગયા કે તુરતજ ટટ્ટુરામ જમીન ઉપર બેસી ગયા.

મહામુશ્કેલીએ ટટ્ટુને ઊભો કર્યો, ટાંગાવાળાએ ટટ્ટુની માતા અને દાદી અને વડવીને પુષ્પાંજલિ આપી અને પોતાના ચાબુકવડે પણ ટટ્ટુરાજ ઉપર પુષ્પ વૃષ્ટિ કરી. એટલે ટટ્ટુરામને થયું કે ચાલ્યા વગર છૂટકો જ નથી. છેવટે ટાંગો ચાલ્યો – કહો કે રસ્તા ઉપર ગબડવા લાગ્યો. એકાદ ફર્લાંગ જઈને ટટ્ટુ થોભી જતું; ટાંગાવાળો ત્યારે ટટ્ટુને બે ચાર ચાબુક મારતો અને ત્યારે ટટ્ટુ પાછું ચાલવા લાગતું. અરુણ કંટાળી ગયો, પણ છૂટકો ન હતો.

× × ×

બે માઈલ પછી એક શીતળ વૃક્ષની છાયા નીચે જ્યારે ટાંગો ઊભો કરવામાં આવ્યો ત્યારે ટટ્ટુરામે તો પૃથ્વી માતા ઉપર આસન જમાવ્યું. કેમે કરી ઊભું થવા તેણે મન દાખવ્યું નહિ. ટાંગાવાળાની ગાળો, તેનાં ચાબુક વડે થતા પ્રહારો મોટેરામ મહારાજની વીનવણી અને અરુણનો બબડાટ, આમાંથી કશું પણ આ સ્થિતિએ ટટ્ટુ ઉપર અસર કરી શક્યું નહિ. અરધા કલાક સુધી જ્યારે ટટ્ટુરામ ચાલ્યા જ નહિ ત્યારે ટાંગાવાળો ઝાડ નીચે, પોતાના માથાને કૂટતો ગયો અને અરુણ સામું જોતો ટટ્ટુને ગાળ સંભળાવવા લાગ્યો.

એક કલાકના આરામ પછી ટટ્ટુ મહાશય ઊભા થયા અને જ્યારે ટાંગાવાળો અને મોટેરામ મહારાજ હાથમાં ઘાસનો

પૂળો લઈ આગળ ચાલવા લાગ્યા ત્યારે તેમણે આગળ ચાલવાનું નક્કી કર્યું.

× × ×

જ્યારે મોટર દૂર દૂર નીકળી ગઈ ત્યારે અનિલ શોભાના ઓરડા તરફ ફર્યો. ખાટલા ઉપર બેસી તે વિષાદ અનુભવવા લાગ્યો. જાણે તેનું કંઈક ખોવાઈ ગયું હોય ? કંઈક તેનું લૂંટાઈ ગયું હોય ? ચારેકોર શૂન્યતા આવી હોય – એવો ભાવ તેના હૃદયને વ્યાકુળ કરવા લાગ્યો.

અનિલ જ્યારે બાર વાગ્યા સુધી જમવા ન આવ્યો ત્યારે રાધા કંટાળી. તે ઊભી થઈ અને અનિલના ઓરડા તરફ જવા લાગી. પણ તેના પગ કેમે કરીને તે બાજુ ઉપડતા ન હતા. બે ત્રણ વાર બારણા સુધી જઈ તે પાછી ફરી અને વચલા ઓરડામાં આવી ખાટલા ઉપર પડી રહી. પણ તે કંઈ પણ નક્કી કરી શકી નહિ. અનિલવાળા ઓરડામાં – શોભાના ઓરડામાં જાઉં ?

છેવટે સમસ્તબળ એકત્રિત કરી જ્યારે તે શોભાના ઓરડામાં ગઈ ત્યારે તેણે જોયું કે અનિલ ખાટલા ઉપર બેઠો બેઠો ઝોકાં ખાય છે. એકાએક તેના હૃદયમાં અનિલ માટે દયા અને સ્નેહની લાગણી જાગી ઊઠી. તેને થયું, લાવ જાઉં; અનિલના ખભા ઉપર હાથ મૂકીને કહ્યું, અનિલબાબુ ! એમાં આટલા મૂંઝાઓ છો શા માટે ? દુ:ખી થાઓ છો શા માટે ? ભલે લોકો કહે કે વિધવાને સ્નેહ કરવાનો અધિકાર નથી. હું તમને ચાહું છું – અને સમસ્ત વિશ્વને કહેવા તૈયાર છું કે હું તમને ચાહું છું. માતાની જેમ હું તમને મારા આંચળમાં છૂપાવી દઈશ; તમારાં બધાંય દુ:ખ દૂર કરી દઈશ, તમને હું

સાંત્વના આપીશ–તમારા દુઃખમાં દુઃખી અને સુખમાં સુખી થઇશ.

પણ તમે તૈયાર છો? તમે મને ચાહો છો? તમારા હૃદયમાં પણ મ્હારા માટે આવી લાગણીઓ છે?

અને રાધા ત્યાં જ ઊભી રહી. ત્યાં ઊભી ઊભી અનિલનું મુખ નિરખતી રહી. પણ અનિલ પાસે જવાની ધૃષ્ટતા કરી શકી નહિ.

અર્ધો કલાક સુધી તે ત્યાંની ત્યાં ઊભી રહી. જડવત્, મૂર્તિવત્ અને અનિલના મુખ ભણી જોતી રહી.

છેવટે જ્યારે અનિલની તંદ્રા તૂટી તો તેણે રાધાને પોતાની સામે ઊભેલી જોઇ.

એકાએક, ચમકીને તેણે કર્કશ સ્વરે પૂછ્યું: "કેમ?"

રાધા એક ક્ષણ કંઇ પણ જવાબ આપી શકી નહિ.

બીજીજ ક્ષણે તેણે કહ્યું,

"ચાલો જમવા."

"મારે જમવું નથી; તમે તમારે જમી લ્યો" તેવોજ શુષ્ક જવાબ અનિલે ફરીથી આપ્યો.

બે ચાર ક્ષણ રાધા ત્યાં ઊભી રહી પછી ચૂપચાપ પાછી ફરી, રાંધણિયામાં જઇ, પોતાનું ખાવાનું કૂતરાને આપી, બાકીનું ઢાંકી દઇ, ત્યાં જ રાંધણિયામાં જ, માટીથી લીપેલી જમીન ઉપર સૂઇ ગઇ.

સૂતાં, સૂતાં, તેના નેત્રોમાંથી પાણીની ઝડીઓ વરસવા લાગી અને ગારથી લીપેલી જમીનને ભીની કરવા લાગી.

ક્યાંય સુધી તે તેમની તેમ પડી રહી. છેવટે તેની આંખો નિદ્રામાં ઘેરાઈ ગઈ.

પાણી પીવા માટે જ્યારે અનિલ રાંધણિયામાં આવ્યો ત્યારે તેણે જોયું કે રાધા જમીન ઉપર જ પડેલી ઊંઘે છે અને આસપાસની ભૂમિ પાણીથી ભીંજેલી છે, છતાં પણ તેણે રાધાને ઉઠાડવાની હિંમત કરી નહિ. પાણી પીને શોભાવાળા ઓરડામાં આવ્યો. શોભા જાગી ગઈ હતી અને તેણે પાણી માગ્યું.

પાણી લાવી અનિલે શોભાને આપ્યું; અને પાસે પડેલા ટેબલને ખાટલા પાસે ખેંચી તેના ઉપર તે બેસી ગયો. પાણી પી શોભાએ પડખું બદલ્યું તે બોલી.

“ અનિલદાદા ”

“ શોભા ” અનિલે કહ્યું.

“ માથું દુઃખે છે.”

“હમણાં મટી જશે હં.” જ્યારે માથું દુખતું બંધ ન થયું ત્યારે બામની ડાબલી લાવી અનિલે શોભાના માથા ઉપર બામ ચોપડયો. પણ એ ચોપડવાની ક્રિયામાં શોભાના કપાળને સ્પર્શતાં પણ જાણે તે બીતો હોય તેમ તેનો હાથ થર થર ધ્રૂજતો હતો. જે અનિલે કોઈ દિવસે પણ સ્ત્રીઓના સ્પર્શમાં સંકોચ અનુભવ્યો ન હતો તે અનિલ આજે સંકોચને અનુભવવા લાગ્યો. આજ પહેલાં, ઘણીયવાર, શોભાના ખાટલા ઉપર બેસી અનિલે શોભાનું માથું દબાવ્યું છે, શોભાનો હાથ પોતાના હાથમાં લઈ રમાડયો છે, શોભાના વાળને પંપાળ્યા છે; પેલી રાત્રે તેણે કરુણા પાસે બેસી તેના

વાળો સાથે રમ્યો છે, પણ કોઈ દિવસ તેણે આવો સંકોચ અનુભવ્યો નથી. જાણે કેમ તે બધું સ્વાભાવિક હતું, તેમાં કશું કૃતિમ ન હતું, તેમ તેને લાગ્યા કર્યું હતું, પણ આજે એકાએક તેના જીવનમાં આ કેવું પરિવર્તન થયું છે? જાણે શોભાનો સ્પર્શ એ પણ પાપ હોય તેમ તે ડરી ડરીને ધ્રૂજતે હાથે, આ બધું કાર્ય કરી રહ્યો હતો. બામ લગાડયા પછી તેણે શોભાનું માથું પણ દબાવ્યું પણ તે જ પ્રમાણે તે જ ભાવે. થોડીવાર પછી, જ્યારે શોભાને ઊંઘ આવવા લાગી ત્યારે તે ખાટલા ઉપરથી ઊઠયો અને સ્ટૂલ ઉપર જઈને બેસી ગયો.

વખત કેમે કરીને પસાર થતો નથી. ચિત્તની અશાંતિ પળે પળે વધતી જાય છે. મનનું સમાધાન કેમે કરીને થતું નથી.

હવે તેનાથી કરુણા સાથે કેમ રહી શકાશે? કેવી રીતે તે તેની સાથે રહી શકશે? તો શું ઘર બદલે, અને તે જ કૉલેજમાં અભ્યાસ કરે? ના ના, તે પણ અસંભવિત છે.

આ સ્થળે પણ હવે વધુ વાર તે રહી શકે તેમ નથી. કરુણા તેને રાધા સાથે સાવ એકલો છોડીને ચાલી ગઈ છે. તેનાથી અહીં કેમ રહેવાશે. ?

આ અકથ્ય અને અસહ્ય પીડા અનુભવતો અનિલ બેઠો હતો કે તેના કાનો ઉપર શબ્દો પડયા.

"આ. આ. મરરે......"

અને આ બુલંદ શબ્દોએ તેની વિચારમાળા તૂટી. બહાર આવી તેણે એક મુડદાલ ટટ્ટુને એક ટાંગો ખેંચતાં જોયો. આ શું? કોણ અરુણ? અને મોટેરામ મહારાજ. !

"રામરામ – અનિલ ભૈયા!" મોટેરામ મહારાજ બુલંદ અવાજે બોલી ઊઠયા.

અરુણ પણ ટાંગામાંથી કૂદ્યો અને અનિલ પાસે આવીને અનિલના પગ પકડી પ્રણામ કર્યા.

"કેમ અરુણ! એકાએક?"

"હા દાદા! જરા ઇચ્છા થઇ આવી કે હું આવું. માં બહુજ ચિંતાતુર હતાં અને તેમણે કહ્યું કે જા બેટા અરુણ! શોભાની ખબર કાઢી આવ; અને દાદા, તેથી હું તો ત્યાંથી ચાલતો થયો."

આ સમયે, મોટેરામ મહારાજ, ટાંગામાંથી ઉતરી સામાન ઉતારવાની ક્રિયામાં લાગી ગયા હતા. અનિલે બધો સામાન ઓરડામાં મૂકાવ્યો અને ટાંગાવાળાએ ટટ્ટુને છોડી–તેને ઘાસ નીર્યું.

રાધા થોડીજવાર પહેલાં જાગી હતી અને જ્યારે મોઢું ધોઇ લૂછી, તે બહાર આવી ત્યારે તેણે અનિલને એક સુંદર, હૃષ્ટ પુષ્ટ યુવક સાથે વાતો કરતો જોયો. તેને થયું; આ કોણ? ત્યાં તો વચલા ઓરડામાંથી મોટેરામ મહારાજ નીકળ્યા. રાધા તેમને સતર્ક નેત્રે જોતી રહી.

અનિલ અરુણને શોભાના ઓરડામાં લઇ ગયો. સાંજના પાંચેક વાગ્યાનો સમય હતો. શોભા જાગી ગઇ હતી અને શાંતિથી તે ખાટલામાં પડી હતી. અનિલે કહ્યું:

"શોભા! આ કોણ?"

શોભાએ નેત્રો ખોલી જોયું. અરુણ છે. તેના મુખ ઉપર એક મંદ હાસ્ય ફરકયું.

"કેમ! કેમ છે? અરુણે પૂછ્યું.

શોભાના મુખ ઉપર તેજ મંદ હાસ્ય વિલસી રહ્યું.

રાધા સંધ્યાના જમણની તૈયારીમાં પડી; અને અનિલે કહ્યું:

"અરુણ! તું જરા અહીં બેઠો સંભાળ લેજે. હું ફરી આવું છું."

અને તેમ કહી અનિલ ગંગાને કિનારે પેલી નાની પગદંડી ઉપર ફરવા ચાલતો થયો.



ઉષા પોતાના સુંદર સાથિયાઓ પૂરતી, પૂર્વ દિશાના આંગણામાં આવી. મંદ મંદ પવન ગંગાના જલ તરંગોને નચાવી મધુર સંગીત પેદા કરવા લાગ્યો. દિશાઓ ખીલી ઊઠી, પુષ્પો હસી ઊઠ્યાં અને આખી પ્રકૃતિ જાણે મંદ મંદ હસી ઊઠી. શિલા પાસે આવી અનિલે ગંગાના જળમાં ઝંપલાવ્યું અને નહાવા લાગ્યો. શીતળ જળનો સ્પર્શ અત્યંત આહ્લાદ કારક હતો. અર્ધા કલાક સુધી અનિલ સરિતા જળમાં નહાતો રહ્યો. ત્યાર પછી તે શિલા ઉપર આવ્યો અને કપડાં બદલી પદ્માસન વાળી પ્રાણાયામ કરવા લાગ્યો. ૐ કાર ધ્વનિમાં મસ્ત બની તે આસપાસનું બધુંય વાતાવરણ ભૂલવા મથામણ કરવા લાગ્યો. મંદ મંદ પવન, ગંગાના જલસીકરોને પોતાની સાથે લેતો, અનિલના શરીરનો સ્પર્શ કરતો વહી જતો હતો. આખી

પ્રકૃતિ ચેતનામાં આવી ગઈ હોય એમ અનિલને લાગ્યું. તેણે પોતાના હૃદય અને મનમાંથી બધીય દુર્બળતાઓ કાઢી નાખવા નિશ્ચય કર્યો. આટલો વિષાદ શા માટે? હૃદયમાં આટલી અકળામણ અને બેચેની શામાટે? થયું તે થયું; હવે તેનો વિચાર કરી હૃદયમાં વ્યથા અનુભવવાથી શો લાભ? અને તેના હૃદયની વ્યથા અને મૂંઝવણ ધીરે ધીરે ઓછી થવા લાગી; તેનો વિષાદ દૂર થવા લાગ્યો અને તેને લાગ્યું જાણે તેના મન ઉપરથી હજારો મણનો ભાર ઓછો ન થયો હોય?

તેને કૃષ્ણના શબ્દો યાદ આવ્યા.

"हृदय दौर्लभ्यं त्यक्त्वोत्तिष्ठ परंतप."

હવે તેણે પોતાની જીવનરેખા બદલવી જ પડશે. કરુણા! કરુણા માટે તેના હૃદયમાં અપાર લાગણી છે; પણ આ બનાવ બન્યા પછી તે કરુણા સાથે રહી તો નહિ જ શકે. પણ એમાં વાંધો શો? કરુણાને ન કહી શકાય? કરુણા—એ ભૂલ હતી—હૃદય અને મનની દુર્બળતા હતી–તેને ભૂલી જાઓ. પણ ના ના...એમ તેનાથી થશે નહિ. તે તેમ કરી શકશે નહિ. હવે તો દૂર દૂર–કરુણાથી દૂર–રાધાથી દૂર–શોભાથી પણ દૂર–શોભાથી દૂર? તેના મને પ્રશ્ન કર્યો. હા. હા. હવે તો મનને દૃઢ કરી, બ્રહ્મચર્ય પાળી, સ્ત્રી સમુદાયથી દૂર રહેવામાં જ જીવનમાં સાર્થકતા છે. મનુષ્યનું મન અગ્નિ જેવું છે; સ્ત્રીઓનુ સાંનિધ્ય ઘૃત જેવું છે; બંનેનો સમાગમ–ઘીને પીગળાવે જ–આ જૂની પણ ઘણી વખત સાંભળેલ વાત તેને યાદ આવી; અને તેને થયું તેણે દૃઢ નિશ્ચયી થવું જ પડશે.

પણ શોભા અહીં છે, હજુ તેને બરોબર ઠીક થયું નથી, તેને છોડીને તેનાથી જવાય કેમ? પણ અહીં રોકાવામાં હવે

સાર નથી. રાધાનું સાંનિધ્ય તેને સાલે છે. તેની સામે પણ તે જોઈ શકતો નથી. તો પછી હવે તે અહીં કેમ રહી શકે?

હા. હા. અરુણ આવ્યો છે. અરુણ શોભાની સંભાળ લેશે. હું તો થોડા રોજ માટે પણ અહીંથી ચાલ્યો જાઉં અને તેમ નિશ્ચય કરતાં જ તેનું મન અત્યંત હલકું થઈ ગયું. સવાર થતાં જ, સૂર્ય ઉગતાં જ તે પોતાનો નિશ્ચય જણાવી દેશે.

× × ×

આજ વખતે શોભાએ પાણી માગ્યું.

"અનિલદાદા! પાણી"

પણ કોઈએ જવાબ આપ્યો નહિ.

"અનિલદાદા!"

અરુણની આંખો ખુલી.

"કોણ?"

"પાણી" શોભા બોલી.

"આપું છું" અરુણે કહ્યું.

અરુણે પાસેના ઘડામાંથી પાણીનું પવાલું ભર્યું અને શોભાને આપ્યું.

અરુણ શોભાના ખાટલા ઉપર બેઠો.

સામેની બારીમાંથી અરુણોદય દેખાતો હતો. મંદ મંદ પ્રકાશ ઓરડામાં ફેલાતો હતો. ઠંડો પવન પણ વાતો હતો.

"ઠીક છે ને?" અરુણે પ્રશ્ન કર્યો.

"હા. સ્હેજ માથું દુઃખે છે."

અરુણે શોભાના મુખ ઉપર ફરકતું મંદ સ્મિત જોયું–એ હાસ્યની મૃદુતામાં પણ કેટલી સુંદરતા હતી, અરુણને થયું; અને તે ત્યાં ખાટલામાં બેઠો બેઠો શોભાનું મુખ નિરખી રહ્યો.

"આમ ચોપડી દઉં ?" અરુણે પૂછ્યું.

"ના મટી જશે" તે બોલી.

અર્ધો કલાક સુધી ત્યાં જ બેઠો બેઠો અરુણ શોભાનું મુખ નિરખતો રહ્યો. જ્યારે શોભાની આંખ મળી ગઈ, ત્યારે તે ઊઠ્યો અને બહાર આવ્યો. તેણે જોયું, રાધા હાથમાં કળશો લઈ, ભીને વાળે સફેદ સાડી પહેરી, મહાદેવના મંદિર ભણી જઈ રહી છે. આગળ જતાં તેણે જોયું અનિલદાદા, શિલા ઉપર બેઠા, ૐકાર ધ્વનિમાં તલ્લીન છે. તે આગળ વધ્યો. પક્ષીઓનો કલરવ, ગંગા તટે ઊગેલા વૃક્ષોમાં શરૂ થઈ ગયો હતો. તેનું મન અત્યંત પ્રફુલ્લિત હતું અને તે આગળ વધતો જ ગયો અને પ્રકૃતિનું સુંદર દર્શન કરવામાં તલ્લીન બની ગયો.

જ્યારે રાધા પૂજન કરી રાંધણિયામાં આવી ત્યારે ચહાનું પાણી તૈયાર થઈ ગયું હતું. ચહાના પાણીમાં ચહાની ભૂકી નાખી તૈયાર કર્યા બાદ તે શોભાના ઓરડામાં આવી એને કહ્યું.

"ચહા તૈયાર છે."

અનિલ અને અરુણ રાંધણિયામાં આવ્યા અને ચહા પીતા રહ્યા, પણ કોઈ કશું બોલ્યું નહિ.

રાધા શાક સમારતી રહી, પણ કશું બોલી નહિ. છેવટે અનિલે અરુણને ઉદ્દેશીને કહ્યું.

"અરુણ"

"જી" અરુણ બોલ્યો.

"મને જરા ઠીક નથી, અને કામ પણ છે, એટલે હું આજે જ જાઉં છું."

"ક્યાં ?" અરુણ પૂછી ઊઠ્યો.

"હું જાઉં છું," જરા સત્તાવાહી સ્વરે અનિલ બોલ્યો.

અરુણ પૂછી ન શક્યો. " ક્યાં ? "

" ક્યારે પાછા આવશો ? " અરુણે પૂછ્યું.

" બે ચાર દિવસમાં. "

" અરુણ ચૂપ રહ્યો. થોડી વાર સુધી કોઈ કશું બોલ્યું નહિ. રાધા આ બધું સાંભળતી રહી.

" શોભાની સંભાળ બરોબર રાખજે. વૈદ્યની જે દવા ચાલુ છે, તે જ કરજો. હવે તેને ઠીક થતું આવે છે. બે ચાર દિવસમાં તેને તદ્દન આરામ થઈ જશે. સમજ્યો અરુણ ? "

" હાજી " અરુણ બોલ્યો.

અનિલ શોભાવાળી ઓરડીમાં ચાલ્યો ગયો અને એક થેલીમાં બે કપડાંની જોડી અને એક પાણીનું પવાલું મૂક્યું. કોટના ખીસામાં બે ત્રણ રૂપિયા નાખ્યા અને ચાલવાની તૈયારી કરવા લાગ્યો. શોભાના ખાટલા પાસે આવી તે બોલ્યો.

" શોભા ! "

" દાદા "

" હું કામે જાઉં છું. "

" કેમ ? "

" કામ છે. "

" ક્યારે આવશો પાછા ? " અનિલનું કુડતું પકડી શોભા બોલી.

" બે ત્રણ દિવસમાં. અહીં અરુણ છે, રાધા છે, તમને ઠીક છે ને હવે ? "

" હા. "

" તો હું જાઉં ? "

" હા. "

રાધાએ માટલામાંથી ઘઉંનો લોટ કાઢી, મોણ અને મીઠું નાખી ત્રિકોણાકાર ઢેબરાં સેકવાનું શરૂ કર્યું. ડુંગળી કાપી તેના ઢુંગારિયાં પણ ચઢાવી દીધાં. દસ મિનિટ પછી તે અરુણ પાસે આવી અને બોલી.

"અનિલબાબુને કહો કે જમવાનું તૈયાર છે."

અરુણ અનિલ પાસે આવ્યો અને બોલ્યો.

"અનિલદાદા ! જમવાનું તૈયાર છે."

"આટલી વારમાં ?"

"હા. તમે જવાના છો ને ?"

"હા. પણ હું જમવાનો નથી."

અરુણે જ્યારે રાધાને જઈને કહ્યું કે "અનિલદાદા જમવાના નથી. એમને એમ જવાના છે," ત્યારે તે કશું બોલી નહિ. કંઈ પણ વિચાર કરવાનો તેને વખત ન હતો. એક ન્યૂસપેપરનો કાગળ લઈ, ઢેબરાં અને ડુંગળીનાં ઢુંગારિયાં તેણે બાંધ્યાં અને શોભાના ઓરડામાં આવી. અનિલ તે વખતે ત્યાં ન હતો. તે પડીકું તેણે થેલીની અંદર મૂકી દીધું.

નવ વાગતાં વાગતાં અનિલની બધી તૈયારીઓ સંપૂર્ણ થઈ ચૂકી હતી. તે હાથમાં થેલી લઈ, ગંગાને કિનારે કિનારે પેલી પગદંડી ઉપર ચાલતો થયો.

× × ×

અનિલના ગયા પછી અરુણ વિચારે ચઢ્યો. દાદા કેમ ચાલ્યા ગયા ? ક્યાં ચાલ્યા ગયા ? આમ એકા એક ચાલ્યા જવાનું કારણ ? દાદાના મુખ ઉપર પહેલાં જેવી પ્રસન્નતા અને આનંદની ઝલક તે કેમ જોઈ શક્યો નહિ ? અને આખુંય વાતાવરણ આટલું તંગ કેમ લાગતું હતું. રાધા...હા રાધા—

સુશીલ અને સુંદર રાધા...દાદા સાથે કેમ નહિ બોલતી હોય ? દાદા પણ રાધા સાથે કેમ નહોતા બોલતા અને એ વિચારોમાં એ તણાવા લાગ્યો.

શોભાને હવે ઘણું સારું હતું. દરેક પ્રકારની દેખરેખ અને સારવારને અંગે તેની તબિયતમાં ઘણો ફેર દેખાતો હતો. અરુણ શોભાના ખાટલા પાસે પોતાના સ્ટૂલને ખેંચીને બેસી ગયો. શોભા જાગતી હતી અને પડખું ફેરવીને પડી હતી.

શોભાએ પૂછ્યું :

" અનિલ દાદા ક્યાં ગયા ? "

" રામજી જાણે. "

" તમને નથી કહી ગયા ? "

" ના. "

થોડી વાર સુધી બંને મોન રહ્યા.

" કેમ છે તમને ? " અરુણે પૂછ્યું.

" સારું છે. "

" બે ત્રણ દિવસમાં સાવ સારું થઇ જશે તમને. પછી અમારે ગામડે આવશો કે ? " અરુણે પૂછ્યું.

શોભાના મુખ ઉપર ફરીથી એક મંદ સ્મિત ફરક્યું.

" હું તો દાદાને કહીશ કે, દાદા, શોભાને મ્હારી સાથે જ મોકલો. "

" પણ પહેલાં તો સાસરે જવું પડશે. " શોભા બોલી.

" કેમ ? સાસરે શામાટે જવું ? "

" જવું પડે. " શોભાએ કહ્યું.

" હું " અરુણ બોલ્યો.

થોડીવાર પછી તે બોલ્યોઃ "પણ તમે આવો તો મઝા તો ખૂબ પડે હં."

અને શોભાને તેના બાલ્યકાળના દિવસો યાદ આવ્યા જ્યારે અનિલદાદા તેમને ઘેર રહેતા હતા. રાતને વખતે માતા કહેતી 'શોભા – અનિલ – તમે બંને મળીને ઢેબરાં કરી નાખો.' ત્યારે રાંધણિયામાં બેઠાં બેઠાં, સગડી ઉપર તેઓ બંને ઢેબરાં કરતાં અને ગામ જવાની વાતો કરતા. અનિલ કહેતો, તમે ચાલજો ગામડે, ત્યાં આપણે મઝા કરશું. આંબાવાડિયામાં જઈ કેરીઓ ખાશું. અને તે બધુ શોભા કેટલી એકાગ્રતાથી સાંભળતી? તેણે પોતાના મનમાં એક સુંદર ગામ કલ્પેલું અને તેમાં તેણે કેવાં કેવાં સુંદર સ્વપ્નો રચેલાં. તેણે પિતાને કહ્યું હતુંઃ 'હું અનિલદાદા સાથે જાઉં' પણ તેની વાતને તાઉજીએ હસી કાઢી હતી અને પછી તો અનિલને એકાએક ત્યાંથી – પોતાને ઘેરથી જવું પડ્યું હતું.

અરુણ સાથે તેનો ગાઢ પરિચય ન હતો. આજે અરુણ પણ તેને ગમ્યો. અરુણ પ્રસ્તાવ કરે છે – ચાલો ગામડે ચાલો પણ બાલ્યાવસ્થાનો આનંદ અને ઉલ્લાસ આજે તેના હૃદયમાં છે ખરો? અને તે સ્વતંત્ર છે? ગમે ત્યાં જવા, મરજી પ્રમાણે વર્તવાની તેને સ્વતંત્રતા છે?

અને હવે તો તે બની છે વિધવા. તેનું સ્થાન ક્યાંય નથી. માતા પિતા સાથે તો કશો સંબંધ છે જ નહિ અને સાસરિયાં ઉપર જ તેને જીવન ગાળવું છે. તેઓ તેને સ્વતંત્રતા દેશે? અને અરુણ સાથે તેને ગામડે જવા દેશે?

અને એ વિચાર આવતાં જ તેનું મુખ પડી ગયું. અરુણે આ જોયું.

"કેમ ?" અરુણે પૂછ્યું:

"કશું નહિ," અને એમ કહેતાં કહેતાં તો શોભાના ગાલો ઉપર બે ચાર અશ્રુબિંદુઓ સરી પડયાં.

"કેમ રડો છો ?" અરુણે શોભાના ખાટલામાં બેસતાં પૂછયું, અને શોભાના ગાલ ઉપરના અશ્રુબિંદુઓ પોતાના હાથથી લૂછી નાખ્યાં.

બે ચાર ક્ષણ સુધી કોઈ કશું બોલ્યું નહિ પછી અરુણે શોભાનો હાથ પોતાના હાથમાં લીધો અને બોલ્યો.

"તમે રડો છો કેમ ?"

શોભાને થયું અરુણે સાવ બાળક જેવો પ્રશ્ન કર્યો છે. અરુણ સાવ બાળક જેવો જ લાગે છે. કેમ આવો ભાવ તેના મનમાં આવે છે. શું સંસારનું કશુંય જ્ઞાન એને નથી ?

હા. તેથીજ તો એ આવો પ્રશ્ન કરે છે.

અનિલદાદા હોત તો આવો પ્રશ્ન ન કરત.

તેઓ જાણે છે, દુઃખ શું છે ? જીવનના દુઃખો તેમણે અનુભવ્યાં છે.

જ્યારે શોભા કશું પણ બોલી નહિ ત્યારે અરુણ બોલ્યો.

"સાસરિયાં, બાસરિયાંનુ અહીં કશું ચાલશે નહિ. હું અરુણ છું. અરુણ સામે થવાની કોઈની ધૃષ્ટતા નથી. સમજ્યાં કે ?" અને તેમ કહી અરુણે શોભા સામું જેયું.

અરુણના શબ્દો સાંભળી શોભાને ખરેખર હસવું આવ્યું.

રાધા જમવાનું કહેવા આવી.

"ચાલો. જમવા" રાધા બોલી.

"ચાલો. ગજબની ભૂખ લાગી છે." તેણે કહ્યું.

અરુણ રાંધણિયામાં આવ્યો. રાધાએ થાળીમાં જાડી રોટલી અને અડદની દાળ અને બટાટાનું શાક પીરસ્યું.

અરુણ ખાવા લાગ્યો.

" તમે રસોઈ પણ ગજબની બનાવો છો હં " અરુણ બોલ્યો.

રાધા સ્હેજ હસી.

" પણ આટલી રોટલીથી કામ નહિ ચાલે " અરુણે કહ્યું.

" ઘણી જ છે. તમે ખાઓને " રાધાએ કહ્યું.

" કેટલી છે. તે તો બતાઓ, " અરુણે કહ્યું.

રાધાએ સાંપડની રોટલીઓ બતાવતાં કહ્યું. " ઘણી છે, જુઓ. "

" એ તો બધી હું ખાઈ જઈશ. "

" ભલે, ખાઓ તો ખરા. " રાધા બોલી.

રાધાને થયું અરુણ અત્યંત નિષ્કપટ બાળક જેવો લાગે છે. આટલા થોડા સમયમાં તે હળી ગયો છે.

અરુણ ખાવા લાગ્યો અને રાધા એ નિરખી રહી. શું વિચારતી હતી રાધા ? આના જેવો ચહેરો, આવું જ સુંદર વદન; અને આટલો જ સ્નેહાળ સ્વભાવ–અને ત્યાં ધાબામાં... અને રાધાથી એક નિઃશ્વાસ નખાઈ ગયો.

" કેમ ? શું વિચારો છો ? " અરુણે પૂછ્યું.

" કોણ વિચારે છે ? "

" તમે. "

" નારે ના. "

" મને છેતરી નહિ શકો. " અરુણ બોલ્યો.

" છેતરવાની ક્યાં વાત છે ? "

" હું, હું ત્યારે જ. સાચું બોલો તમે નિઃશ્વાસ કેમ નાખ્યો ? "

"રોટલી આપું ?"

"વાત ઉડાવો છો કે ?"

"ના...પણ..." અને પછી રાધા કશું બોલી નહિ.

"કેમ બેસી ગયાં ચૂપ ચાપ. રોટલી આપો" રાધાએ રોટલી પીરસી.

"હું સાચું કહું છું, તમારે તમારે માટે ફરીથી કરવું પડશે."

"ભલે, કરીશ."

"મને ગાળો તો નહિ દ્યોને."

"કેમ નહિ દઉં."

"નારે ના. હસું છું. તમે ખાઓ, મારા હાથની રોટલીઓ જે માણસ ખાય તે મને બહુ ગમે છે." રાધા હસીને બોલી.

"તો હું તમને ગમીશ નહિ." અરુણે પૂછ્યું.

"હાસ્તો. તમે મને ગમો છો." રાધા બોલી.

બોલી અને તેને થયું અરુણ તેને શા માટે ગમે છે ? અને અરુણની મુખાકૃતિમાં તેને અનિલના મુખનું દર્શન થયું. હાસ્તો. તે માટે જ અરુણ તેને ગમે છે.

"વારુ. ત્યારે લાવો બધી રોટલીઓ."

અને રાધા એ બધીય રોટલી અરુણને પીરસી દીધી.

"જોયું ને ? હવે તો તમે જોયું ને કે હું કોઈ દિવસ શરતમાં હારતો નથી."

"હા." રાધાએ કહ્યું.

"તમારે હવે ફરીથી રાંધવું પડશે ને ?"

"કંઈ વાંધો નહિ. રાંધી લઈશ."

"હવેથી કોઈ દિવસ મારી સાથે શરતમાં ઉતરશો કે ?"

"ઉતરીશ."

"એમ ?"

"હાસ્તો."

અને તેમ કહી રાધા હસી ઊઠી.

"તમેય ગજબ છો હં." અરુણે કહ્યું.

"કેમ ?"

"આ બધું હું ખાઈ ગયો છતાં તમે મારા ઉપર ખીજાતાં નથી."

"હું તમારા ઉપર ખીજાઉં એ તમને ગમે છે ?"

"હા." અરુણે કહ્યું.

"ભલે તો, કોઈ દિવસ તેમ કરીશ."

અરુણ જમીને ઊઠ્યો. હાથ ધોઈ તે બોલ્યો.

"હવે તમે હમણાં જ તમારા માટે બનાઓ. કહો તો હું તમને બનાવવામાં મદદ કરું. અલબત્ત મારા હાથનું રાંધેલું તમને ત્રણ દિવસ સુધી પચશે નહિ."

રાધા હસી. તેણે કહ્યું.

"ભલે. તે કોઈ દિવસ થશે, હમણાં તો તમે આ કાંજી શોભાને પાઈ દો. હું મારે બનાવી લઈશ."

"ખરેખર ?"

"હા."

"કહો તો બનાવવામાં મદદ કરવા..."

"ના, ના ના. તમે જાઓ. એની ચિંતા ન કરશો."

અરુણ કાંજી લઈ ચાલતો થયો. રાધાએ રાંધણિયું સાફ કર્યું. ખરેખર જ તેના માટે કશું પણ બચ્યું ન હતું. દાળ, શાક, રોટલી બધું-ખલાસ થઈ ગયું હતું. છતાં તેણે પોતાના

માટે કશું પણ બનાવ્યું નહિ. અરુણની વાતો એ જાણે કે તેની બધીય ભૂખ મટાડી દીધી. રાંધણિયામાં જ એક સાદડી નાખી રાધા આડી પડી. બારીમાંથી ગંગા ઉપરથી આવતો પવન વહેવા લાગ્યો હતો, અને તે તેના શરીર તથા મનને શાંતિ અર્પતો હતો.

ત્યાં પડે પડે રાધાના મનમાં અનેક વિચારો આવવા લાગ્યા. આ છે અરુણ. તેટલોજ ભોળો અને નિષ્કપટ; અને તેનાં પાછલા જીવનનાં દૃશ્યો એક પછી એક તેની સામે આવવા લાગ્યાં. માનવ જીવન કેટલું રહસ્યમય છે? જીવન સમસ્ત, બાળપણ જેમ, સુંદર, શુભ, નિસ્વાર્થ અને નિષ્કપટ હોય તો કેવું સારું? શા માટે વિરુદ્ધ લાગણીઓ અને ભાવો મનમાં ઊઠીને તેને ઝેર જેવું બનાવી દે છે? જીવનને વિષમય બનાવી દે છે? આ છે અરુણ નાનાં બાળકની જેમ વાતો કરતો અરુણ તેની સાથે એ જ દિવસમાં તે કેટલો હળી ગયો છે? અને અનિલ? ઓહ! તેની યાદ આવતાં જ હૃદયમાં કેટલી વેદના જાગે છે? તેની સર્વસ્વ લાગણી, સ્નેહ અને પ્યારને ઠોકરે મારી તુચ્છકારીને જાણે અનિલ આજ તેનાથી દૂર દૂર ચાલ્યો ગયો છે. તે પાછો આવશે? આવશે પણ પહેલાં જેવો જ સ્નેહ દાખવશે? શા માટે તેનાથી તે ભૂલ થઈ? એ ભૂલ માટે શું તે જ જવાબદાર હતો? બધો અપરાધ તેનો જ છે? એ અપરાધ છે? એને આ પ્રશ્ન ફરીથી સાલવા લાગ્યો. બાલ્યકાળની નિર્દોષ મમતા ભરી લાગણીઓ જો સત્ય હોય અને તેને વ્યક્ત કરવામાં વાંધો ન હોય તો પછી યુવાવસ્થાની આ લાગણી અને એ લાગણીઓનું મૂર્ત સ્વરૂપ શા માટે ખોટું ગણાવવું જોઈએ. અને તે પોતાના મનને કોઈ પણ પ્રકારે શાંત કરી શકી નહિ.

જેમ જેમ તે વિચારે ચઢતી ગઈ તેમ અનિલ તેની સામે આવતો ગયો અને તેમ તેમ તે વધારે ને વધારે વ્યથિત થતી ગઈ. જીવનની આ વિકટ સમસ્યા ઉપર તે વધુ વિચાર કરી શકી નહિ.

તેને થયું શા માટે યુવાવસ્થામાં પણ તેવો જ સ્નેહ મનમાં ન રહે જેને લોકો નિર્દોષ સ્નેહ કહે છે? અને તેણે અનિલને એક બાળકની જેમ કલ્પી પોતાની સોડમાં તેને છૂપાવી જાણે સૂઈ જવા મથતી હોય તેમ સાદડી ઉપર આડી પડી તે નિદ્રાની ગોદમાં સૂઈ ગઈ.

# ૧૦

બપોરના બાર વાગી ગયા, સૂર્ય મધ્ય ગગને આવ્યો, છતાં અનિલ અટક્યો નહિ, પેલી નિર્જન, અરણ્યની પગદંડી ઉપર ચાલતો જ રહ્યો. વન આખું શાંત હતું; મોટાં મોટાં વડનાં, ખાખરાનાં અને બીજાં વૃક્ષો આકાશને ઢાંકીને ઊભાં હતાં. ક્યાંય પણ સૂર્યનાં કિરણો વૃક્ષોનાં પત્તાંને ભેદી પૃથ્વી ઉપર પડેલાં દેખાતાં ન હતાં. અને નીરવ સ્તબ્ધતા આખાય વાતાવરણમાં વ્યાપેલી હતી. પગદંડીની બંને બાજુ ખરેલાં પાંદડાંનો ઢગલો દેખાતો હતો. કોઈ કોઈ વખત ખિસકોલીઓની અવરજવરથી સૂકેલાં પાંદડાં ખડખડ બોલી ઊઠતાં હતાં. અને તે એ શૂન્ય પગદંડી ઉપર લક્ષ્ય વિના, ધ્યેય વિના ચાલતો હતો.

ધીમે ધીમે પેટમાં ભૂખ પણ લાગવા લાગી, પગ થાકવા લાગ્યા, છતાં તે થોભ્યો નહિ.

આ નિશ્ચયથી અને તેને અમલમાં મૂકવાથી તેના હૃદયને

અને મનને થોડી ઘડી શાંતિ અવશ્ય થઈ. તે આગળ ચાલતો થયો. એક બે કલાક પછી તેને પાણી વહેતું હોય એવો આભાસ થયો. તરસ લાગી હતી એટલે તે તે ભણી ચાલતો થયો. થોડી જ વારમાં એક નાનું ઝરણું તેને દેખાણું. ત્યાં શીતળ પાણી હતું. તેણે મોઢું ધોઈ, ખોબાવડે પાણી પીધું અને શીતળ વૃક્ષની છાયામાં બેઠો. થેલીને માથા તળે મૂકી તે આડો પડયો અને વૃક્ષનાં હલતાં પત્તાંને નિહાળી રહ્યો. ભૂખ લાગી હતી છતાં ખાવાનું પાસે નથી. એક દિવસ ન ખાધું તોયે શું ? જીવન દોરી એક દિવસના ઉપવાસથી તૂટવાની તો નથી જ. પણ તેની ઘ્રાણેંદ્રિયને લાગ્યું કે આસપાસમાં કયાંય પણ ખાવાનું અવશ્ય છે. ઘીની વાસ આવે છે. તેણે તુરત જ પોતાની થેલી તરફ દૃષ્ટિપાત કર્યો. હા. વાસ તો આમાંથી જ આવે છે. તેણે થેલીમાંથી બધીય વસ્તુઓ કાઢવાની શરૂઆત કરી. એક પડીકું દેખાણું. હા. ઘીના ડાઘા દેખાય છે. ખોલ્યું. ઢેબરાં અને ડુંગળીનું શાક છે.

કોણે બાંધ્યું હશે આ ? મેં તો આ બાંધવા કહ્યું ન હતું ? અરુણે ? ના. તો રાધાએ ? લાગે છે. રાધાએ જ આ બાંધી દીધું હશે.

અને તેને રાધા તરફ ક્રોધની લાગણી ઉત્પન્ન થઈ. શામાટે રાધા તેની પાછળ પડી છે ? શું તે તેનું આખું જીવન બગાડવા માગે છે ? મારી રજા વગર તેણે આ ઢેબરાં કરી, છાનામાના બાંધ્યાં જ શામાટે ? શું તે હજુ પણ મને બંધનમાં બાંધવા માગે છે; અને તેમ વિચારી અનિલે ઢેબરાંનું પડીકું સ્હેજ દૂર ફેંકયું.

અરેરે-અનિલ આશું ? આશું કરે છે ? આવો ક્રોધ

કરવો તને ઘટે છે? આ શું? શા માટે આવો વ્યવહાર? આમ ક્રોધ કરવાથી નષ્ટ વસ્તુ પ્રાપ્ત થવાની નથી. આમાં રાધાનો શો વાંક છે. ?

વાંક? કોનો વાંક? જે બની ગયું તેમાં વાંક કોનો? રાધાનો કે પોતાનો?

અને એવું શું બની ગયું છે અનિલ, કે આટલું દુ:ખ અને વ્યથા અનુભવે છે?

કરુણા! કરુણા! કરુણાને ઓળખે છે? એક કરુણાને માટે–એક કરુણા માત્રના વિચારથી તું આ રાધાના સ્નેહને ઠોકર મારે છે?

અને અનિલે પોતાના શરીરને એક ધ્રુજારી આપી અને આ બધાય વિચારોને પોતાના મનમાંથી કાઢી નાખ્યા–જાણે કહેતો ન હોય–હટો–વિચારો હટો.

અને પછી તે ત્યાં જ એક પથ્થરને માથા નીચે મૂકી ઊંઘી ગયો.

જ્યારે તેની નિદ્રા ભંગ થઈ ત્યારે વનમાં ચારેકોર અંધકાર હતો. શિયાળોનું રુદન શરૂ થઈ ચૂક્યું હતું. આગિયાઓ આમ તેમ ઝબૂકતા હતા. દૂર દૂર વન્ય પશુઓની ત્રાડ પણ સંભળાતી હતી. આંખો ચોળી તેણે નેત્રો ખોલ્યાં. તે વિચાર કરવા લાગ્યો તે છે ક્યાં? એક ક્ષણમાં જ તેને ભાન થયું કે તે એક ભયંકર વનમાં છે, માથામાં સ્હેજ દુખાવો છે, પેટમાં ખાડો પડ્યો છે, અને ચારેકોર સૂમસામ છે.

તે ઊઠ્યો. સરિતાના જળ વડે મોઢું ધોયું અને એક શિલા ઉપર આવીને બેઠો.

થોડી જ વારમાં તેને થયું કે આવા ભયંકર વનમાં આમને આમ બેસી રહેવું તે ઉચિત નથી. ત્યાં તો સામેથી તેને બે અંગારા જેવી આંખો દેખાણી. તે તુરત જ ભડક્યો; અને પાસેના વડલાના ઝાડ ઉપર ચઢી ગયો:

પેલી બે અંગારા જેવી આંખે સરિતા જળમાં પાણી પી અદૃશ્ય થઈ ગઈ, અને અનિલ ત્યાં બેઠો બેઠો વિચારે ચઢ્યો.

કેટલીય વાર સુધી તે ત્યાં બેઠો રહ્યો. તેની આંખો ઘેરાવા લાગી, એકાદ વાર તો તેને ઝોખું પણ આવી ગયું. તેને થયું વૃક્ષ ઉપર બેઠાં બેઠાં ઝોખાં ખાવાં તે સલામતી ભર્યું નથી. પણ નીચે જવાય કેમ? કોઈ વન્ય પશુ આવી જાય તો? અહીં જ બેઠા બેઠા રાત ગાળવી તે જ યોગ્ય છે.

અહીં આવ્યો તે ઠીક કર્યું? તેણે તુરત જ પોતાના મનને દાબી દીધું અને વિચાર્યું. જીવન ઘડવાનો આજ માર્ગ છે. જે જે સંકટ માથે પડે, જે જે મુશ્કેલીઓ સામે નડે તે બધીય પાર કરવી તેમાં જ પૌરુષ છે. ડરી જવામાં, પાછા હઠવામાં જીવનમાં આગળ ધપવું અશક્ય છે.

મનમાં નિશ્ચય કરી તે નીચે ઉતર્યો, સરિતાના જળની વચ્ચોવચ્ચ એક શિલા જેવું દેખાણું. અનિલ ત્યાં ગયો અને શિલા ઉપર બેસી ગયો.

બે ત્રણ દિવસો આમને આમ ગાળી નાખવાના છે. કાલે સવારના કોઈ પણ નાનાશા ગામમાં જઈ કંઈ પણ ખાવાનું લઈ ઉદર પૂર્તિ કરવી પડશે; અને શોભાને સારું થતાં જ તે તેને સાસરે મૂકી આવશે, અને ત્યાર પછી તે કોલેજમાંથી સરટિફિકેટ લઈ, કલકત્તા તરફ ચાલ્યો જશે. બસ તેમજ. કરુણા પાસે તે રહી શકશે નહિ.

તેના મને કરુણાની મૂર્તિ ઊભી કરી, તેનો મીઠો સંબંધ યાદ દીધો, તેનો સ્નેહાળ સ્વભાવ અને તેની સાથે ગાળેલા સુંદર દિવસો અને તેનું સાહચર્ય યાદ દીધું; પણ અનિલે એ બધુંય પોતાના મનમાંથી કાઢી નાખ્યું. ત્યાર પછી તેની સામે આવી રાધાની કરુણાભીની મૂર્તિ, તેના માટે રડતી, તેના માટે મનમાં અપાર સ્નેહ ભરી, દુઃખી થતી તેને રાધા દેખાણી, તેનું મ્લાન વદન, તેનુ મુરઝાયેલું મુખ, અસ્તવ્યસ્ત પડેલા વાળ—એ બધું તેને દેખાણું. પણ એ વિચારોને પણ અનિલે બહાર કાઢીને ફેંકી દીધા.

પદ્માસન વાળી તે શિલા ઉપર આવીને બેઠો. નહિ નહિ આ બધા વિચારોને તે સ્થાન આપશે જ નહિ. એક માત્ર રસ્તો તેની સામે છે. આ બધા સંબંધોથી દૂર, આ બધી મમતાઓ છેદી—તિલાંજલિ આપી તેમનાથી દૂર—દૂર—દૂર તે ચાલ્યો જશે. તેમાં જ તેના જીવનની સાર્થકતા છે, તેના જીવનનુ ઉત્થાન છે શ્રેય છે.

અને ત્યાર પછી, અનિલ તે શિલા ઉપર ઊંઘવાના પ્રયાસમાં પડખાં ફેરવવા લાગ્યો.

× × ×

ચાર દિવસ થઈ ગયા પણ અનિલ આવ્યો નહિ. શોભાને હવે સાવ ઠીક હતું. તે હવે ખાટલામાં બેસીને ભાત વગેરે ખાતી થઈ ગઈ હતી. સંધ્યા થતાં તે અરુણના ખભાનો ટેકો લઈ, ગંગાતટે સ્હેજ સ્હાજ ફરવા પણ જતી થઈ ગઈ હતી.

અરુણ રાધાને કહેતો "ચાલો તમે પણ ચાલો" પણ રાધા ફરવા આવતી નહિ. તે તો પોતાના જ કાર્યમાં પ્રવૃત્ત રહેતી. શોભાને ઠીક થઈ ગયું છે તેથી તેના મનમાં શાંતિ હતી.

પણ અજબ પીડા તેના અંગ અંગને; મનને પીડતું હતું. તે પીડા શી હતી?

અનિલ આવ્યો નથી. ચાર ચાર દિવસ થયા અનિલબાબુ આવ્યા નથી. જેમ જેમ તે અનિલને ભૂલવાનો પ્રયાસ કરે છે તેમ તેમ અનિલ તેનાથી ભૂલાતો નથી. અને તેનું મન વાટ જુએ છે ક્યારે અનિલ આવશે? ક્યારે તેને તે જોઈ શકશે? અનેક અમંગળ આશંકાઓ તેના મનને આવી આવીને સતાવવા લાગી.

સંધ્યા ખીલી. સૂર્યના લાલ કિરણો ગંગાજળને રક્તવર્ણાં બનાવી રહ્યાં.

અરુણે શોભાને કહ્યું.

"ચાલો ફરવા."

"ચાલો" શોભાએ મંદ સ્વરે કહ્યું.

અરુણના ખભાનો ટેકો લઈ, ગંગા તટે ચાલવું શરૂ કર્યું પેલી મોટી શિલા ઉપર આવી બંને બેસી ગયાં.

આ શિલામાં માનવ હૃદયનો ઈતિહાસ સમાયેલો હતો એ તેમને ક્યાં ખબર હતી?

મંદ મંદ પવનની લહેરિયોથી ઊડતા જલતરંગો શોભાને બહુ જ સુંદર લાગ્યા. તેનું ખિન્ન મન પણ જાણે ખીલી ઊઠયું. નવું જીવન જાણે તેના રોમ રોમમાં રેડાતું હોય તેમ તેને લાગ્યું. અરુણ બેઠો બેઠો શોભાનું પ્રફુલ્લિત મુખ નિરખી રહ્યો.

"શું જુઓ છો?" શોભાએ પૂછ્યું.

"તમારું મુખ--કેવું ખીલી ઊઠ્યું છે આજે?"

"ખરેખર?"

"હા"

" અને સુંદર જલ તરંગો ? "

" તે પણ કેટલા સુંદર લાગે છે ? "

" અને પેલાં લાલ લાલ વાદળાં ? "

" તે પણ. બધું જ સુંદર લાગે છે; કારણ કે તમે આજે પ્રફુલ્લિત છો. "

" જીવન આવું જ સુખમય અને સુંદર સદૈવ હોય તો કેવું સારું ? "

" જીવનને સુખી અને સુંદર બનાવવું તે આપણા જ હાથમાં છે " અરુણે કહ્યું.

" એમ ? " શોભાએ પૂછ્યું.

" હા. "

" હું એમ નથી માનતી. મનુષ્યના હાથમાં તે નથી. તે તો આધીન છે ભાગ્યને. "

" ભાગ્ય ! " સ્હેજ તિરસ્કારથી હસી અરુણ બોલ્યો, " ભાગ્ય, ભાગ્ય કરીને જ આપણે પુરુષાર્થહીન અને નબળા પડયા છીએ. ભાગ્ય શું છે ? ભાગ્ય એ પણ આપણા જ હાથમાં છે " અરુણ બોલ્યો.

શોભા સ્હેજ હસી. વધુ બોલી નહિ. થોડીવાર પછી તેણે કહ્યું.

" ભાગ્ય જેવું કંઈ જ ન હોય; અથવા ભાગ્ય આપણા જ હાથમાં હોય તો કેવું સારું ? " શોભા બોલી.

" તમે મ્હારી સાથે આવો, મ્હારી સાથે રહો, હું તમારા ભાગ્યને બદલી દઈશ. સમજ્યાં કે ? " અરુણ બોલ્યો.

" તમે મને તમારી સાથે રાખશો ? "

" રાખીશ. "

"ગમે તે સંજોગોમાં ?"

"હા."

"માતા પિતા—તમારા માતા પિતા ના પાડશે તો પણ ?"

"હા."

"અને સમાજ ના પાડશે તો પણ ?"

"મને સમાજની પડી નથી. મેં સમાજની દરકાર કરી નથી. હું સમાજના બંધનો સ્વીકારતો નથી."

"એમ ?"

"હા."

"જો, જો, પાછા ફરશો નહિ ને ?"

"કદાપિ નહિ."

"ધારો કે તમે સમાજના ભયથી, કે પછી માતાપિતાના ક્રોધથી મને તમારી સાથે રાખવામાં આનાકાની કરો; પણ ધારો કે તમારું પોતાનું જ મન મ્હારા તરફથી હઠી ગયું તો ? તમે પોતે જ મ્હારા તરફની લાગણીઓને તિલાંજલી દ્યો તો ? તમે પોતે જ મને ભૂલી જાઓ તો ?"

"શોભા ! એટલે તમે શું કહેવા માગો છો ? એમ કે મને મ્હારા વચનોમાં શ્રદ્ધા નથી..."

"ના—ના, હું એમ નથી કહેતી—પણ—"

"પણ બણ નહિ, અરુણ જે શબ્દો બોલે છે તે શબ્દો અક્ષરશઃ પાળે છે."

"એમ ?" શોભાએ અરુણના ખભા ઉપર હાથ મૂકતાં કહ્યું.

"હા," અને તેમ કહી અરુણે શોભાના માથા ઉપર હાથ મૂકી, તેના તરફ જોયા કર્યું. શોભા પણ અરુણ તરફ જોતી રહી. તેને થયું, જેમ અરુણ કહે છે—તેમ—જીવન આમ

જ આનંદે વીતે તો કેવું સારું ? જીવનની બધીય ઉપાધિઓથી વિમુક્ત, ક્યાંય દૂર દૂર, અરુણ જેવા એક સ્નેહી સાથે તે રહે તો કેટલી મઝા આવે ? તેને થયું અરુણને તે ચાહે છે, અરુણની નિકટતા તેને આહ્લાદ કારક લાગે છે, અરુણ પાસે રહેવાથી તેનાં બધાંય દુઃખો ભાગી જશે. આ નાનાશા જીવનમાં શોભાને અનિલ સિવાય કોઈ પણ સ્નેહ દાખવવા વાળું મળ્યું ન હતું. ઘેર ઘરનો ઢરડો ઢરડી, માતાના કડવાં વેણ સાંભળતી સાંભળતી મોટી થઈ; પછી તો તે પરણી; પતિદેવે કોઈ દિવસ પણ સ્નેહ અથવા પ્રેમ દાખવ્યો નહિ; કઠોર કઠોર શાસન સિવાય શોભા, કંઈ પણ જોઈ શકી નહિ, કંઈ બીજું પામી શકી નહિ. અને તેથી જ તેના હૃદયનાં ઉંડાણમાં આવેલી સ્નેહની ઝરણીઓ અનિલ અને અરુણના સ્નેહે કઠોર શાસનની મરુભૂમિને ભેદી—તેના હૃદય ઉપર છવાઈ ગઈ; અને એ સરવાણીઓ ફૂટતાં તેને આખું જીવન પ્રફુલ્લિત લાગ્યું. તેને આખું વિશ્વ ચેતના મય અને સુંદર લાગ્યું. અનિલ તરફ તેને શ્રદ્ધા ભાવ હતો. અનિલને તે પૂજ્ય ગણતી અને તેથી અનિલ સામે તે વધુ બોલી શકતી નહિ; વધુ છૂટ લઈ શકતી નહિ. પણ અરુણ ? અરુણ સામે તેને લજ્જા આવતી નથી; અરુણ સરખી ઉમરનો જ ન હોય એમ તેને લાગે છે. અરુણના સાંનિધ્યમાં તેનું મન આનંદ અને સ્નેહથી છલોછલ ભરાઈ જાય છે.

અને તેના મને એક સુંદર ગામ કલ્પ્યું. નદીને કિનારે એક નાનું ઘર કલ્પ્યું; અને સંધ્યાને સમયે, ઘરની અગાસીમાં ખાટલા ઉપર બેઠી. તે અરુણ સાથે વાતો કરે છે, અને સંસારની બધી આધિ વ્યાધિ, ઉપાધીથી વિરક્ત અને વિમુક્ત તે અત્યંત આનંદ અને સુખથી રહે છે.

એ કલ્પના જગતે શોભાના મુખને વધુ દૈદીપ્યમાન બનાવી દીધું. શોભા અરુણના ખભા ઉપર હાથ મૂકી તેમની તેમ બેઠી રહી.

મોટેરામ મહારાજ તો અહીં આવીને ગજબ આનંદમાં આવી ગયા હતા. સુંદર ગંગામૈયાનાં પાણી હોય. ખાવા માટે બશેર લોટ, ઘી સાથે મસૂરની દાળ મળતી હોય, નદીમાં સ્નાન કરી મહાદેવજીના મંદિરમાં પૂજા કરી આરતી કરવા મળતી હોય પછી જોઈએ શું ?

તેમણે પહેલે જ દિવસે કહી દીધું હતું.

" માં સાબ ! [રાધાને] મારું પેટ તો ગજબનું મોટું છે; તમે રોટલા ઘડી ઘડીને થાકી જશો; આ મોટેરામ મહારાજને તો બશેર લોટ, થોડુંક મીઠું અને મરચું, થોડું ઘી અને દાળ આપજો. હું તો, આ વડલા દાદા નીચે બાટી સેકી લઈશ, હા, મા. તમ તમારે મારી ફિકર કરો માં. "

અને બીજે દિવસથી જ મોટેરામ મહારાજે વડલા નીચે, છાણાં ભેગાં કરી, તેમને સળગાવી તેના ઉપર દાળની તપેલી ચઢાવી દીધેલી. અને પાસે પડેલી એક નાની શિલા ઉપર લોટ નાખી, મીઠું નાખી, પાણીથી લોટ એોસણી, જાડી જાડી બાટીએો બનાવી, દાળ તૈયાર થતાં, છાણાની આગ ઉપર સેકવા મૂકી દીધેલી.

અને ત્યાર પછી સ્નાનાદિ ક્રિયાથી નિવૃત્ત થઈ, શંકરને ભોગ લગાવી જમવા બેસી ગયેલા.

સંધ્યાને જોઈ મોટેરામજીના મનમાં ભક્તિના ભાવો ઉલટચા, " બમ–બમ ભોલા—શંકર, કાંટા લગે ન કંકર. " નો જાપ જપતા, મોટેરામ મહારાજે પોતાની બે મણની કાયા

ગંગાના પાણીમાં નાખી અને એમના ધબાકાથી ગંગાના પાણી પણ એટલાં ઉછળ્યાં કે વડના ટેટા તે પાણીને પોતાના હાથમાં ઝીલવા પ્રયત્ન કરવા લાગ્યા. બે ચાર ડૂબકીઓ લગાવી, માથાની ચોટલીને ધોઈ તથા પટપટાવી, મોટેરામજી મહારાજ મંદિર ભણી ઉપડયા. આરતીનો વખત થવા આવ્યો હતો. મંદિરમાં થોડાજ વખતમાં ઘંટનાદ થશે અને રાધા મા હાથમાં આરતી લઈ ભગવાનની આરતી ઉતારશે. મોટેરામ, બમ, બમ–શંકર ભોલા–કૈલાસપતિ, ભોળાનાથ–શંકર શંભુનો જાપ જપતા મંદિરમાં પહોંચી ગયા.

અરુણે આ જોયું અને બોલ્યો,

"જોયા મોટેરામ મહારાજ અમારા ?"

"હા," શોભા બોલી.

કમર સુધી પાણીમાં જઈ રાધા પણ સ્નાન કરવા લાગી. સંધ્યાની આરતી તેને જ કરવાની હોય છે, રાંધવાના કાર્યથી નિમટી રાધા નહાવા માટે ગંગાના પાણીમાં ઉતરી. સૂર્ય ડૂબી ચૂકયો હતો અને સંધ્યાના ઓળા પૃથ્વી ઉપર ઉતરવા લાગ્યા હતા. એક બે ડૂબકી લગાવી રાધા તટ ઉપર આવી અને કપડું બદલી, ભીને જ વાળે તે મંદિર ભણી ચાલી નીકળી.

અરુણ રાધાના કંધ પ્રદેશ ઉપર લટેકલા ભીના વાળ અને રાધાનું શ્વેત પાંડુવર્ણું મુખ એક ક્ષણ નિહાળી રહ્યો. શોભા પણ આ જોતી રહી. કોઈ કશું બોલ્યું.

થોડીવારમાં તો મંદિરમાંથી ઘંટનાદ શરૂ થયો, આરતીનો ધ્વનિ; ડંકાનો મધુર રણકાર અને "જય શંકર દેવા" ની આરતીના મધુર શબ્દોએ આખુંય વાતાવરણ ભક્તિભાવમાં જાણે ડૂબી ગયું.

કિનારે બેઠેલી, બંને વ્યક્તિઓ પણ એક ક્ષણ સુધી આ સાંભળતી રહી અને બંને એ નેત્રો બંધ કરી લીધાં.

"સંધ્યાનો વખત હોય; ગાયો પાછી ફરતી હોય; ગોધૂલિ, આકાશમાં ઉડતી હોય, છાપરાંઓના નળિયામાંથી ધૂમાડો નીકળી દિગંતે વ્યાપ્ત થતો હોય – અને તે વખતે મનમાં ઉદ્‌ભવતી લાગણીઓ – એનો અનુભવત તમને થયો છે ?" અરુણે પૂછ્યું.

"હું ગામડામાં બહુ જ ઓછી રહી છું. પણ એ ભાવ હું કલ્પી શકું છું" શોભા બોલી.

"અરે ! અનિલદાદા ! !" અરુણે જોયું સામેની પગદંડી ઉપરથી અનિલ આવી રહ્યો છે. તે સફાળો પેલી શિલા ઉપરથી ઊભો થયો અને અનિલ ભણી ચાલતો થયો. અરુણે અનિલની ઉગી ગયેલી દાઢી જોઈ, ધૂલધૂસરિત તેમના પગ, કપડાં, મુખ અને વાળ જોયા, અને જોયું કે દાદા અત્યંત થાકી ગયા હોય એમ લાગે છે. અનિલના હાથમાંથી ઝોળી [ થેલી ] લઈ અરુણ આગળ ચાલવા લાગ્યો.

શિલા પાસે આવતાં અનિલે શોભાને ત્યાં બેઠેલી જોઈ.

"કેમ ? કેમ છે ?" અનિલે પૂછ્યું.

શોભા ધીમેથી બોલી – "ઠીક છે દાદા !"

"બિલકુલ ઠીક છે ને ?"

"હા."

શોભાને લઈ અનિલ તેના ઓરડા ભણી ચાલ્યો. શોભા અંદર આવી પોતાના ખાટલામાં બેઠી. અનિલ સ્ટૂલ ઉપર બેઠો અને અરુણ ઊભો રહ્યો.

"પાણી લાવું દાદા ?"

"હા"

પાણી આવતાં જ અનિલે હાથપગ ધોયા અને બોલ્યો.

"હું થાકી ગયો છું. વચલા ઓરડામાં જઈ ખાટલા ઉપર પડું છું. ઊંઘ આવી જાય તો જગાડશો નહિ. ખીચડી બનાવજો. થોડી ખાઈશ. પણ ઊંઘ આવી જાય તો મને ન જગાડશો."

"ભલે."

અનિલ વચલા ઓરડામાં જઈ ખાટલામાં પડ્યો.

હજુ આરતી ચાલી રહી હતી. મધુર ઘંટનાદ અને આખુંય વાતાવરણ અનિલને સ્નિગ્ધશું લાગ્યું. તેને લાગ્યું જાણે કે તે ભટકી ભટકીને પોતાના સ્વજન પાસે આવ્યો છે. મંદિરમાં થતી આરતી તેના મનને – તેના ઉદ્વિગ્ન અને થાકેલા મનને શાંતિ અર્પવા લાગી.

આ છેલ્લા ચાર પાંચ દિવસ તેણે હાડમારી અને દુઃખમાં ગાળ્યા છે; વનમાંથી ગામમાં અને ગામમાંથી વનમાં રખડપાટમાં અને ઉદ્વિગ્ન મનને શાંત કરવામાં તેણે તનતોડ મહેનત કરી છે; અને છતાંય તેના મને સંપૂર્ણ શાંતિ તો અનુભવી નથી જ. કોઈ કોઈ વાર તેનું મન શાંત થતું લાગતું; પણ થોડીજવાર પછી પાછું, વિચારોનું વંટોળિયું આવતું અને તેના મનને અશાંત બનાવી મૂકતું. અને આ દ્વંદ્વ – આ યુદ્ધ તે દૃઢતાથી સહન કરી રહ્યો હતો. પણ આ સ્થળે આવતાં, અને પગ ધોયા પછી ખાટલામાં પડતાં જ તેના મનને શાંતિ થવા લાગી અને તેને થયું ખરેખર ભટકી ભટકીને તે પોતાના

સ્વજનને ત્યાં આવ્યો છે. બધાં દુઃખો, અને મનની અશાંતિ દૂર થતી હોય એમ લાગે છે. બારીમાંથી વાતો ઠંડો પવન હૃદય અને મનને – તથા શરીરને શાંત કરે છે.

તેના મુખ ઉપર શાંતિ ફરી વળી અને તે વસવસાટ ઊંઘી ગયો.

આરતી કર્યા પછી જ્યારે રાધા પચલા ઓરડામાં આવી ત્યારે ફાનસના અજવાળામાં તેણે જોયું ખાટલામાં કોઈ પડ્યું છે. કોણ ? અનિલ – અનિલબાબુ ? અનિલબાબુ ક્યારે આવ્યા ? હર્ષથી તેનું મન પુલકિત થઈ ગયું. તે શોભાના ઓરડામાં આવી પૂછવા લાગી.

“ અનિલબાબુ ક્યારે આવ્યા ? ”

“ થોડીવાર થઈ ” અરુણ બોલ્યો.

“ ઠીક નથી ? કેમ સૂઈ ગયા છે ? ”

“ હા. જરા થાકી ગયા લાગે છે, તેથી પચલા ઓરડામાં આરામ લેતા હશે. ”

“ જમવાનું શું કરું ? ”

“ ખીચડી. ખીચડી ખાશે; પણ અનિલદાદાએ કહ્યું છે કે જો તેમને ઊંઘ આવી જાય તો કોઈ જગાડે નહિ. ”

“ વારુ ” કહી રાધા રાંધણિયામાં ચાલી ગઈ.

તેણે ફરીથી ચૂલો ચેતાવ્યો. લાકડાં મૂકી, થોડોક ધૂમાડો થતાં, ફૂંકી, ચૂલાને જાગતો કર્યો; જ્યારે લાલલાલ જ્વાળાઓ પ્રકટી રાધાના ચેહરાને ઉજ્જવળ કરવા લાગી ત્યારે રાધાએ એક તપેલીમાં ખીચડી ચઢાવી દીધી. તપેલી ચઢાવી, ચૂલા

પાસેજ, પાટલા ઉપર બેઠી રાધા ચૂલામાંથી નીકળતી જ્વાળાઓને નિરખી રહી. કેટલી સુંદર લાગે છે આ જ્વાળાઓ ! ઊંચે ઊડી તપેલીના તળિયાને આલિંગન કરે છે.

અને આજે આટલા દિવસ પછી અનિલબાબુ પાછા ફર્યા છે. જે કંઈ પણ વીત્યું હતું તે બધું રાધા ભૂલી ગઈ. તેના હૃદયમાં તો અનિલ માટે જેવો સ્નેહ હતો તેવોજ સ્નેહ પાછો તાજો થયો. તેને થયું એ સ્નેહને વ્યક્ત કરવામાં જ દુઃખ છે. ભલે તે વ્યક્ત ન થાય. પણ હૃદયના ઉંડાણમાં એ ભલે પડ્યો રહે. તે તેના બળે જ પોતાનું જીવન ટકાવી રાખશે.

તેણે ફરીથી ચૂલાની જ્વાળાઓ નિરખી; ખદબદ ખદબદ થતું પાણી, ઢાંકણાને ઉછાળવા લાગ્યું; ઢાંકણું પાણી સાથે ક્રિડા કરવા લાગ્યું અને આ બધું રાધા નિરખી રહી.

જ્યારે ખીચડી તૈયાર થઈ ગઈ. ત્યારે રાધા શોભાના ઓરડામાં આવી અને બોલી.

"ચાલો. જમવાનું તૈયાર છે."

"ચાલો. આવ્યા."

અરુણ, અનિલવાળા ઓરડામાં ગયો પણ અનિલ નિદ્રાધીન હતો. અરુણે અનિલને જગાડવાની ધૃષ્ટતા કરી નહિ અને તે શોભાને લઈ રાંધણિયામાં ગયો.

રાધાએ આસન પાથરી, બધી તૈયારી કરી નાખી હતી. શોભા અને અરુણ આવ્યા; પણ અનિલ ન આવ્યો. રાધાએ પૂછ્યું.

"કેમ ! અનિલબાબુ ?"

"ઊંઘી ગયા છે."

"તમે પણ જમવા બેસી જાઓને?" શોભાએ રાધાને ઉદ્દેશીને કહ્યું.

"ના. હું પછી જમીશ. તમે જમી લ્યો.

"તમને ડર લાગે છે કે ખાવાનું ઓછું પડશે નહિ." અરુણે પૂછ્યું.

"હા." રાધા બોલી.

"ભલે, ભલે તો. અમે જમી લઇએ છીએ. તે પછી જ જમજો."

બધા જમી ગયા પછી, રાધાએ રસોડું સાફ કર્યું અને વિચારે ચઢી કે પોતે પણ જમી લે કે પછી જમે. કંઈ પણ નિર્ણય ન આવતાં તે ગંગા કિનારે ચાલતી થઈ. આકાશમાં ચંદ્ર ખીલ્યો હતો અને ચારેકોર શીતળ ચાંદની વેરાયેલી હતી.

ક્યાંય સુધી તે ત્યાં જ બેસી રહી. સમયનું તેને ભાન થયું નહિ છેવટે તે ઊભી થઇ અને વચલા ઓરડામાં આવી. ખીચડી ટાઢી થઈ ગઈ હશે. અનિલબાબુ કંઈ પણ જમ્યા વગર સૂઈ જાય એમ કેમ ચાલે અને તે વિચારીને તે વચલા ઓરડામાં આવી.

તેણે જોયું અનિલબાબુ ખાટલા ઉપર ઊંઘે છે. મુખ ઉપર શાંતિ પથરાયેલી છે. એક ક્ષણ તે ઊભી. ઊભીને સૌમ્ય મુખ નિરખી રહી. અનિલને ઉઠાડી જમવાનું કહેવા તેને પણ યોગ્ય ન લાગ્યું. એકાએક અનિલની નિદ્રા તૂટી અને તેણે રાધાને સામે ઊભેલી જોઇ તેને થયું તે સ્વપ્ન જુએ છે કે આ સત્ય છે.

"કોણ?" તેણે પૂછ્યું.

"હું રાધા." રાધાએ દૃઢતાથી જવાબ આપ્યો.

"કેમ?"

"જમતું નથી?" રાધાએ પૂછ્યું.

"બધાએ જમી લીધું?" અનિલે પ્રશ્ન કર્યો.

"મને ભૂખ નથી. હું જમીશ નહિ" છેવટે અનિલ બોલ્યો.

રાધા મૂંગી મૂંગી રસોડામાં આવી. અને બધું ઢાંકી ત્યાંની ત્યાં જ જમીન ઉપર સૂઈ ગઈ.

# ૧૧

બીજે દિવસે સવારે જ અનિલે કહ્યું.

" બધી તૈયારી કરી લ્યો, આજે આપણે જવાનું છે."

" ક્યારે જવાનું છે." અરુણે પૂછ્યું.

" લગભગ ત્રણ થી ચાર વાગે."

" જી."

" શોભા !" અનિલ બોલ્યો.

" જી."

" તમને હવે ઠીક છે ને ?"

" હા, દાદા."

" તો આજે ચાલશું ને ? અહીં હવે કેટલા દહાડા રહેવું ?"

શોભા કશું બોલી નહિ.

" અરુણ ! હું મોટરનું નક્કી કરવા જાઉં છું. મોટર લઈને જ આવીશ."

" જમીને જશો ને દાદા. "

" ના. હું હમણાં જ ઉપડું છું. ૭ સાત માઇલ ચાલવું પડશે. પગે જવાનું છે એટલે હમણાં જ જાઉં તે યોગ્ય છે. હું આવું ત્યાં સુધીમાં બધો સામાન બાંધીને તૈયાર રાખવાનો છે. "

" ભલે. " અરુણ બોલ્યો.

હાથમાં એક મોટી લાકડી લઇ અનિલ ચાલતો થયો. પણ અરુણથી પૂછ્યા વગર રહેવાયું નહિ.

" દાદા ! તમારે ખાવાનુ ? "

" હું રસ્તામાં પતાવી લઇશ. " અનિલ બોલ્યો.

ગામમાંથી બે ત્રણ પૈસાના ચણા અને થોડોક ગોળ વેચાતો લઇ, ગજવામાં મૂકી અનિલ ચાલતો થયો.

જ્યારે રાધાને આ વાતની ખબર પડી કે અનિલબાબુ મોટર લેવા ગયા છે અને આજે જ શોભા, અરુણ અને અનિલબાબુ જવાના છે ત્યારે તે અત્યંત ખિન્ન થઇ ગઇ.

શોભા આ સમાચાર સાંભળી અત્યંત વ્યાકુળ થઇ ગઇ. જેટલો આનંદ અને સુખ તેણે અહીં અનુભવ્યો હતો તેટલો આનંદ કે તેટલું સુખ તેણે આજદિન પર્યંત ક્યાંય પણ અનુભવ્યું ન હતું. અને જ્યારે તેને ભાન થયુ કે ફરીથી તે બંધનોમાં જકડાવવા જાય છે ત્યારે તેને ઘણું જ દુ:ખ થયું, એકાએક તેના હૃદયમાં રાધા માટે લાગણી ઉત્પન્ન થઇ. રાધાએ આટલા દિવસો સુધી તેની કેટલી સેવા કરી છે? નિ:સ્વાર્થ ભાવે કરેલી એ સેવા તે કેમ ભૂલી શકશે? તેનાથી તે કેમ ભૂલાશે ?

અત્યંત વ્યાકુળ થતી તે રાધા પાસે આવી. રાધા રાંધવાના કાર્યમાં મશગૂલ હતી. શોભા બોલી:

"તમે આજ દિન સુધી–ખૂબ ખૂબ મહેનત કરી છે બેન! અને આજે..." અને તેમ કહેતાં કહેતાં શોભાની આંખમાં પાણી આવ્યાં.

"અહીંથી મને તો જવાનું જરાય ગમતું નથી." શોભા બોલી.

રાધા સહાનુભૂતિ પૂર્વક શોભા તરફ જોતી રહી.

"લાઓ હું રોટલી વણું" શોભા બોલી.

"ઓહો! રોટલી વણવી છે? એ બધું તો તમને ખૂબ કરવું પડશે બેન, સાસરે! અહીં તો થોડી લ્હેર કરી લ્યો." રાધા બોલી.

"ના ના. મેં તમને ઓછાં હેરાન કર્યાં નથી." શોભા બોલી.

"હેરાન! હા. બહુજ ને" રાધા બોલી.

થોડીવાર સુધી શોભા કશું બોલી નહિ.

"તમને ત્યાં નહિ ગમે નહિ" રાધાએ મૌન તોડયું.

શોભાએ જવાબ ન આપ્યો.

"હું જાણું છું બેન—સાસરિયામાં કેવાં દુઃખો હોય છે."

તો પણ શોભા કશું બોલી નહિ.

"પણ સાચું કહું છું—મને અહીં જરાયે નહિ ગમે. તમે ચાલ્યાં જશો, અરુણ ભાઈ જશે, અનિલબાબુ જશે. મારે કોણ છે આ જગમાં? હું તો સાવ–સાવ એકલી થઈ જઈશ. તમેય માયા લગાડી ચાલ્યાં જવાનાં" રાધા બોલી અને તેના મુખ

ઉપરથી શોભાને લાગ્યું કે ખરેખર રાધા દુ:ખી છે, તેને આ સંસારમાં પોતાનું કોઈ પણ નથી. આજ એક અઠવાડિયાથી ગોવિંદા મહારાજ પણ બહાર રખડે છે. અહિ આવ્યા નથી. અને આજે આ ઘર સૂનમૂન થઈ જશે. જે લોકોના સહવાસમાં આટલા દિવસો ગાળ્યા, જે લોકો પોતાનાં જ સ્વજનો જેવા થઈ ગયેલા, તે લોકો આજે તેને છોડીને ચાલ્યાં જશે. આ ઘર તેને ખાવા ધાશે, તેને એકલું કેમ ગમશે?

શોભાએ માનસ જગતમાં પોતાનું શ્વસુર પક્ષનું ઘર જોયું. એક અંધારી, ગંદી, ગલીમાં એક જીર્ણ શીર્ણ, વાસ મારતું, ખખડધમ અને અંધારું ઘર જોયું. ત્યાં તેને જવું પડશે; ત્યાં ઘરનું બધું કામ કરવા છતાં પણ કડવાં વેણ સાંભળવાં પડશે. અને તુરત જ તેનું મુખ મ્લાન થઈ ગયું અને હૃદય સપાટી ઉપર આવેલી આનંદની સરવાણીઓ જાણે શુષ્ક થવા લાગી.

જમતાં જમતાં પણ કોઈ કશું બોલ્યું નહિ. અરુણ સામાન બાંધવાના કાર્યમાં પ્રવૃત્ત થઈ ગયો. બપોર થતાં બધો સામાન બંધાઈ ગયો.

જ્યારે અરુણ પાણી પીવા રાંધણિયામાં ગયો ત્યારે રાધા સાદડી ઉપર પડી હતી.

"કેમ સૂતાં છો કે?" અરુણે અંદર દાખલ થતાં જ પૂછ્યું.

"હા સ્હેજ પડી છું."

પાણી પીધા પછી અરુણે કહ્યું, "યાદ કરશો કે રાધાબેન!"

"તમને શું લાગે છે?" રાધાએ પૂછ્યું.

"મને તો લાગે છે કે સાવ ભૂલી જશો."

અરુણે હસતાં હસતાં કહ્યું.

"ખરી વાત છે. હું કોઈને પણ બહુ વખત યાદ કરતી નથી. તમે જશો એટલે તમને બધાને ભૂલી જઈશ." રાધા બોલી.

"પરમેશ્વર ! તમે એવાં નિષ્ઠુર છો ?"

"હા. હું નિષ્ઠુર છું. નિષ્ઠુર થવા જ સરજાએલી છું."

અરુણ આ સાંભળી ચૂપ થઈ ગયો. તેને થયું આ શબ્દો સાચા છે કે માત્ર હસતાં હસતાં મશ્કરીમાં જ બોલાયલા છે.

અરુણ આગળ બોલી શક્યો નહિ આજે તે પણ ચૂપ થઈ ગયો. અને શોભાના ઓરડા ભણી ચાલતો થયો.

ચાર વાગતાં તો મોટરનું હોર્ન સંભળાણું અને અનિલ મોટર લઈને આવી ગયો. બધો સામાન મોટરમાં મૂકવામાં આવ્યો અને અનિલે કહ્યું.

"ચાલો શોભા."

મોટરનું હોર્ન સાંભળી રાધાનાં ગાત્રો જાણે શિથિલ થઈ ગયાં. તેને લાગવા લાગ્યું જાણે આજે તેની સામે ઘોર નિરાશા વ્યથા અને દુઃખ પૂર્નભૂત થઈને સામે આવી બેઠાં છે. એકાએક તે ધ્રુજી ઊઠી અને રાંધણિયામાંથી બહાર આવવાની હિંમત કરી શકી નહિ.

સામાન મૂકવાની ધમાલમાં નતો અરુણે જોયું કે ન શોભાએ કે રાધા આસપાસ દેખાતી નથી. મોટેરામ મહારાજ અરુણની સહાયતાથી દોડધામ મચાવતા મોટરમાં સામાન મૂકતા હતા અને મોટર ડ્રાઈવર ખીજાતો ખીજાતો બબડતો હતો.

"એ—આટલો બધો સામાન છે અને પૈસા આપવાના છે થોડા એ…" અને ક્રોધમાં ને ક્રોધમાં તેણે સામાન પછાડી પછાડીને મોટર પછવાડે બાંધવાનું શરૂ કર્યું.

"એ મ્યાં!" મોટેરામ મહારાજ ક્રોધાવેશમાં બોલ્યા, "જરા સંભાળીને મૂકને!"

"એ! મ્યાં કેને કે છ" મોટર ડ્રાઇવર માથા ઉપરથી ફૈઝકેપ ઉતારીને બોલ્યો.

"અરે…અરે…પણ ભાઈ! જ…જ…રા…હામન-દંભા-ળીને મૂકવું જુએ ના. ત…તમને ખબર નથી કિંમતી ચીજો–કાચના પ્યાલા રકાબી—ફૂટી જાય—ભલા માણસ-વા સા ન-વા." મોટેરામ મહારાજ જનોઈ ઉપર હાથ ફેરવતા બોલ્યા.

જ્યારે અનિલે શોભાને કહ્યું,

"ચાલો શોભા" ત્યારે શોભાને ભાન આવ્યું કે રાધા ત્યાં નથી. તે એકદમ રાંધણિયામાં ગઈ અને બોલી.

"બેન! જાઉં છું."

રાધાએ શોભાનો હાથ ખેંચી પોતાને ગળે લગાડી કહ્યું.

"આવજો બેન!" અને તે વધુ બોલી શકી નહિ.

શોભાની આંખોમાં પણ પાણી આવી ગયાં. ને પણ વધુ બોલી શકી નહિ.

એક ક્ષણ બંને જણ એમને એમ આલિંગન બદ્ધ ઊભાં રહ્યાં, આજ વખતે અરુણ આવ્યો અને બોલ્યો.

"વાહવાહ. શું મિલન છે?"

બંને જણ છૂટાં પડયાં.

"આવજો" અરુણે હાથ જોડી કહ્યું.

"આવજો" રાધાએ હાથ જોડી કહ્યું.

"ચાલોને મોટર સુધી" શોભા બોલી.

"ના હું નહિ આવું. મને રહેવા દ્યો. મ્હારા..." રાધા બોલી.

"ભલે, ભલે." તેમ કહી શોભા અને અરુણ બંને રાધણિયામાંથી બહાર નીકળ્યાં અને મોટરમાં આવી બેઠાં. રાધા રાંધણિયામાં જ ઊભી રહી. બારી પાસે આવી તે વડલાના ખડખડ–ખડખડ થતાં પત્તાં નિહાળી રહી. તે ધારતી હતી. અનિલબાબુ આવશે અને છેલ્લુ મિલન તો સ્નેહ ભીનું થશે જ. અનિલબાબુ આવા નિષ્ઠુર તો નથી જ કે આજે જ્યારે તે તેને અહીં સાવ એકલી મૂકીને કદાચ સદૈવને માટે તેનાથી જુદા પડે છે. તે વખતે પણ અહીં પાસે નહિ આવે અને કહેઃ "રાધા! હું જાઉં." ત્યાં ઊભી ઊભી તે અનિલની વાટ જોતી રહી. પણ અનિલ ન આવ્યો.

બધો સામાન ગોઠવાઈ ગયો અને જ્યારે શોભા અને અરુણ પાછળની સીટો ઉપર ગોઠવાઈ ગયા ત્યારે અનિલ ડ્રાઈવર પાસે આગળની સીટમાં આવીને બેઠો અને બોલ્યોઃ "ચલને દો."

મોટરનું હોર્ન વાગ્યું અને મોટર દ્રુતગતિએ રસ્તાની ધૂળ ઉડાડતી ચાલતી થઈ.

રાધા એ જ્યારે મોટર ચાલવાનો અવાજ સાંભળ્યો ત્યારે તેનું હૈયું બેસી ગયું. નિરાશાની પ્રતિમૂર્તિ શી તે ત્યાંને ત્યાં ઊભી રહી.

બારીમાં ઊભી ઊભી તે પોતાના જીવન ઉપર દષ્ટિપાત કરવા લાગી. કેવું આ જીવન છે? થોડીવાર પહેલાં જ, આ

આખું ઘર ભરેલું હતું. સ્નેહ અને પ્રેમથી ભરપૂર હતું; તે જ ઘર આજે અને હમણાં સાવ સૂનું થઈ ગયું છે.

આ રાંધણિયું છે. આ જગ્યાએ તેણે રાંધી રાંધીને શોભા અરુણ અને અનિલને ખવરાવ્યું છે. આ તે જ રાંધણિયું છે. પણ તે તેને ખાવા ધાય છે.

આ સ્થળે અનિલબાબુને તેણે સ્નેહથી જમાડેલા. તેમની આંખોમાં સમાયેલો સ્નેહ તેણે ઘણીય વાર અહીં જોયેલો. જ્યારે તે એક રોટલી પડખે મૂકી દેતા ત્યારે તે કહેતીઃ

"અનિલબાબુ! આ ખાવી જ પડશે."

અને અનિલબાબુ કહેતા, "કેમ! પેટ ફાડવું છે?"

ને કહેતી. "ભલે પેટ ફાટી જાય પણ; આ છંડાશે નહિ."

અને ત્યારે અનિલબાબુ સ્નેહ ભીની આંખો જોતા અને કહેતા. "ભલે! ખાઈ જઈશ."

અને રાધા અનિલ તરફ જોયા કરતી.

અને આજે? આજે અનિલબાબુ વિદાયને વખતે પણ મળવા પણ આવ્યા; ન આવ્યા.

એનો એવો તો શો અપરાધ થયો છે કે આવો કઠોર વ્યવહાર અને વર્તન? રાધાનું હૃદય ભરાઈ આવ્યું.

આંખો લૂછતી તે ત્યાં જ ઊભી રહી. ક્યાંય સુધી તે તેમની તેમ ત્યાં ઊભી રહી. તેનું મન વધુ અને વધુ વ્યથિત થતું ગયું તેને ચેન પડ્યુ નહિ.

સંધ્યા આવી, અને ગંગાના જળ રક્તવર્ણ બન્યાં. પક્ષીઓનો કલરવ વટવૃક્ષને મુખરિત કરવા લાગ્યો. છતાં રાધા ત્યાંથી ખસી નહિ. પાષાણવત્ ત્યાં જ ઊભી રહી.

× × ×

પેલી ગલીને નાકે આવીને મોટર ઊભી. શોભા મૂંગી થઈ ગઈ હતી. રસ્તામાં અરુણે શોભા સાથે વાતો કરવાનો પ્રયાસ કર્યો પણ શોભા વધુ બોલી નહિ. શોકની ઘેરી છાયા તેના મુખ ઉપર દેખાઈ આવતી હતી.

રસ્તામાં એક સ્થળે પાણી પીવા મોટર રોકવામાં આવી હતી. અનિલ પાણી લાવવા અંદર ગામડામાં ગયો તે વખતે અરુણે શોભાને પૂછ્યું.

" શોભા ! કેમ આમ મોઢું પડી ગયું છે ? "

" ના. " શોભા બોલી.

" એમ ખોટું બોલવાથી કામ નહિ ચાલે " અરુણે કહ્યું.

" મને ગમતું નથી – મને ત્યાં નહિ ગમે " શોભા બાળકની જેમ અરુણનો હાથ પકડતી બોલી.

" તો મ્હારી સાથે ચાલોને ? "

" ક્યાંથી અવાય ? " શોભા બોલી અને પછી મૂંગી થઈ ગઈ.

અનિલ આવ્યો પાણી પીધું અને મોટર ચાલી.

મોટર ગલીને નાકે ઊભી અને અનિલ શોભાને લઈને તેના શ્વસુરને ઘેર પહોંચ્યો. અરુણ ત્યાંજ – મોટરમાં બેઠો રહ્યો.

શોભાને જોતાં જ – તેનાં સાસુ – ફુઆજીએ રુદન શરુ કર્યું.

" નારાયણ – નારાયણ " કરતા શિરીષબાબુ લાકડીને ટેકે ઓરડામાંથી બહાર આવ્યા અને શોભાને આશીર્વાદ આપતા બોલ્યા, " આઓ બેટા આઓ. અનિલબાબુ ! ઈશ્વર તમારું કલ્યાણ કરે ! "

"શોભા! હું જાઉં છું." અનિલે, શોભા તરફ જોઇ કહ્યું.

અનિલના જતાંજ, શોભાની આંખોમાંથી ચોધાર આંસુ પડવા લાગ્યાં અને તેની આંખો સામે, પતિના, પતિની માંદગીમાં, પતિમૃત્યુના બધાય દિવસો ઊભા થયા. તેને થયું જાણે તે ફરીથી કોઇ મહાન કારાવાસમાં જકડાઈ ગઈ છે. જાણે કે તેની પાંખો કાપી નાખવામાં આવ્યા છે; તેની બધીય સ્વતંત્રતા છીનવી લેવામાં આવી છે. અને તેના માટે હવે ક્યાંય સ્થાન નથી.

નાકના નસકોરામાં છીંકણીનો સડાકો લેતા ફુઆજી શોભા પાસે આવ્યાં અને બોલ્યાં.

" લ્યો વહુ! બહુ રોયાં. નાહી લ્યો અને જમી લ્યો."

સવારની ટાઢી રોટલી અને ટાઢી દાળ પીરસવામાં આવી, પણ શોભાને ખાવાનું ભાવ્યું નહિ.

જ્યારે રાત્રિ પડી, જ્યારે શિરીષબાબુ, નારાયણ નારાયણનો જપ જપતા જપતા ઊંઘી ગયા, જ્યારે સાસુજી પડખે જ પથારીમાં નસકોરાં બોલાવવા લાગ્યાં, ત્યારે શોભાને એક અકથ્ય અકળામણે આવીને ઘેરી લીધી.

તેને તે રાત યાદ આવી જ્યારે તે આજ ઘરમાંથી, ત્રાસી, દુઃખી થઈ, પાગલની જેમ ભાગી ગઈ હતી. આજે તે પાછી તેજ ઘરમાં આવી લાગી છે. તમરાં – તમ – તમ – તમ અવાજ કરે છે. મચ્છરોનું રુદન ચારેકોર સંભળાય છે; માકડ અને ચાંચડનું સામ્રાજ્ય પણ ચારે કોર વ્યાપેલું છે; અને તેના શરીર ઉપર તેઓનું આક્રમણ ચાલુ છે. ગલીમાંથી

ગંદકીની બદબો સામેની બારીમાંથી થઈને ઓરડામાં પ્રસરી રહી છે; અને ઘરમાં બધાં ઘોરે છે, એક માત્ર તેને ઊંઘ નથી આવતી. પથારીમાં બેઠી તે માંકડને વીણી વાણીને બારીમાંથી ફેંકે છે અને પાછી પથારીમાં આવીને પડે છે, પણ તેને ઊંઘ આવતી નથી.

તે અંધારી રાત ફરીથી તેની આંખો સામે આવે છે જ્યારે તે અહીંથી ભાગી ગયેલી, અને દોડતી દોડતી – વૃક્ષથી અફળાઈ જીવનથી કંટાળી તેણે પોતાની જાતને ગંગાની ધારામાં નાખી દીધી હતી. શા માટે ઈશ્વરે તેને જીવાડી. તે મરી ગઈ હોત તો ? તો ફરીથી અહીં આવવું તો ન પડત ?

પછી તેને પોતાની માતા યાદ આવી, પોતાનું બાલ્ય જીવન યાદ આવ્યું; અનિલબાબુનો સ્નેહ યાદ આવ્યો અને રાધા યાદ આવી – ગંગાના જલ તરંગો, પેલો સુંદર વડલો અને શિલા ઉપર બેસી વાતો કરતો અરુણ યાદ આવ્યો. તેને થયું તે ત્યાં જ રહી હોત તો ? અરુણની નિકટતામાં તેને કેટલું ગમે છે ? તે અરુણ સાથે ચાલી ગઈ હોત તો ?

અને શોભા પથારીમાંથી ઊભી થઈ. તેને ક્યાંય ચેન પડયું નહિ ઊભી થઈ; દાદરો ચઢી તે ઉપર આવી.

આ તે જ ઓરડો છે, જેમાં પલંગ ઉપર, તે પતિદેવ સાથે સૂતી પણ એ જીવનમાં તેને કયાંય, રસ, સ્નેહ કે પ્રેમ જણાયો નહિ અને છતાંય તે વિધવા છે; પરપુરુષ સાથે તેને બોલવાનો અધિકાર નથી.

તે અગાસીમાં આવી. આકાશમાં ચંદ્ર વાદળાં સાથે સંતાકુકડી રમતો હતો.

અને શોભા ત્યાંજ બેસી ગઈ; બંને હાથોમાં મોઢું ઢાંકી તે બાળકની જેમ રડવા લાગી.

× × ×

અનિલ અને અરુણ ઘેર પહોંચ્યા. તાળું ખોલી, અનિલે પોતાનો ઓરડો સાફ કર્યો. કરુણાની માતાની તબિયત સારી હતી, તેથી કરુણા પ્રોફેસર માથુરને ત્યાં ગઈ હતી. બધું સાફસૂફ કર્યા બાદ અનિલે કહ્યું,

" અરુણ ! બજારમાંથી પૂરી અને શાક લઈ આવ. "

અરુણ બજારમાંથી ખાવાનું લઈ આવ્યો અને બંને જણ ખાતા હતા ત્યાં અરુણે પૂછયું.

" દાદા ! શોભાને આપણે ઘેર ન લઈ જઈ શકાય ? "

" હમણાં નહિ અરુણ. આવતી રજામાં લઈ જજે. "

" તમારી એવી ઇચ્છા છે. ? "

" હા. આ તાજો ઘા છે. શિરીષબાબુ શોભાને જોઈને જ જીવી શકશે, નહિ તો નહિ. તેથી શોભા હમણાં આપણે ઘેર આવે તે યોગ્ય નથી. "

" તો હું હવે બનારસ જાઉં ? "

" ભલે. જાઓ. "

થોડી વાર પછી, અનિલ બોલ્યો.

" અરુણ ! અહીં બે પથારી કરી નાખજે. હું જરા કામે બહાર જાઉં છું. "

" ભલે દાદા. "

અનિલના ગયા પછી અરુણ આરામ ખુરશી ઉપર પડયો અને વિચાર તરંગોમાં ઝોલાં ખાવા લાગ્યો.

તેને રાધા યાદ આવી. રાધાની રસોઈ યાદ આવી. થોડા કલાક પહેલાં જ તે રાધા પાસે હતો. રાધા કેટલી ભોળી અને નિષ્કપટ લાગતી હતી?

અને શોભા? શોભા માટે તેના હૃદયમાં કેવી કેવી લાગણીઓ થાય છે? શોભા પણ તેને ચાહે છે. શું શોભા સાથે તે ન રહી શકે? તે શોભાને ચાહે છે; શોભાના હૃદયમાં પણ તેના માટે સહાનુભૂતિ છે, અને છતાંએ તે તેની સાથે શા માટે ન રહી શકે?

અને હૃદયમાં લાગણી હોવા છતાં, અન્ય બંધનો કેવાં નડે છે? તે શોભાને સાસરે પણ ન જઈ શક્યો. અને કાલે તો અહીંથી બનારસ ચાલ્યો જશે.

અને આ વિચાર તરંગોમાં તણાતો અરુણ આરામ ખુરશી ઉપર જ ઊંઘી ગયો. જ્યારે અનિલ આવ્યો ત્યારે તેણે જોયું કે અરુણ ઊંઘે છે. તેણે પથારી પાથરી; અને અરુણને જગાડ્યો.

"અરુણ! ઊંઘી જા. કાલે સવારે જ આપણે જશું. હું પણ આવું છું. મારું કામ પતી ગયું છે."

અરુણ અરધુ સમજ્યો અરધુ ન સમજ્યો અને પથારીમાં જઈને ઊંઘી ગયો.

અનિલ સામાન બાંધવામાં રોકાણો.

હા. તે હવે અહીં રહી શકશે નહિ. બંગાળમાં જશે. કલકત્તા યુનિવર્સિટીમાં – ત્યાં કોઈ કોલેજમાં અભ્યાસ કરશે.

તેને કરુણાની યાદ આવી. કરુણાની સ્નેહાળ મૂર્તિ તેની આંખો સામે નૃત્ય કરવા લાગી પણ – એકાએક તેણે વિચારોને દૂર ફેંકી કાઢ્યા અને પથારીમાં જઈને પડ્યો.

× × ×

જેમ જેમ ચંદ્ર આકાશમાં સફર કરતો હતો; જેમ જેમ ચાંદની અખિલ વિશ્વ ઉપર પોતાનું અમૃત રેડતી હતી, જેમ જેમ ગંગાનાં શુભ્ર જળો ચાંદીની જેમ ચમકતાં પોતાના વક્ષઃસ્થલમાં ચંદ્રને છુપાવવા પ્રયત્ન કરતાં હતાં; જેમ જેમ પવનના વેગે વડવૃક્ષનાં પાંદડાં હલતાં હતાં; તેમ તેમ પેલી શિલા ઉપર બેઠેલી રાધાનું હૃદય એક ન અનુભવેલી વિરહ જ્વાલામાં બળતું હતું. કેમે કરીને તેને શાતા વળતી ન હતી. સંધ્યા સુધી રાધા રાંધણિયાની બારીમાં ઊભી રહી. ગોવિંદા મહારાજ સાત આઠ દિવસથી ગામડે ગયા છે; ઘરમાં કોઈ ખાવાવાળું નથી, તેથી રાધાએ ચૂલો ચેતાવ્યો જ નહિ. તેના હૃદયની પીડા વેગવતી થતી ગઈ, તેનું જીવન તેને શૂન્ય લાગ્યું. આ આખા બ્રહ્માંડમાં તેનું કોઈ નથી; ના કોઈજ નથી. જેને તે પોતાનું સર્વસ્વ આપવા તૈયાર થઈ હતી, જેના માટે તેના હૃદયમાં અપાર સ્નેહનો સમુદ્ર લહેરાતો હતો, તે તો સદૈવને માટે તેના સ્નેહને ઠોકર મારી ચાલ્યો ગયો હતો. અને તે ત્યાંથી નીકળી, ગંગાની ધારાને ભેદતી પેલી શિલા ઉપર આવી, જે શિલા ચિરકાળ સુધી એક ભગ્ન હૃદયની વાર્તા–કહાણી કહેવા માટે ત્યાં બની રહેવાની છે. આજ તે શિલા છે, જેના ઉપર પેલી રાતના, અનિલબાબુનો કરસ્પર્શ તેણે અનુભવ્યો હતો. આજ તે શિલા છે જેના ઉપર બેસી અનિલે તેને પોતાની છાતી સરસી ચાંપી હતી; આજ તે શિલા છે જ્યાં અનિલે તેને પોતાની ભુજામાં લઈ તેના અધરોને ચુંબન અર્પ્યું હતું. અને એ બધું ક્યાં ? એ સુખ ક્યાં ? એ સ્નેહ ક્યાં ? એ પ્રેમ ક્યાં ? ક્યાં ગઈ તે લાગણી ? શુ અનિલબાબુના હૃદયમાં તેના માટે સ્થાન ન હતું ? જો સ્થાન ન હતું, તો આ બધું શામાટે ? શામાટે તેમણે આ અભિનય કર્યો હતો. ?

અને જેમ જેમ રાધા વિચારતી ગઈ તેમ તેમ તેનું આખું

શરીર, હૃદય અને મન ભભૂકતી જ્વાળાઓથી ભરખાવવા લાગ્યું. શામાટે છે આ વેદના અને અંતર્જલન ?

રાધાએ શાંતિ અનુભવા માટે ગંગાના જળમાં પોતાના બંને પગ નાખ્યા. પણ એ નીર તેને ઉકળેલા પાણીની જેમ બાળતાં હોય એમ તેને લાગ્યું. તેણે ચંદ્ર તરફ દૃષ્ટિપાત કર્યો. આખાય જગતને પોતાનાં કિરણોથી નહવરાવતો, ચેતન અને અમૃત રેડતો ચંદ્ર પણ તેને બાળતો હોય તેમ તેને લાગ્યું.

એક મહાન, અને ગંભીર પ્રસંગ બનવાનો હોય એમ રાધાને લાગ્યું. તે પોતે સમજી શકી નહિ કે આ વેદનાનો આ જલનનો અંત ક્યાં અને કેમ આવશે ?

વારંવાર અનિલ તેની આંખો સામે આવવા લાગ્યો: વારંવાર અનિલનું સુંદર મુખ; તેના ઓષ્ઠો, તેના મુખ ઉપર ઉડતા તેના સુંદર વાળ તેને યાદ આવવા લાગ્યા અને રાધાને થયું આ જીવન હવે તેના માટે સ્મશાનસમ છે. આ જીવનમાં હવે તેને ક્યાંય શાંતિ નથી.

તેને ધાબાની રાધા યાદ આવી. પેલા શહેરની ગંદી ગલીને નાકે આવેલી તેની દુકાન તેને યાદ આવી. તેમાં જમતાં અને તેની મશ્કરી કરતા પેલા વિદ્યાર્થીઓ તેને યાદ આવ્યા અને રાધાને થયું તે હવે આ સ્થળે રહી શકશે નહિ. અને તે એકાએક ઊભી થઈ અને રાંધણિયામાં આવી.

ગોવિંદા મહારાજ—તેમની ઝૂકી ગયેલી કાયા, તેમનો સ્નેહ તેને દુઃખ દેવા લાગ્યો. પણ તેને થયું, તે આ સ્થળે રહેવા માટે યોગ્ય નથી. હવે તે આ સ્થળે રહી શકશે નહિ.

તેનું શું છે અહીં ? કશું જ નથી. જેમ તે અહીં આવી

હતી તેમ અહીંથી ચાલી જાય તે જ તેના માટે યોગ્ય છે; અને રાધાએ એક નાનીશી પોટલીમાં પોતાના કપડાં બાંધ્યાં.

મધ્ય રાત્રિ વીતી ચૂકી હતી. આખું ગામ મસ્ત ચાંદનીમાં ઘોર નિદ્રામાં સૂતેલું હતું, દૂરથી શિયાળોનું રુદન સંભળાતું હતું.

...ધાએ માથા ઉપર પોટલું મૂક્યું અને શિવ મંદિર ભણી ચાલી ઊઠી.

તેને થયું આ શિવ મંદિરમાં તેણે ખૂબ ખૂબ પ્રાર્થના કરી છે. શું વિશ્વેશ્વરે તેની એકે પ્રાર્થના ધ્યાન ઉપર ન લીધી ?

પોતાનું પોટલું મંદિરને પગથિયે મૂકી રાધા મંદિરમાં ગઈ. જમીન ઉપર પોતાનું માથું ટેકી તે રડતી રડતી બોલવા લાગી:

" શંભો ! મેં અનેક પાપો કર્યા હશે તેથી મને આ બધું સહેવું પડે છે. કહે છે કે તારી પ્રાર્થના મનુષ્યને શાંતિ અર્પે છે. પ્રભો ! હું તારી પાસે કશું જ માગતી નથી. મને સહન કરવાની શક્તિ આપ. બસ એજ હું માગું છું. "

અને રાધાનાં અશ્રુએ મહાદેવના મંદિરની જમીન ભીની કરી.

પછી રાધા ત્યાંથી ઊઠી, માથા ઉપર પોટલી મૂકી, અને કરુણાની પ્રતિમૂર્તિશી તે ત્યાંથી–ચાલી નીકળી.

ચંદ્ર આકાશમાં વાદળાં સાથે સંતાકુકડી રમતો હતો; ગંગાનાનીર ઉછળતાં કૂદતાં વહેતાં હતાં; મંદ મંદ સમીરમસ્ત બની હસતો હસતો વહતો હતો; અને ગામની પાદરે શિયાળો અને અન્ય જંગલી પશુઓ મરેલા અને મારેલાં ઢોરોના માંસથી મિજબાની કરતાં હતાં.

અને રાધા તે રસ્તા ઉપર ચાલી જતી હતી---ચાલી જતી હતી.

ક્યાં જતી હતી ?

કોણ જાણે ?

શા માટે જતી હતી ?

હૃદય જાણે.

ઉષાનું આગમન થયું; સામેના ગામના કૂકડાં કુકડે કૂ-કુકડે કૂ કરવા લાગ્યાં તો પણ રાધા ચાલતી જ રહી-તેણે થોભવાનું નામ લીધું નહિ.

# ૧૨

**ચાલીસથી** પચાસ કાચાં માટીનાં ઘર, ઘરોના આંગણામાં ઊભેલાં, લીમડાનાં ઝાડ, થોડે થોડે અંતરે આવેલી જળથી ભરપૂર તળાવડીઓ – પુકુર* – એ પાણીથી ભરેલ પુકુરોની આસપાસ ઊગેલાં સઘન વૃક્ષો, ચોખાનાં ખેતરો – આવા એક બંગાળના સુંદર ગામડામાં આવી અનિલે નિવાસ કર્યો. કલકત્તાથી દસ માઇલ દૂર, આ નાનુ શું ગામડું, સ્ટેશન પાસે જ આવેલું હતું. અનિલ લોકલ ટ્રેઇનમાં બેસી કલકત્તા જતો અને કૉલેજનું કામ ખતમ થતાં પાછો ગામડે આવી જતો.

ભારતના ગ્રામમાં જ ભારતનું ખરું દર્શન થાય છે, તેમ અનિલને લાગ્યું. એ નિર્ધન ખેડુતો વચ્ચે રહીને, તેમના જીવન જેવું જીવન ગાળતાં શીખવું જોઈએ એમ અનિલને લાગ્યું અને તેથી તેણે આ નાનું શું ગામડું જ પોતાના નિવાસ સ્થાન માટે પસંદ કર્યું.

---

* પુકુર : તલાવડી.

મોહિમ મુકરજીનું એ માળવાળું, કાચું ઘર આ નાના શા પુકુર પાસે જ આવેલું છે. ઉપરના એ ઓરડામાં અનિલ રહે છે. છાણથી લીપેલી જમીન ઉપર એક શેતરંજી પાથરેલી હતી. શેતરંજી પાસે એક નાનું ડેસ્ક છે; અને તેની અંદર અનિલે પોતાના અભ્યાસની ચોપડીઓ ગોઠવી છે. બીજો ઓરડો રસોઈ કરવા માટે વાપરવામાં આવે છે. એક નાનાશો ચૂલો, ચોકડી, ઉપર એક અલમારી અને તેમાં મૂકેલા થોડા ડાબલા, બે થાળી, બે વાટકા, બે તપેલી, સાણસી, તવેતો, ચકલો, તવો – બસ એ સિવાય બીજું કશું ત્યાં જોવામાં આવતું નથી. આજે રજા છે. ચૂલા ઉપર ભાત ચઢાવી અનિલ આગલા ઓરડામાં શેતરંજી ઉપર આવી ડેસ્ક ખોલી વાંચવામાં મશગૂલ થઈ ગયો.

સામે આવેલ તળાવડીમાં સુંદર કમળો ખીલ્યાં હતાં. લાલ લાલ કમળો ઉપર ભ્રમરો ગુંજારવ કરી રહ્યા હતા. વૃક્ષોની સ્નિગ્ધશીતલ છાયા, એ જળ અને કમળ વનને વધુ સુંદરતા અર્પતી હતી. સામેના ઘરમાંથી એક કુમારિકા માથે ઘડો અને નહાવાનાં કપડાં લઈ તળાવડીએ આવી. કિનારા ઉપર ઘડો મૂકી તેણે વાળ ખોલ્યા અને પાણીની અંદર આવીને ઊભી રહી. સૂર્યને અર્ધ્ય આપતી આપતી તે બાળા નહાવા લાગી. નહાતાં નહાતાં એક ભજન યાદ આવતાં, તે મંદ સ્વરે ગાવા લાગી.

અનિલનુ ધ્યાન પુસ્તકમાંથી તે ભજન તરફ જવા લાગ્યું. કોણ ગાતું હશે આવા મીઠા સ્વરે ? માથું ઊંચકી બારીમાંથી તેણે જોયું – કોઈ કુમારિકા નહાતી નહાતી ગાય છે; હજુ તેને યુવતી ન કહી શકાય. તેના લાંબા વાળ કંધપ્રદેશ ઉપર લટકેલા છે, તેનાં સ્હેજ ઊભરાયેલા સ્તનો ભીની

સાડીમાંથી ડોકિયાં કરે છે; અને તેનું આખું શરીર અત્યંત આકર્ષક અને મોહક લાગે છે.

એક ક્ષણ અનિલ આ દૃશ્ય જોઈ રહ્યો. બીજી જ ક્ષણે અનિલે પોતાની બારી ભડ કરતીક બંધ કરી દીધી અને ચોપડી ખોલી વાંચવામાં તન્મય થઈ ગયો.

બારીનો અવાજ થતાં જ પેલી બાળા ચમકી: એકાએક તેણે જોયું સામેની ખુલ્લી બારી બંધ કરી દેવામાં આવી છે. તે ડરી ગઈ હોય તેમ, એકદમ પાણીમાંથી બહાર આવી અને કપડાં પહેરી, પાણીનો ઘડો ભરી પોતાના ઘર તરફ ચાલતી થઈ.

અનિલ પોતાનું મન પુસ્તકમાં ચોંટાડવા પ્રયત્ન કરવા લાગ્યો પણ મન કેમે કરીને ચોંટયું નહિ.

આજ છ માસથી તે પોતાના બધાય સંબંધોનો વિચ્છેદ કરી આ એકાકી, શૂન્ય, સ્થળે આવીને રહેવા લાગ્યો છે. અહીં તેનું પોતાનું કોઈ નથી અને એ જ વસ્તુ અનિલને ગમે છે. ગતજીવન ગત વસ્તુઓને ભૂલી જવા તે મથે છે. રોજ સવારમાં પાંચ વાગે તે ઊઠે છે. ઊઠી, લંગોટ ચઢાવી, સામે ટાંગવામાં આવેલી હનુમાનની છબી સામે, તે દંડ અને બેઠક લગાવે છે. એક કલાક સુધી આ કાર્યક્રમ ચાલે છે. ત્યાર બાદ તે ગામ બહાર ખેતરોમાં ફરવા ચાલ્યો જાય છે. અર્ધો કલાક ફરી, સામેની તળાવડીમાં સ્નાન કરી, ઘરમાં આવી, પદ્માસન વાળી, ૐકારનો જપ કરે છે. એ પતાવી, રાંધણિયામાં આવી, ચૂલો સળગાવી તે દાળ ચઢાવી દે છે. દાળ થતી હોય તેટલામાં

તે પુસ્તક લઈ વાંચે છે અને દાળભાત તૈયાર થતાં તે ભોજન કરી, દસ વાગતાં વાગતાં લોકલમાં બેસી કલકત્તા ઉપડી જાય છે. ત્રણ વાગે કૉલેજ બંધ થતાં લાયબ્રેરીમાં જાય છે: એ પાંચ વાગતાં, ત્યાંથી દસ માઇલની કૂચ તે પગે જ કરે છે. રાતના આઠ વાગે ઘેર આવી, દૂધ પી તે વાંચવામાં મશગૂલ થઈ જાય છે. રાતના બાર બાર વાગ્યા સુધી તે વાંચ્યા કરે છે, અને પછી શેતરંજી ઉપર જ સૂઈ જાય છે.

આ સખત જીવનમાં પણ તેને મઝા આવે છે. તેને લાગે છે કે ખરેખર તેણે પોતાની ઇંદ્રિયો અને મન ઉપર અજબ સંયમ અને વિજય પ્રાપ્ત કર્યો છે; અને તેથી તે આનંદમાં આવી જઈ પોતાનો કાર્યક્રમ આગળ ધપાવ્યે જાય છે.

પણ આજે એકાએક આ દશ્યે અનિલનાં શાંતિ જળ ડહોળી નાખ્યાં. તેનું મન ફરીથી ક્ષુબ્ધ બન્યું.

તે બારીમાંથી ઊઠ્યો અને સામેના ખુલ્લી બારી પાસે આવ્યો. આંગણામાં ઊભેલું લીમડાનું ઝાડ મંદ પવને ડોલતું અને તેનાં પાકેલાં પાન, ખરખર, ખરખર કરતાં આંગણામાં અને થડની આસપાસ બનાવવામાં આવેલ ચબૂતરા ઉપર પડતાં હતાં. અનિલ એ બારીમાં આવી વિચારે ચઢ્યો.

આજે છ, છ માસથી તે પોતાના મનને દમન કરી રહ્યો હતો. શું દમન એ જ એક માત્ર આ રોગ માટે ઇલાજ છે ? આજ સુધી જે રીતે તેણે પોતાની લાગણીઓને કચડી છે – શું તે યોગ્ય છે ?

અને વિચાર તરંગો એ તેને પોતાના ભૂત જીવન તરફ ધકેલવા માંડ્યું. તેને રાધા યાદ આવી. જ્યારે તે ભણતો

હતો, ત્યારે રાધાએ તેના મનમાં અમુક ભાવો અને લાગણીઓ પેદા કરેલી. તે રાધા સાથે હસતો અને બોલતો. એ મશ્કરીઓમાં તેણે કંઈ પણ અછાજતું લાગેલું નહિ.

ત્યાર પછી તેના જીવનમાં કરુણા આવી. અપાર સ્નેહ અને લાગણીઓ — હૃદયના ઊંડાણમાં રાખતી, પણ તેને બહાર પ્રદર્શિત કરવામાં ન માનતી કરુણા આવી. અને એ કરુણાએ તેનું જીવન પ્રફુલ્લિત બનાવી દીધું. તેના સાંનિધ્યમાં, તેની પાસે, તેને તેમ કોઈ દિવસ ન થયું કે તે કોઈ સ્ત્રી સાથે રહે છે. એક મિત્ર તરીકે; સાહચર્ય અનુભવતો તે કરુણા સાથે વર્ષો સુધી રહ્યો. તેના મનમાં કોઈ દિવસ કોઈ પણ જાતની ઊણપ આવી નહિ. તેને પેલી રાત્રિ યાદ આવી જ્યારે શોભાના પતિનું અવસાન થયેલું, બિન્ન મને તે ખાટલામાં આવીને પડેલો, અને કરુણાએ રાત આખી, તેને ખાટલે બેસી, તેનું માથું દબાવેલું તે વખતે પણ તેને એ બહુ સહજ લાગેલું.

અને ત્યાર પછી તેને ગંગાતટે, શિલા ઉપર ગાળેલી રાત્રિ યાદ આવી. રાતને વખતે શોભાના ઓરડામાં સૂતી વખતે, રાધાને જોઈ, વિકાર અને લાલસાની જે ભાવનાઓ જાગેલી તે યાદ આવી; અને છેવટે ગંગાતટે, શિલા ઉપર રાધાને જોઈ, એક અનુપમ પ્રકારના ભાવમાં તણાઈ રાધાને હૃદય સાથે ચાંપી. તેના ઓઠોનું કરેલું ચુંબન યાદ આવ્યું.

અને પછી તેને યાદ આવ્યું તેના મનમાં થયેલું પરિવર્તન — તેના મનમાં જાગેલો ક્રોધ, અને ગ્લાનિની લાગણીઓ.

અને અનિલ વિચારવા લાગ્યો આ વિરુદ્ધ લાગણીઓ વચ્ચે ચાલતા યુદ્ધે તેના મનને અસ્ત કરી મૂક્યું હતું. તેના મનમાં રાધા માટે સ્નેહને બદલે તિરસ્કારની લાગણીઓ જન્મી

હતી. એમાં વાંક કોનો હતો? શો રાધાનો જ વાંક હતો? તેનો કંઇ પણ દોષ ન હતો? અને એમ હોય તો પછી રાધા તરફ બતાવેલા તિરસ્કારમાં ક્યાં સુધી સંગતિ હતી? શું તેણે રાધાને અન્યાય ન કર્યો?

અને જ્યારે જ્યારે તેના મનમાં રાધા માટે સહાનુભૂતિ જન્મી હતી, ત્યારે ત્યારે તેના મનમાં છૂપાયેલા રાક્ષસે તે લાગણીને હડસેલીને કાઢી મૂકી હતી. શા માટે તેણે રાધા માટે તમામ લાગણીઓ હડસેલીને કાઢી મૂકી હતી? જે અનિલે કોઇનું પણ મન દૂભવ્યું ન હતું, જે અનિલ કોઇના પણ મનને દુભાવવામાં માનતો ન હતો તેજ અનિલે રાધાનું – મન દૂભવ્યું હતું. તેને આ વ્યવહારથી કેટલું દુઃખ થયું હશે? તેના ઉપર શું શું વીત્યું હશે? અનિલ વિચારવા લાગ્યો. અને તેનાં નેત્રો સામે. ગંગા, ગંગાનો તટ, અને રાધા નાચવા લાગ્યાં. તેને યાદ આવ્યું છેલ્લે દિવસે જ્યારે મોટરમાં બધો સામાન મૂકાઇ ગયો હતો, અને અરુણ અને શોભા, રાધાને મળી મોટરમાં બેસી ગયાં હતાં ત્યારે પણ તેણે રાધાને મળવાનું ઉચિત સમજ્યું ન હતું. તે વખતે રાધાને કેટલું દુઃખ થયું હશે?

અને તેના મને દુઃખી, વ્યથિત, ચીંથરે હાલ રાધા કલ્પી અને તે પોતાની જાતને ધિક્કારવા લાગ્યો. કદાચ તેનું હૃદય અપાર વેદના અને દુઃખથી બેસી ગયું હશે. સાવ એકલી, તે સૂનમૂન મકાનમાં કેમ રહી શકી હશે?

અને ત્યાર પછી અનિલ સામે કરુણાની મૂર્તિ તરી આવી. કરુણાએ તેને અને રાધાને પેલી રાત્રે જોયાં; છતાં

કરુણા એક શબ્દ પણ બોલી ન હતી. ચૂપચાપ તે ત્યાંથી ચાલી ગઈ હતી. બીજે દિવસે સવારે અનિલ કરુણાને પોતાનું મોઢું બતાવી શક્યો ન હતો. તે ધારતો હતો કે કરુણાની દૃષ્ટિમાં તે અત્યંત નીચ અને ચારિત્ર્યહીન લેખાઈ ગયો છે. હવે તે કરુણાને પોતાનું મુખ કેવી રીતે બતાવી શકે? અને તેથી તે મનમાં તો ઇચ્છતો જ હતો કે કરુણા ન મળે તો જ સારું અને દૈવયોગે જ કરુણાની માતાની માંદગીનો તાર આવ્યો અને તેને ત્યાંથી જવું પડ્યું.

ત્યાર પછી પણ તે શાંતિથી રહી શક્યો નહિ. જાણે કે કેમ રાધા જ આ બધા માટે અપરાધી હોય તેમ અનિલ રાધા તરફ તિરસ્કાર સેવવા લાગ્યો હતો. તેના મનની ગ્લાનિએ ઉગ્ર સ્વરૂપ પકડ્યું અને તે ચાર પાંચ દિવસ માટે પ્રાયશ્ચિત્ત કરતો હોય તેમ ત્યાંથી ચાલી નીકળ્યો હતો; વનમાં જઈ તેણે પોતાના મનને શાંત કરવા પ્રયત્ન કર્યો હતો.

આ દેહ અને મન દમને તેને સ્વસ્થતા અરપી હતી ખરી પણ તે ખરી શાંતિ હતી કે કેમ તે અનિલ વિચારવા લાગ્યો. તે કંઈ પણ નિર્ણય કરી શક્યો નહિ.

આ યમ અને નિયમ સાથે સાથે, મનની સ્વસ્થતા અને શાંતિ સાથે, શું તે રાધાને, કરુણાને ચાહી ન શકે? શા માટે પેલી રાતની ભૂલ આ સ્નેહમાં અંતરાય રૂપ નીવડે? શા માટે તેણે કરુણાથી ડરવું જોઈએ? શું મનુષ્ય ભૂલ નથી કરતો? જીવનમાં અનેક ભૂલો થાય છે. જો અન્ય ભૂલો ક્ષમ્ય હોય તો આ ભૂલ શા માટે ક્ષમ્ય ન હોય? એ ભૂલને જ આટલું મ્હોટું સ્વરૂપ આપી શા માટે મારે મુઝાવું જોઈએ?

અને પછી અનિલને થયું એ ભૂલ કહેવાય.?

લીમડાનાં પત્તાં ખરખર ખરખર કરતાં હલી રહ્યાં હતાં. એક ડાળ ઉપર બાંધવામાં આવેલ કૂંડામાં ચકલાં પાણી પીતાં હતાં. બંને પક્ષીઓ જલક્રીડા કરતાં એક બીજીની ચંચુમાં પાણી આપતાં હતાં.

અનિલને થયું આ સ્નેહ–અને પ્રેમની ભાવનાને શા માટે ઉચ્ચ સ્વરૂપ આપવું ન જોઈએ ? શામાટે તે કરુણા રાધા અને આજે જોયેલી બાળાને એક સાથે જ સ્નેહ ન કરી શકે ?

બપોર થવા આવ્યું; છતાં તેને ભૂખ લાગી નહિ. તેના અંગ પ્રત્યંગમાં પીડા થવા લાગી.

એકાએક તેના શરીરે ધ્રુજારી અનુભવી. તે શેતરંજી ઉપર આવીને પડ્યો. તેને લાગ્યું તેને તાવ આવશે. તેના શરીરે ફરીથી કંપ અનુભવ્યો. ગોદડું લાવી અનિલ ઓઢી સૂઈ ગયો.

સંધ્યા થતાં થતાં તેના માથામાં સખત પીડા થવા લાગી આખું શરીર દુઃખવા લાગ્યું અને તેનું શરીર તવાની જેમ તપવા લાગ્યું.

તેની સામે ફરીથી રાધા આવી, શોભા આવી, કરુણા આવી, અને આજે જોયેલી પેલી સ્નાન કરતી સુંદર બાળા આવી; અને અનિલ ઊંઘવાનો પ્રયત્ન કરતો, પથારીમાં–શેતરંજી ઉપર પડખાં બદલવા લાગ્યો.

# ૧૩

સામેના ગામની પાદરે આવી, જ્યારે રાધાએ કૂકડાંની બાંગ સાંભળી ત્યારે તેને ભાન થયું કે સવાર થવા આવી છે, તે અત્યંત થાકી ગઈ હતી. પાસે જ એક વાડી હતી. રાધા વાડીમાં ઘૂસી અને એક જાંબુના ઝાડ તળે, પોતાનું પોટલું માથા નીચે મૂકીને ઊંઘીજવાનો પ્રયત્ન કરવા લાગી. રાત આખી તે ચાલી છે; ક્યાંય થોભી નથી. પગ કળે છે; અને પગમાં અનેક જગ્યાએ કાંટા વાગીને તૂટી ગયા છે.

ગોવિંદા મહારાજ આવશે અને તેને ગોતશે. તેમને કહ્યા વગર આવી તે ખોટું કર્યું પણ ના; જેવી તે આવી તેવી પાછી જાય છે; અને તેણે પોતાના મનમાંથી ગોવિંદા મહારાજના પણ વિચાર કાઢી નાખ્યા. ત્યાર પછી તેની આંખો ઘેરાવા લાગી; અને તેને ઉંઘ આવી ગઈ.

સવારના પાંચેક વાગે સામેની ઝૂંપડીમાંથી માળી જાગ્યો અને બળદોને કોસ હાંકવા લઈ આવ્યો.

કોસ હાંકતાં હાંકતાં સવારના અજવાળામાં તેણે જોયું કોઈ સ્ત્રી સામેના જાંબુના ઝાડ તળે છે, જેમ જેમ પ્રકાશ ફેલાતો હતો અને અજવાળું વધતું હતું તેમ તેમ આ જુવાન માળીના મુખ ઉપર વ્યગ્રતા વધતી જતી હતી. કોસ હાંકતો હાંકતો જ્યારે તે કૂવા પાસે આવતો ત્યારે એક ક્ષણ આ વૃક્ષ નીચે સૂતેલી સ્ત્રીને જોઈ લેતો; પછી કોસનું દોરડું જોરથી હચમચાવી જ્યારે કોસ ભરાઈ જાય કે તુરત જ બળદને હાંકતો દોરડાની પાટલી ઉપર બેસી જતો. ચૂં-ચૂં-ચર્ર કરતો કોસ ચાલતો પાણી-ખળ-ળ-ખળ-ળ કરતું પડતું.

આ કોણ આવીને પડી છે; માળી વિચારતો હતો. બૈઅર હમણાં જાગશે તો બાર વાગશે મ્હારા અને તેના. લાવ રાંડને ઉઠાડીને ભગાડી દઉં. દઢ નિશ્ચય કરી માળી રાધા પાસે આવ્યો. જોયું એક સુંદર યુવતી ધસઘસાટ ઊંઘી ગઈ છે. જગાડું ? જગાડી ને કહું માડી અહીંથી પધારો. પણ તેનું હૃદય રાધાને જગાડવા સમર્થ ન નીવડયું. તેને થયું બિચારી થાકેલી પાકેલી સૂતી હશે. કોને ખબર શા વખા પડયા હશે. ભલે પડી. પછી તેને પોતાના પત્નીનાં મોટાં મોટાં નસકોરાં ભયંકર આગ વરસાવતી આંખો; સ્થૂલ કાયા અને ભયંકર મુખ મુદ્રા યાદ આવ્યાં અને તેને થયું તે આ છોડી ને જગાડે તે જ વધુ સારું છે. પણ જેવો તે જગાડવા જતો હતો કે ઝૂંપડીમાંથી કૂતરો ભસવા લાગ્યો. એટલે તે એકદમ પાછો ફર્યો અને બળદોને હાંકવા લાગ્યો.

“ આ આ-ચાલરે બાપલા-આ. ”

સાત સાડાસાતનો સુમાર થયો તોપણ રાધા ઊંઘમાંથી

જાગી નહિ; માળીની અકળામણ વધવા માંડી. ત્યાં તો સામેના ઝૂંપડામાંથીઃ

"ભેં-ભેં...ભેં..." કરતું બાળક રડવા લાગ્યું.

"મેર રોયા." કરતીક એક સ્ત્રીનો બુલંદ અવાજ સંભળાયો અને બે ચાર ધબ્બા બાળકની પીઠ ઉપર પડતા હોય તેમ લાગ્યું.

માળી હવે પોતાની જાતને રોકી શક્યો નહિ. તે જાંબુ નીચે આવ્યો અને રાધાને ઢંઢોળીને ઉઠાડવા લાગ્યો.

"ઊઠ, ઊઠ..."

ત્યાં તો ઝૂંપડીમાંથી એક જાડી સ્ત્રી નસકોરાં ફૂલાવતી હાથમાં એક બાળકને લઈ બહાર આવી અને આ દૃશ્ય જોઈ બૂમ બરાડા પાડવા લાગી.

"એ કરો સો હું? એ કુણ સે રાંડ! એ...આવા તમ ચ્યાંથી થ્યા." અને પછી પોતાના હાથોને ગગનમાં વીંઝતી, ગરજતી, પતિદેવની સાતસાત પેઢીઓના ગુણગાન ગાતી, તે ત્યાં આવી અને બરાડા પાડતી પોતાની જ ભાષામાં વદવા લાગી જેનો સાર હતો—આવી રાંડો આવી આવીને મરે છે કયાંથી આતો મરદ છે કે લૂચ્ચો લફંગો વેશ્યાઓનો પાળનાર! રોયાને હજારવાર કીધું કે પરસ્ત્રી સાથે વાતો નો કરવી, પણ લંપટ તે લંપટ—બાપદાદા એવા હરામખોર હતા પછી એને બેટો વ્યભિચારી ન હોય તો કળની લાજ જાયને લાજ— હઠ રાંડ અહીંથી--જો આવી છે તે; અને તેમ કહી સ્ત્રીએ ત્યાં આવી રાધાની કમરમાં એક લાત જમાવી દીધી.

"પ...પણ..." કરતા પતિદેવ આ દૃશ્ય જોઈ રહ્યા.

"મરો હ્યાંથી." પત્ની દેવીએ કહ્યું.

"અલી...પણ..."

"અલી પણ ના કાકા! જોયા સતા સાવળંગા. પર અસ્રી સાથે રાતને વખતે છડેચોક મશ્કરી કરતાંય હરમાતા નથી. લાજતા નથી ને ગાજે છો."

માળી ગેં-ગેં ફે-ફે કરતો કૂવા પાસે આવી ગયો અને બળદોને ચલાવવા લાગ્યો–

"આ–આ–ચલરે બાપલા–આ"

આ બાજુ રાધા ઊંઘમાંથી જાગતાં જ આ દૃશ્ય જોઈ ચકિત બની ગઈ. એક ક્ષણ તો સમજી શકી નહિ તે આ બધું શું થઈ રહ્યું છે? તે ક્યાં છે? ઊંઘમાંથી કેમ જાગી? પણ કમરમાં દરદ થતાં ભાન આવ્યું કે સામે ઉભેલી સ્ત્રીએ તેને લાત લગાવી છે.

"અલી કુણ સુખસો રાંડ-વેસ્યા?" સ્ત્રીએ પૂછ્યું. ત્યાં તો બાળક ફરીથી રડવા લાગ્યું. માતાએ પતિ ઉપરની ખીજ બાળક ઉપર ઉતારી અને તેને બે ચાર તમાચા ચોડી કાઢ્યા "હદરીનો મરતો નથી. ક્યાંથી ફાટી નીકળ્યાં મારા પેટમાંથી તમ જેવાં."

રાધા પોટલું લઈ ઊભી થઈ ગઈ.

"બેન! બચારાને..."

"હવે બેહ બેહ બચારાવાળી-હેડને ઈહાંથી."

ત્યાં વધુ વખત થોભવું રાધાને ઉચિત લાગ્યું નહિ. તે પાછી ફરી, અને વાડી બહાર જવા લાગી.

"અલી ચ્યાં જાય સે. આમ મરની" અને તેમ કહી પેલી જાડી સ્ત્રીએ રાધાને પાસેના જ છીંડામાંથી બહાર કાઢી

તેણે છોકરાને ઝૂંપડીમાં નાખ્યો અને કૂવા પાસે આવીને માળીની ખબર લેવા લાગી.

" કુણ હતી આ તમારી. "

" એ...તો... "

" એ તો એ તો હું ? કુણ હતી એ રાંડ ? ચ્યાંથી આણી તી ? "

વાત આમ હતી. કેસરના મનમાં પોતાના પતિ પ્રત્યે સદૈવ શંકા રહ્યા કરતી હતી. કોઈ પણ સ્ત્રી સાથે તે વાતો કરતો, તો તે સમજતી પતિને એ સ્ત્રી સાથે આડો સંબંધ છે. અને તેથી જ તે માળી ઉપર સખત ચોકી પહેરો રાખતી માળી પત્નીથી કંટાળી ગયો હતો, પણ પત્નીના એવા સખત સકંજામાં હતો કે કશું બોલી શકતો નહિ.

માળી વિચારવા લાગ્યો. આજે ખેર નથી. આ બાઈ ને શું કહેવું ? તેને પોતાને પણ કયાં ખબર હતી કે આ કોણ હતી ? કયાંથી આવી હતી ? સવારમાં ફોસ હાંકતાં હાંકતાં આ ઝાડ નીચે પડેલી તેણે તેને જોઈ હતી. બસ એ સિવાય પોતે પણ તેના વિશે કશું જાણતો ન હતો.

" બોલો કુણ હતી એ ? "

" એ તો રામજીને ખબર. અહીં પડી તી. " માંડ માંડ માળી આટલું બોલી શકયો.

" ખોટું. સાવ ખોટું. એ રામજીનું ખોટું નામ લ્યો સો પણ યાદ રાખજો એ તમને ભરખી જહે. "

માળી–" પ–પ–પણ " કરતો રહ્યો આ બાજુ સ્ત્રી બૂમ બરાડા પાડતી પાડતી પોતા ભાગ્યને નીંદવા લાગી. એ...

રામજી—આવો ધણી ક્યાંથી મળ્યો સે. એ પર અસ્ત્રીને રાતમાં લાવી લાવીને...અને પછી તે મેંકડો તાણીને રડવા લાગી. બે ચાર માણસો ભેગાં થઈ ગયાં અને પૂછવા લાગ્યાં ક્યમ? હું હે? અને એમના આગમને કેસરના શરીરમાં અને નસોમાં જાણે જોશ રેડયું. અને તે બૂમ બરાડા પાડતી પોતાના ભાગ્યને રડતી પોતાનું માથું કૂટતી પોતાના પતિદેવના પરાક્રમનું વર્ણન કરવા લાગી.

બિચારો માળી મૂર્ખની જેમ આ બધું જોઇ રહ્યો, કશું બોલી શકયો નહિ.

આગંતુકો પત્ની તરફ સહાનુભૂતિ દાખવવા લાગ્યાં અને માળીને ઠપકો આપવા લાગ્યાં:

“ અરે–મરરે! આટલો મોટો થયો છતાં પણ. ?”

“ કળજગ છે કળજગ. ” એક વૃદ્ધે કહ્યું.

“ એમ છે એમ! આ જમાનો છે—જમાનો ” બીજો બોલ્યો.

“ અરે! પેલી, અસ્ત્રીતો નહિ જેના માથે પોટલું મૂકેલું તું? ”

અને ત્યાર પછી એક કલાક બાદ મંડળી વિખરાણી અને બિચારો માળી, મૂંગો મૂંગો જાંબુના ઝાડ નીચે આવીને તમાકુ પીવા લાગ્યો.

કેસર ઝૂંપડામાં જઈ ને ઊંઘી ગઈ.

માળી જાણતો હતો આજે તેને ખાવાનું મળવાનું નથી. દિવસ આખો આમને આમ રહેવું પડશે.

સૂર્ય આકાશમાં ઊંચે આવ્યો. માળી ઝાડ નીચે બેઠો બેઠો વિચારે ચઢચો. શું આ જીવન છે? નિરાંત નથી ચેન નથી.

પરણવાની હોંસ હતી અને પરણ્યો ત્યારે મળી આવી હિડમ્બા જેવી બૈરાં.

અને ત્યારે તેને ગામમાં થયેલી રામાયણની કથા યાદ આવી. રાત હતી. હા. રાત હતી અને ગામને ચોરે બામણ દેવતા પધાર્યા હતા અને તેમણે કથા કરી હતી. એ કથામાં શૂર્પણખાનું જે વર્ણન કરવામાં આવ્યું હતું, તે તેને સાંભર્યું તેને થયું તેની પત્નીનું આજનું સ્વરૂપ શૂર્પણખા જેવું જ લાગતું હતું. અને એ વિચાર આવતાં તેને ખૂબ હસવું આવ્યું. તેના અભણ મને જંગલમાં આવેલી, લક્ષ્મણને પ્રેમયાચના કરતી શૂર્પણખા કલ્પી; અને શૂર્પણખાનું તે સ્વરૂપ તેણે પોતાની પત્ની સાથે સરખાવ્યું. અને એ કલ્પનામાં જાણે તેને રસ મળતો હોય તેમ તે એ કલ્પનામાં રમી રહ્યો. તે મનમાં જ હસવા લાગ્યો. એ તરંગો વધવા લાગ્યા અને તેણે ચલમમાંથી ધૂમાડાના ગોટેગોટ ઉડાડવા શરૂ કર્યા.

પછી તે ઊઠ્યો અને બજાર તરફ ચાલવા લાગ્યો. ગજવામાં બે પૈસા પડ્યા હતા. બે પૈસાના દાળિયા લાવીને ફાકો લેશે. આજે ઘરમાં પગ મેલવો અથવા પત્નીને મુખ બતાવવું તે સલામતી ભર્યું નથી. તે હાટડીમાં આવ્યો. બજારમાં આ વાત ક્યારનીય પહોંચી ચૂકી હતી અને તેથી લોકો છાના છાના વાતો કરતા તેની તરફ અંગુલિ નિર્દેશ કરતા હતા.

"કેમ પટેલ ! ક્યાં ?" એકે પૂછ્યું.

"આમજ."

"અને પટેલ ! રાતમાં કે છે—તમ ઘેર ડાકણ—"

માળી મૂર્ખની જેમ હસ્યો. જવાબ આપ્યો નહિ.

"ભાઈ ! મેતો મારી આંખે જોઈ છે. એ ! ઉંધા પગ હોય.

ઉંધા. માથું પણ આપણા માથાથી ઉધું હોય ઉંધું, એ હા. અને માથામાંથી ને મોઢામાંથી જવાળા ભભૂકે જવાળા.”

“એહ! અમારા પીપળામાં એક ડાકણ રેસને? રાતના બાર વાગ્યા પસી કુણની હિંમત કે બાર ફરકે”

એક દુકાનેથી બે પૈસાના દાળિયા અને બે ચાર મીઠાના ગાંગડા લઈ માળી ગામ છોડી આગળ વધ્યો.

આજે તો ઘેર જવું જ નથી. ઘેર જાય વાડી ને ઘેર જાય ઝૂંપડું. અને તેમ વિચારી માળી આગળ ચાલવા લાગ્યો. ગામથી ત્રણ માઈલ દૂર એક મ્હોટું આંબાવાડિયું હતું. તે તે તરફ ચાલી નીકળ્યો. ત્યાં જઈ ચણા—દાળિયા ફાકી નાખશે; અને પાણી પીને પડ્યો રહેશે.

બારેક વાગે માળી પેલા આંબાવાડિયામાં આવી લાગ્યો. ઘેરી છાયા હતી. એક ઝાડ તળે આવીને માળી બેઠો. ઝાડ ઉપર, લીલાં પાદડાં હલતાં હતાં, માળી આ જોઈ ખુશ થઈ ગયો અને થડ તરફ પીઠ કરી, ગજવામાંથી દાળિયા કાઢી ખાવા લાગ્યો.

એકાએક તેણે સાંભળ્યું કોઈ રડે છેઃ કુણ હશે? કાનદઈને સાંભળવા લાગ્યો. હા કોઈ મંદ સ્વરે રડે છે. સ્ત્રીનો સાદ લાગે છે.

તે ઊઠ્યો અને જે દિશામાંથી રુદનના સ્વરો સંભળાતા હતા તે તરફ ચાલવા લાગ્યો. બે ચાર આંબા છોડ્યા પછી, તે સ્વર વધુ સ્પષ્ટ થવા લાગ્યો.

“અરે? આ કુણ? આતો સવાર વાળી જ અસ્ત્રી? અરે માળી આ પાસી આહીં ચ્યાંથી આવી મરી? અરે ખરેખર

ડાકણ બાકણ નોય? અને તે વિચાર આવતાં જ માળી પાછો ફર્યો, અને વિરુદ્ધ દિશામાં ચાલવા લાગ્યો.

એક ક્ષણ તે થોભ્યો. કોણ હશે એ? બચારી શામાટે રડતી હશે? શા વખામાં આવી પડી હશે?

અને તેની, આંખો સામે સવારમાં, જાંબુ નીચે સૂતેલી સ્ત્રીનું નિર્દોષ અને દયામણું મુખ તરી આવ્યું. તેણે આસપાસ જોયું. કોઈ દેખતું તો નથીને? કોઈ માણસ તો આસપાસમાં દેખાતું નથીને?

ના. ના. કોઈ નથી. ચોરની જેમ આમતેમ જોતો તે ફરીથી રુદનની દિશા તરફ ચાલવા લાગ્યો.

આંબા તળે ઉંધી પડેલી પેલી જુવાન સ્ત્રી રડે છે. કેટલું દુઃખ છે, દરદ છે તેના રુદનમાં?

માળી પાસે આવીને ધીમેથી બોલ્યો, "બૂન! ચ્યમ રડેસ."

રાધા બેઠી થઈ ગઈ અને આંખો લૂછવા મંડી.

માળીએ જોયું સ્ત્રીની આંખો રડી રડીને લાલચોળ બની ગઈ છે. તેના સૂકા વાળો અસ્તવ્યસ્ત તેના મોઢા ઉપર પથરાયેલા છે. તેની સાડી સાવ મેલી થઈ ગઈ છે, અને પગ ઉપર ધૂળના થર જામ્યા છે.

રાધા માળીને જોઈ એક ક્ષણ ડરી ગઈ.

"ચ્યમ રડસ બૂન!" ફરીથી માળીએ પૂછ્યું.

રાધા એક ક્ષણ માળીને ઓળખી શકી નહિ. પછી તેને યાદ આવવા લાગ્યું કે આતો તે જ માળી લાગે છે જેની વાડીમાં

જાંબુ તળે તે સૂતી હતી. તેણે પોતાની સાડીથી આંસુ લૂછી નાખ્યાં અને માળી સામે જોવા લાગી.

"ક્યમ રડેસે બૂન" માળીએ ફરીથી પૂછયું, અને વિચારવા લાગ્યો કે તે ત્યાં બેસે કે નહિ. છેવટે ત્યાં જ તે બેસી ગયો.

રાધા મૂંગી મૂંગી બેઠી રહી.

માળીએ ગજવામાંથી દાળિયા કાઢી ને કહ્યું.

"ભૂખ તો લાગી હહે. લે બૂન—આ ખા." અને તેણે દાળિયા રાધા સામે ધર્યા.

રાધા એક ક્ષણ વિચારી રહી કે લે કે ન લે. આજ સવારનું દશ્ય તેની આંખો સામે આવવા લાગ્યું. રુદ્રકાય સ્ત્રીની ભયંકર મુખાકૃતિ તેની આંખો સામે આવી અને તે વખતે માળીના મુખ ઉપર ફેલાયેલી ગભરામણ પણ તેને યાદ આવી.

પેટમાં ભૂખતો લાગી જ હતી.

તે માળીના હાથમાંથી દાળિયા લઈ ખાવા લાગી. માળી પણ ખાવા લાગ્યો. તેને થયું કેવી ગજબની વાત કે આ અસ્ત્રી જેને કારણે ઘરમાં લડાઈ થઈ હતી તે જ અસ્ત્રી પાછી અહીં મળી રહી.

ખાધા પછી માળીએ પૂછયું.

"પાણી પીવુંસે ને બૂન"

રાધાએ માથું ધુણાવ્યું.

માળી ઊઠયો અને પાણી ગોતવા લાગ્યો. થોડેક દૂર એક વાવ દેખાણી. પોતે પાણી પીધું અને રાધા પાસે આવીને કહ્યું.

પણે " વાવ સે હેંડો "

રાધા ઊઠી અને વાવમાં ઉતરી અને પાણી પી ઉપર આવી.

બંને જણ આંબા નીચે આવ્યા અને રાધા વિચારવા લાગી. ક્યાંની ક્યાં તે આવી લાગી છે. શો તેનો ધ્યેય છે ? તે ક્યાં જાય ? ફરીથી ધામો ખોલે ? ના ના. હવે તેને જીવનમાં ક્યાંય આર લાગતો નથી. હવે તો જ્યાં પગ લઈ જશે ત્યાં જ જશે. આમ ભટકી ભટકીને જીવન ગાળી નાખશે !

પણ આ દુઃખો સહન થશે ? આવાં અપમાનો તે સહી શકશે ?

અમુક ક્ષણો સુધી બંનેમાંથી કોઈ કંઈ બોલી સક્યું નહિ. રાધા મૂંગી મૂંગી સહાનુભૂતિપૂર્વક માળીને જોતી રહી. માળી કંઈ બોલવા માગતો હતો પણ બોલી શક્યો નહિ. હૃદયની સહાનુભૂતિ શબ્દો દ્વારા બતાવી શક્યો નહિ.

બંને જણ મૂંગા મૂંગા બેઠા હતા ત્યાં તો સામેથી એક સ્ત્રી આવતી દેખાણી. તેના માથા ઉપર લાકડાંની ભારી હતી. માળી આ સ્ત્રીને જોઈ ચમકી ગયો.

" ચ્યમ તમે ?" પેલી સ્ત્રી બોલી ઊઠી.

" ત...ત...મે ચ્યમ ?" માળી બોલ્યો.

પેલી સ્ત્રી એ લટકા કરતાં કહ્યું કે તે લાકડાં કાપવા ગઈ હતી. પછી તે ત્યાંથી ચાલતી થઈ.

રાધાને માળીનું મુખ જોઈ હસવું આવ્યું. આટલી વ્યગ્રતા, આટલી બીક તેણે કોઈ પણ પુરુષના મુખ ઉપર જોઈ ન હતી.

તેણે પૂછ્યું, "કેમ! શું થયું?"

"ના...ના...એ તો...એતો..."

"તો પણ?"

"ના. એ તો આ ખૂન અમારી વાડી પાછે જ રેસે. અને અને અને..."

રાધા સમજી ગઈ અને તે સ્હેજ હસી.

થોડી વાર પછી માળી બોલ્યો.

"તો...તો...હું જાઉસું," અને એમ કહી માળી ઊઠયો.

"ભલે જાઓ." રાધા બોલી.

અને ત્યાર પછી માળી ઊઠયો અને ચાલવા લાગ્યો. જતાં જતાં તે બોલ્યો.

"માફ કરજો ખૂન!" અને હાથ જોડતો જોડતો માળી ત્યાંથી ચાલી નીકળ્યો.

એનાં જતાં જ, રાધાની આંખોમાં ફરીથી પાણી આવ્યાં. આ દુર્બળ પણ ભોળા અને નિખાલસ માળીને જોઈ તેનું હૈયું ભરાઈ આવ્યું. આ જીવનમાં કેવી કેવી વિષમતાઓ ભરેલી છે?

પેટની ભૂખ થોડી ઘણી તો મટી ખરી. રાધા, સંધ્યા થતાં સુધી, ત્યાં જ, પેલા આંબા તળે પડી રહી. અનેક પ્રકારના વિચારો તેના મનમાં ઘોળાવા લાગ્યા. હવે તો ડગલે ને પગલે જાણે કેવાં કેવાં અપમાનો અને દુઃખો સહન કરવાં પડશે.

× × ×

અનેક અપમાનો, અનેક કષ્ટો સહતી, રાધા પોતાનો પંથ

કાંપતી રહી. તેના મનની લાગણીઓ હવે ધીમે ધીમે કચડાતી કચડાતી નિષ્ઠુર થવા લાગી. જાણે હૃદયશૂન્ય બન્યું હોય, જાણે લાગણીઓનું અસ્તિત્વ જ મટી ગયું હોય તેમ તે બધાય કષ્ટો અને નિષ્ઠુર વ્યવહારોને સહન કરવા લાગી. રસ્તાનો તડકો, રાત્રિની ઠંડી – તેને મન બધું સરખું લાગવા લાગ્યું. તેના વાળો તેલના અભાવે સૂક્કા થઈ આખા કંધપ્રદેશ અને મુખ ઉપર ઉડવા લાગ્યા. તેનાં વસ્ત્રો ફાટીને જર્જરિત થવા લાગ્યાં. પગમાં અનેક જગ્યાએ ફોલ્લા થઈ ગયા અને શરીર અને મનની કશી પણ દરકાર કર્યા વિના રાધા એક ગામથી બીજે ગામ પગપાળે ચાલતી થઈ.

એક મોટા ગામની ધર્મશાળા પાસે તે, તે દિવસ આવી. અંદર મોટું ચોગાન હતું. વચમાં એક મોટું આંબલીનું ઝાડ ઊભું હતું. એક ગાડું ખુલ્લું પડ્યું હતું. તેની નીચે એક કૂતરું આળોટતું હતું. થોડેક દૂર બળદો બાંધેલા હતાં. એક સ્ત્રી લાજ કાઢીને બેઠી હતી. થોડી વારમાં એક દુંદાળા શેઠજી ત્યાં આવ્યા અને બોલ્યા.

" લે, લે. – યા [આ] મીઠાઈ લે." મારવાડી ભાષામાં બોલાયલા આ શબ્દો રાધાએ સાંભળ્યા. સ્ત્રી સુંદર લાગતી હતી એ રાધા એ ઘૂંઘટના પટમાંથી જોઈ લીધું. એક શેતરંજી ઉપર શેઠજી પણ બેઠા અને બંને પતિપત્ની મીઠાઈ અને પૂરી ખાવા લાગ્યાં.

ભૂખથી પીડાયેલી રાધા આ દશ્ય અને ખાવું સતૃષ્ણ દૃષ્ટિએ જોઈ રહી. તેને પણ આ ખાવાનું મળે તો ? અને તેને થયું – રાધા – આ તૃષ્ણા તારા હૃદયમાં ક્યાંથી ? પણ ભૂખ – પેટની જ્વાળા વધતી જ ગઈ અને ત્યાર પછી તો તે

એક એક કોળિયો જે શેઠના મુખમાં જતો હતો એવી દૃષ્ટિએ જોવા લાગી જાણે એ કોળિયો તેના મુખમાં જવાને બદલે શેઠના મુખમાં જાય છે.

આજ વખતે શેઠનું ધ્યાન રાધા તરફ ગયું. રાધાની આ દૃષ્ટિ – આ નજર શેઠજી જોઈ શકયા નહિ.

"રાંડ! કંઈ [શું] દેખે સે! હડ લ્યાંથી. નીં તો રાંડને માર નાખૂં ગો" [મારી નાખીશ] અને તેમ કહી શેઠજી એ પાસે પડેલી લાકડી રાધા ઉપર ફેંકી.

લાકડી રાધાના પગમાં આવીને પડી અને તેને સ્હેજ વાગ્યું. રાધા ક્રોધ, તિરસ્કાર અને અપમાનથી સળગી ઊઠી; જાણે કે કેમ આ છેલ્લી વાર, એના હૃદયની બધી ય લાગણીઓ અને ભાવનાઓ તેના હૃદયમાં છેલ્લું તોફાન ઉઠાવી – સદૈવને માટે સમી જવા ન મથતી હોય? તેનાં નેત્રો લાલચોળ બની ગયાં; ક્રોધથી તે કંપવા માંડી. તેનો રોષ અને તેના નેત્રો જોઈ શેઠજી ડરી ગયા. તેમને બીક લાગી કદાચ આ ઔરત ક્યાંક લાકડીનો સામો ઘા ન કરે.

જાણે કે કેમ કંઈ ન બન્યું હોય તેમ શેઠજી બોલવા મંડયા.

"અરે! મનજી રામ – આધો સેર પૂડી – દાજે [આપ જો] આ બાઈને."

અને પછી જ્યારે મનજી રામે કંઈ જવાબ ન આપ્યો ત્યારે શેઠજી એ પોતાની પાસેથી જ ચાર છ પૂરીઓ રાધા સામે ફેંકી. રાધાને માટે આ અપમાન અસહ્ય હતું. નીચે પડેલી પૂરીઓ ઊપાડી તેણે શેઠજીના મોઢા ઉપર ઘા કર્યો.

પૂરીઓ શેઠજીના મોઢા ઉપર પડી અને તેમનું મુખ તે વખતે જોવા જેવું બન્યું.

"અરે.........રાંડ... ....." કરતાક શેઠજી ઊઠયા; પણ તે પહેલાં તો રાધા ત્યાંથી ભાગી નીકળી.

ક્રોધ અને અપમાનની આગમાં સળગતી રાધા, રાત્રિ હોવા છતાં પણ ચાલી નીકળી. ગામની પાદરે આવી, રાધા જોર જોરથી ચાલવા લાગી. થોડી વાર પછી તો જાણે કે આ બધું ભૂલવા મથતી હોય તેમ રાધા મુઠ્ઠીવાળી દોડવા લાગી.

રાત્રિ ઘનઘોર ભયંકર રાત્રિ. આકાશ ધીમે ધીમે વાદળાંથી ઘેરાવા લાગ્યું અને ચારેકોર ઘટાટોપ અંધકાર વ્યાપ્ત થઈ ગયો. થોડી જ વારમાં હવા જોશથી વહેવા લાગી અને આકાશમાં ગાજવીજ સાથે વીજળીઓ ચમકવા લાગી.

વીજળીના પ્રકાશમાં રસ્તો જોતી, રાધા દોડવા લાગી. થોડી વારમાં આકાશમાંથી ઝમઝટ વરસાદ વરસવા લાગ્યો. આ વર્ષાએ જાણે રાધાને ઉગ્ર બનાવી. તેનો વેગ ઓર વધ્યો. તે વર્ષામાં તરબોળ ભીંજાઈ ગઈ. પવનના વેગે તેના વાળો આમથી તેમ દોડવા લાગ્યા. તેની સાડી લીરેલીરા થઈ આમથી તેમ ઉડવા લાગી. તેનું વક્ષસ્થળ ખુલ્લું થઈ ગયું. આકાશમાંથી પડતી વર્ષાની ધારાઓ નિર્દયતાથી તેના આખા શરીર ઉપર પ્રહાર કરવા લાગી. રાધા હવે ઠંડીથી થરથર ધ્રૂજવા લાગી. સી-સી-સી-કરતી રાધા આશ્રય ગોતવા મંડી પણ લાંબો રસ્તો હતો. કોઈ પણ ગામ કે ઝૂંપડું દેખાતું ન હતું, સીધો માર્ગ હતો. તેના ઉપર ચાલ્યા સિવાય આરો ન હતો.

એકાએક આકાશમાંથી કરા વર્ષવા લાગ્યા. રાધાને થયું હવે તે જીવી શકશે નહિ. કરાનો મારો એટલો સખત હતો

કે તેના માથાંમાંથી લોહી વહેવા લાગ્યું. વીજળીના ચમકારામાં તે જોતી હતી, પણ આસપાસમાં વૃક્ષ પણ દેખાતું ન હતું.

રાધા આગળ ધપતી રહી. વીજળી ચમકી તેણે જોયું સામે એક વૃક્ષ છે. રાધા વૃક્ષ નીચે જઈને ઊભી રહી. ઠંડીથી તેનાં ગાત્રો શિથિલ થઈ ગયાં. ટૂંટિયું વાળી, વૃક્ષના થડની આડે ઊભી રાધા પ્રકૃતિનું આ રુદ્ર સ્વરૂપ નિરખી રહી.

થોડી વાર પછી કરા પડવા બંધ થયા. પાણીનો વેગ પણ ઓછો થયો. એક પ્રેરણાથી પ્રેરાઈ રાધા આગળ વધી. થોડેક દૂર ગયા પછી તેને પ્રકાશની એક ક્ષણ રેખા દૃષ્ટિગોચર થઈ. તે દિશામાં તે આગળ વધવા લાગી. એક ઝૂંપડું આવ્યું. તે અંદર ચાલી ગઈ. તેણે જોયું એક યુવક ખાટલા ઉપર સૂતો છે.

રાધાએ યાચના કરી.

“ભાઈ! હું...હું......” તે વધુ બોલી શકી નહિ. યુવકે આ દૃશ્ય જોયું. તેણે રાધા તરફ એક લાલસા ભરી દૃષ્ટિ નાખી અને ખાટલામાંથી ઊભો થયો. રાધા પાસે આવી તેનો હાથ પકડી તેણે રાધાને પોતાની છાતી તરફ ખેંચી. રાધા મૂંગી મૂંગી, ગાંડાની જેમ આ જોતી રહી. તે સમજી શકી નહિ. આ શું થઈ રહ્યું છે. યુવક શું કરવા માગે છે. તેણે પોતાની સાડી બતાવી કહ્યું.

“સાવ લીરે લીરા થઈ ગયા છે. ભૂખ લાગી છે. કંઈ આપ ભાઈ.”

“આવ આવ. તને ભૂખ લાગી છે ને. આવ તને કંઈ આપું, આવ તારું પેટ ભરું.” અને તેમ કહી, એક બીભત્સ

હાસ્ય હસી, હાથનો બીભત્સ ચાળો કરી, યુવકે રાધાનો હાથ એંચી તેને પોતાના ખાટલામાં બેસાડી. તેની થરથર ધ્રૂજતી દેહ તરફ, તેની ચીંથરે હાલ, અને શરીરના ગુપ્ત ભાગોને ઢાંકવામાં અશક્ત બનેલી સાડી તરફ, તેના ભીના વાળો, માથામાં નીકળતા લોહીની તરફ ન જોતાં—આમાંથી કોઈ પણ વસ્તુની દરકાર કર્યા વગર પેલા યુવકે ખાટલામાં બેસી રાધાને પોતાની છાતી સરસી ચાંપી અને તેના ગાલો ઉપર એક ચુંબન લીધું. ત્યાર પછી, તેણે રાધાને પોતાના બાહુમાં ભીંસવા પ્રયત્ન કર્યો. એક ક્ષણ રાધા કશું બોલી નહિ: તેને કશી ગતાગમ પડી નહિ આ બધું શું થઈ રહ્યું છે?

બીજે જ ક્ષણે; જાણે રોમરોમમાં ચેતન પ્રકટ્યું હોય તેમ, રાધાએ ઝટકો દઈ પોતાની જાતને છોડાવી, અને ત્યાંથી ગાંડાની જેમ દોડવા લાગી. યુવક એ જોતો જ રહ્યો. ન તો તે રાધાને રોકી શક્યો કે ન તે પોતાના ખાટલામાંથી ઊભો થઈ શક્યો.

બે ત્રણ માઈલ સુધી રાધા દોડતી જ રહી, દોડતી જ રહી.

સામે એક ગામ આવ્યું. ગામમાં તે ઘૂસી પડી. રાત્રિના બે એક વાગ્યા હશે. આકાશમાંથી વાદળાં નાસી જતાં હતાં. એક કંદોઈની દુકાન પાસે આવી રાધા ધબ કરતીક પડી.

સામે મોટી ભટ્ટી હતી; જેમાં રોજ સવારે જાડાં જાડાં લાકડાં નાખવામાં આવતાં અને જેના તાપથી ઉપરની મોટી કડાઈમાં મીઠાઈઓ બનતી. રાધાએ જોયું અર્ધીબીની અને અર્ધી સૂકેલી રાખ એ મોટા ચૂલામાં પડેલી છે. જીવનથી હતાશ બનેલી હોવા છતાં રાધા એ મોટી ભટ્ટીમાં ઘૂસી. એક

કૂતરું આ ચૂલાની રાખમાં સૂતું હતું. તેની પડખે જ રાધા, થાકેલી, પાકેલી, નિરાશ થઈને પડી ગઈ.

કૂતરાને જાણે સ્વજન મળ્યું હોય તેમ રાધાના હાથને ચાટવા લાગ્યું. રાધાને થયું મનુષ્યો કરતાં તો આ પશુઓ વધારે સારાં છે. એમના હૃદયમાં શુદ્ધ સ્નેહ હોય છે. અને જાણે બધાં દુઃખો ભૂલી જવા ન મથતી હોય, જીવનના દ્વંદ્વોને વિસરી જવા ન પ્રયત્ન કરતી હોય તેમ રાધાએ કૂતરાને પોતાની છાતી સાથે ચાંપ્યો અને એ કૂતરાની હૂંફે, રાધા, તે ચૂલામાં ધસઘસાટ ઊંઘી ગઈ.

## ૧૪

"ઊઠો વહુ બહુ સૂતાં." શોભાની સાસુ – ભુઆજીએ પથારીમાંથી જ વેણ ઉચ્ચાર્યું. સવારના ચારથી સાડાચાર વાગ્યા હશે. પાસેના ઘરમાંથી નળનું પાણી હાંડામાં પડતું સંભળાતું હતું, અને તેથી જ ભુઆજીએ શોભાને જગાડી દીધી હતી. ઘરનું બધું જ કામકાજ શોભાને માથે આવી પડ્યું હતું. મન દમન સાથે જાણે દેહદમન પણ શરૂ થઈ ગયું હતું.

શોભાએ ઊંઘમાં જ જવાબ દીધો.

"ઊઠું છું."

પણ અરધા કલાક સુધી શોભા ઊઠી નહિ: જ્યારે ભુઆજીની આંખો ખુલી અને તેમણે જોયું કે પથારીમાં શોભા હજુ ઊંઘે છે; ત્યારે તેમનો પારો ચઢી ગયો. પથારીમાં બેસી તેઓ બબડવા લાગ્યાં.

"આજકાલનાં વહુવારુ. કામ કરવું નહિ અને પોળાં થઈ સૂતા રહેવું. અમારા જમાનામાં તો અમે ત્રણ વાગતાં જ ઊઠી જતાં." અને એમ બોલી સાસુએ પડખેના લોટામાંથી પાણીની છાલક લઈ શોભાના મોં ઉપર નાખી; અને બોલ્યાં.

"અરેરે ! આ હાથ પણ જૂઓ – પવાલું જ પડી ગયું" અને તેમ કહી તેમણે પાણીનું પવાલું જમીન ઉપર પડતું મૂક્યું.

પાણીની છાલકથી, પવાલાના પડવાથી અને ભુઆજીની મર્મ સ્પર્શી વાણીથી શોભા એકદમ જાગી અને પથારી ઉપાડવા લાગી. પથારી ગોઠવી હાથમાં હાંડો લઈ શોભા ઘરમાંથી બહાર નીકળી સામેના ઘરમાં ગઈ. આંગણામાં જ મોટો નળ હતો, અને પાડોશની બધી સ્ત્રીઓ નળ ઉપર પાણી ભરવા આવતી. સવારના ચાર વાગ્યાથી આ કાર્ય શરૂ થતું અને લગભગ સાત વાગતાં તે પૂરું થતું.

નળ ઉપર સ્ત્રીઓનું જૂથ જામ્યું હતું પાણી ભરવાને બદલે તેઓ લડતી અથવા વાતો કરવામાં વધુ પ્રવૃત હોય એમ લાગતું હતું. હાથમાં હાંડો લઈ, શોભા આ કોલાહલ અને દૃશ્યને જોતી રહી. મોડું થયું હતું તેથી આજે પાણી તુરત જ ભરી શકાય એમ તેને લાગ્યું નહિ. અરધા કલાક પછી તેનો વારો આવ્યો. પાણીનો હાંડો કાખમાં લઈ તે પાછી ફરી અને પાણિયારા પાસે આવી ઘડામાં નાખ્યું. આ કાર્ય લગભગ અરધા કલાક સુધી ચાલતું રહ્યું.

નળવાળા આગણામાં ડાબી બાજુએ બે ઓરડીઓ હતી. તેમાં એકે બારી ન હતી અને તે એટલી અંધારી હતી કે

દિવસે પણ તેમાં દેખી શકાય કે કેમ તે પણ પ્રશ્ન છે. અને તેની અંદર એક ગામડાનો ગરીબ વિદ્યાર્થી રહેતો હતો.

વિદ્યાર્થી સવારમાં વહેલો ઊઠી જતો અને ફાનસ કરી વાંચવા બેસી જતો. બૈરાંઓની ધમાલ, તેમનું લડવું અને કંકાસ – આમાંથી કંઈ પણ તેના અધ્યયનમાં અડચણ રૂપ નીવડી શકતું નહિ. પણ જ્યારે શોભા પાણી ભરવા આવતી ત્યારે તેની સમાધિ તૂટતી અને તે સામે ખૂણામાં ઊભેલી, કાખમાં હાંડો દાબેલી શોભાને જોયા કરતો. શોભાના મુખમાં તેને કૈંક એવું દર્દ ભરેલું લાગતું, કે તે એકી ટશે શોભાના મુખ તરફ જોયા કરતો. શોભાની મેલી સાડી, લૂખાવાળ, તેનું ખીલતું યૌવન, એ બધું આ વિદ્યાર્થી જોયા કરતો. શોભા હાંડો ભરી, કાખમાં દાબી, જ્યારે ત્યાંથી ચાલી જતી, ત્યારે તે ફરીથી પોતાના અધ્યયનમાં મશગૂલ બની જતો.

આજે પણ વિદ્યાર્થીએ જોયું શોભા મૂંગી મૂંગી ખૂણામાં ઊભી છે, અને સ્ત્રીઓના સમુદાયની વાતોમાં ભાગ લેતી નથી. અન્ય સ્ત્રીઓથી ભિન્ન આ શોભામાં એવું તો શું હશે વિદ્યાર્થી વિચારી રહ્યો.

એક દિવસ શોભાએ પણ જોયું. સામે રહેતો વિદ્યાર્થી તેની તરફ જોયા કરે છે. શોભાને એ દૃષ્ટિમાં કંઈ અજુગતું કે વિષમતા ભરેલું ન લાગ્યું. એક દિવસ વિદ્યાર્થી સ્હેજ હસ્યો; શોભા પણ હસી. આ બનાવ એક બીજી વૃદ્ધ વિધવાની દૃષ્ટિએ પડતાં તેણે આખા ગામમાં અનેક જાતની અફવાઓ ઉડાડી. તે દિવસથી શોભા અત્યંત સાવચેત રહેતી. સાસુજીના મ્હેણાં ટોણાં તે દિવસથી વધી ગયાં હતાં.

વિદ્યાર્થી બહાર ઓટલે આવીને દાતણ કરવા લાગ્યો.

છેલ્લો હાંડો ભરીને શોભા પાછી ફરતી હતી. ઓટલા પાસે આવતાં જ શોભાને ઠોકર વાગી અને હાંડા સહિત તે ગલીમાં પડી ગઈ. વિદ્યાર્થીએ આ જોયું. તે ઓટલા ઉપરથી કૂદ્યો અને શોભાનો હાથ પકડી ઉપાડવા લાગ્યો.

આ દૃશ્ય સાસુજી બારીમાં ઊભાં જોઈ રહ્યાં હતાં. શોભાને બહુ વાગ્યું ન હતું. છતાં કળ ચઢતાં તે એક ક્ષણ તેમની તેમ ઊભી રહી. વિદ્યાર્થી શોભાનો હાથ પકડી તેમનો તેમ ઊભો રહ્યો. બુઆજીથી આ જોઇ શકાયું નહિ.

બારીમાંથી બૂમ પાડીને વદ્યા.

" ઓ હો – હો ! એમાં – આટલો ઢોંગ શો ? કંઈ હાથ પગ ભાંગી તો નથી ગયાને ! "

શોભાએ આ શબ્દો સાંભળ્યા. તુરતજ તે હાંડો ઉપાડવા નીચી વળી. પણ વિદ્યાર્થીએ જોયું શોભાથી હાંડો ઉપાડી શકાશે નહિ. તેથી તેણે જ ઘડો ઉપાડ્યો અને સામેના દરવાજામાં મૂકી દીધો.

હાંડો લઈ, માંડમાંડ, જ્યારે શોભા અંદર ગઈ ત્યારે સાસુજીનું મુખ નિરખવા જેવું હતું. તેમના બે ડોળા, અંગારા વરસાવતા એટલા મોટા અને વિશાળ થઈ ગયા હતા કે કદાચ હમણાં જ આંખમાંથી બહાર કૂદી, શોભા ઉપર પડી તેને બાળીને રાખ કરી નાખશે. તેમના ગાલો પણ ફૂલી ગયા હતા અને ઓઠ ક્રોધથી ધ્રૂજતા હતા.

" લાજ છે કે નહિ લાજ ! કુળનું નામ ડૂબાડવા આવી છો કે શું ? બેશરમ ! નફ્ફટ ! પેલા સાથે વાતો કરતાં,

હસતાં, લાજ નથી આવતી? ખબર નથી ધણી મુઓ છે તે!"

અને શોભા એ અંગારા વરસાવતી આંખોને જોઈ શકી નહિ. તેની આંખોમાંથી પાણી ઝરઝર કરતું પૃથ્વી ઉપર પડવા લાગ્યું.

"લે! ચોરીની ચોરી ને ઉપર સિરજોરી. રડીને મને ડરાવવા માગે છ! એં! હું સમજે છ શું તારા મનમાં! આજ કાલની ગગી મને વેચવા આવી છે—વેચના! એ! હું એવી કાચી પોચી નથી તે તારા રડવાથી ડરી જાઉં."

પ્રાતઃકાળમાં જ, આ વાગ્બાણોનો પ્રહાર સાંભળતાં અંદર પૂજાના ઓરડામાં "નારાયણ–નારાયણ" નો જપ જપતા પતિદેવ કશું બોલ્યા નહિ. બોલી શક્યા નહિ.

શોભા આ સહન કરી શકી નહિ. જ્યારથી પતિનું અવસાન થયું છે ત્યારથી આજ સુધી તેણે ઘરનો ઢરડો ઢરડ્યો છે; કડવાં વેણો પણ સાંભળ્યાં છે–પણ પોતાના ચારિત્ર્ય વિશે આવી સખત ઝાટકણી કે ટીકા તેણે સાંભળી નથી. શોભાનું હૃદય રડી ઊઠ્યું. તેને થયું તેનાં માબાપ તો સદૈવને માટે તેને તજીને ચાલી ગયાં છે, તેનું પોતાનું કોઈ નથી. ધાર્યું હતું કે સાસરે તેને સુખ મળશે. માતા પિતાનું ઘર છોડ્યું છે તેથી રાજી થઈને સાસુ સારો વ્યવહાર કરશે. સારી રીતે વર્તશે. પણ તેની એ બધીય આશાઓ ઉપર પાણી ફર્યું હતું. દિનપ્રતિદિન ત્રાસ વધતો જતો હતો. અને આજે તો તે કુલટા છે, તે નફફટ છે. પરાયાઓ સાથે હસે છે, બોલે છે, એવું લાંછન તેને લગાવવામાં આવ્યું છે. શોભા ડૂસકે ડૂસકાં ભરીને રડવા

લાગી. ત્યાં જ પાણિયારા પાસે બેસી જઈ, હાથમાં મોઢું ઘાલી, શોભા હૃદયને ખાલી કરતી હોય તેમ રડવા લાગી.

શિરીષબાબુએ પૂજાના ઓરડામાંથી જ પૂછ્યું.

"નારાયણ! નારાયણ! શી ધમાલ છે આ–સવારના પહોરમાંથી જ? વહુ! શું છે.."

"હવે બેસો બેસો વહુ વાળાં! લાજતા નથી. ને ગાજો છો..." પત્નીદેવીએ હાથ ઉછાળી, નાકમાં તમાકુનો સડાકો ભરી, છાતી સામે કરી, પતિદેવના ઓરડાના ઉંબરમાં પગ મૂકીને કહ્યું.

"પણ–આખર છે શું?" શિરીષબાબુ માળા હાથમાં લઈ પુછવા લાગ્યા.

"કંઈ એ નથી, તમ તમારે તમારું કામ કર્યે જાઓને?"

પતિદેવ વધુ પૂછવાનું સાહસ કરી શક્યા નહિ.

સાસુજી, વાસણ પછાડતાં, પછાડતાં, નાનાં છોકરાંને ગાળો દેતાં; આજકાલની વહુવારુઓની દાંગાઈ અને કામચોરીનું વર્ણન કરતાં, પોતાના જમાનાનાં વહુવારુઓ વડે બજાવવામાં આવેલી, સેવા, સખત મહેનત કર્તવ્ય પરાયણતા, એક નિષ્ઠા, અને સાસુ સસરાઓ પ્રત્યેનો સદ્‌ભાવ વગેરેની પ્રશંસા કરતાં, રાંધણિયામાં કામ કરવા લાગ્યાં.

"એ! એ તો ઠીક છે, મારા જેવી મળી છે નહિ તો ચામડું જ ચીરી નાખે ચામડું, આંખ તો ઉડાવી શકે આંખ? આંખ જ ફોડી નાખે! ઠીક છે જ્યાં સુધી બોલતી નથી ત્યાં સુધી; નહિ તો ખબર પડી જાય ખબર. જરાક કીધું એટલે ભેંકડો કાઢવો બસ."

ત્યાં તો સામે રહેતાં ઘરડાં કંકુ ડોશી હાથમાં લાકડી લઈ ઘરમાં આવી પહોંચ્યાં. પાણિયારા પાસે બેઠેલી શોભાને જોઈ બોલ્યાંઃ "અર–ર–બાઈ! આ તે શું?" અને પછી રાંધણિયા પાસે આવી વદ્યાં. "વઉ! આ શું છે શું? કેમ રડે છે અલી એ."

"મને વગોવશે નહિ ત્યાં સુધી પેટ ક્યાંથી ભરાશે એનું!" અને પછી મંદ સ્વરે ડોસીને પૂછ્યું. "ડોસીમાં! વિધવા–ને વળી સામે પેલો–શું એનું નામ–ઓલો–પેલો છોકરો છે. તેની સામે જોઈ જોઈ હાસ્ય કરે હા...આજે તો મેં જોયું..."

"અર–ર બાઇ! શું કળજગ આવ્યો છે?" કંકુડોશી બુઆજીની ડાબલીમાંથી તમાકુ લઈ, સડાકો લેતાં બોલ્યાં, "શું જોયું વઉ?"

અત્યંત મંદ સ્વરે જાણે કોઈ ગુપ્ત વાત ન કહેતાં હોય તેમ સાસુજી–બુઆજી–બોલ્યાંઃ

"એને એને–વહુનો હાથ પકડી..."

"હેં! હાથ પકડી–શું બોલી વઉ–અરર–બાઈ."

"હા. હા. હાથ પકડીને–હરામખોર–ઊભો હતો..."

"હરિહરિ–હરિહરિ–તું કરે તે ખરી." કંકુડોશી બોલ્યાં, અને હાથ જોડી ભગવાનને પ્રાર્થના કરવા લાગ્યાં. "એ નોધારાના આધાર! હવે તો આ પૃથ્વીને પાણીમાં બોળી દે–પૃથ્વીમાતા રસાતળ ન જાય તો પછી શું થાય–એને વઉ આવાં આવાં પાપ કરમ થાય પછી શેષનાગ માથું ન ધુણાવે ને પૃથ્વી હલી ન ઊઠે તો પછી થાય શું? પછી?"

"પછી શું? મેં કહ્યું વઉ–ત્યાં તો ભેંકડો તાણીને રડવા મંડી."

શોભાને કાને આ શબ્દો પડ્યા. પૃથ્વી ઉપર માથુ મૂકી તે રડતી જ રહી, શિરીષબાબુથી આ જોવાયું નહિ. તેઓ પોતાના ઓરડામાંથી બહાર આવ્યા અને બોલવા લાગ્યા.

"વહુ! બેટા! આશું છે બધું? મ્હારાથી આ નથી જોવાતું છે શું?"

પતિદેવને બહાર આવતા જોઈ, કંકુ ડોશીની હાજરીને અંગે, માથા ઉપરથી સાડીના છેડાને મોઢા ઉપર લાવી, સાસુજી મંદસ્વરે પણ–બધા સાંભળી શકે તેવી રીતે બોલવા લાગ્યાં.

"તમ તમારે તમારું કામ કરોને? વહુ–બેટા કરતા આવ્યા છો તે? તમારે વળી શી પંચાત? તમારાથી વહુ સાથે બોલાય જ કેમ?"

અને પછી જ્યારે શિરીષબાબુ, નારાયણ નારાયણ કરતા બબડવા લાગ્યા. "આ ઘરમાં રહેવાય તેમ નથી–હરિ હરિ..." ત્યારે સાસુજી બોલ્યાં, "હા. હા હું જાણું છું. તમને તમારી વહુ બહુ વાલી છે. ભલેને હું જીવું કે મરું. મારાથી જ આ બધો કંકાસ છે, એ હું આ ચાલી ઘરમાંથી, તમ તમારે રહેજો સુખેથી." એમ કહી બુઆજી રાંધણિયામાંથી નીકળ્યાં, અને છાતી કૂટતાં બોલવા લાગ્યાં.

"હાયરે પીટયાં હું તો મરી. રેજો સખી તમે રે. હું તો રાંડીરે–મારો વર–પણ..." અને તેમ કહી, કાઢેલી લાજે જ તેઓ ઘરમાંથી બહાર નીકળ્યાં. કંકુડોશી આ બધું, હમણાં સુધી મૂંગે મોઢે જોઈ રહ્યાં હતાં. પણ જ્યારે બુઆજી ઘૂંઘટો

તાણી, બબડતાં બબડતાં ઘર બહાર જવા લાગ્યાં ત્યારે કંકુડોશી બોલ્યાં.

"શિરીષ–આતો હદ થાય છે બાપ. વહુવારુની બાબતમાં તમારે–મરદોને બોલવાનું શું કામ?" અને પછી પોતાની લાકડીને ટેક દેડકાની જેમ ઉછાળતાં કંકુડોશી આંગણામાં આવી બુઆજીનો હાથ પકડી બોલ્યાં.

"હવે બહુ થયું વહુ! ચાલ ચાલ, ગાંડીયામાં, એમ તે કંઈ ઘર છોડી ભાગી જવાય છે?" અને પછી શોભા તરફ અંગુલિ નિર્દેશ કરતાં બોલ્યાં, "છોરું કછોરું થાય; પણ માવતર કમાવતર કંઈ થાય? ચાલ હવે." અને તેમ વદી, બુઆજીનો હાથ પકડી કંકુડોશી તેમને રાંધણિયામાં લઈ આવ્યાં. ત્યાં ઉંબરામાં જ બેસી સાસુજી–બુઆજી ભેંકડો તાણીને રડવા લાગ્યાં.

શિરીષબાબુ સમજી ગયા. આજે પત્નીદેવીનું સ્વરૂપ ચંડિકા જેવું થઈ ગયું છે. વધુ બોલવું એ યોગ્ય નથી; અને તેથી તેઓ પોતાના ઓરડામાં ચાલ્યા ગયા અને ધ્રૂજતા ધ્રૂજતા નારાયણ–નારાયણનો જાપ જપતા રહ્યા.

આ બાજુ વાગ્બાણ અને ક્રોધરૂપી ગાજવીજ વીજળીઓના ચમકારા પછી, વાતાવરણ શાંત બન્યું. બુઆજીએ ચાના બે વાટકા ચઢાવ્યા પછી કંકુડોશીને પણ ચહાનો પ્યાલો આપ્યો, અને કંકુ ડોશી: "હવે બહુ થયું–વહુ–હું તો ચા પીને આવી છું–લે–તું પણ ખરી" કહી, તે ચહાના પ્યાલાને ગટગટાવી ગયાં. ત્યાર પછી છીંકણીનો એક મ્હોટો સડાકો લઈ બોલ્યાં.

"ઠીક વહુ જાઉં ત્યારે. એને એક પ્યાલીમાં થોડાક ચોખા તો આપજે વહુ–એને–બામણ આવ્યોતો ચોખા માગવા.

મેં કહ્યું-લાવ-તારે ત્યાંથી ચપટી લઉં જાઉં-ઠીક લે હવે વઉને બહુ મોઢે ચઢાવતી નહિ" અને બીજું જાણે શું કહી કંકુડોશી ચાલતાં થયાં,

આ બાજુ શોભાનું મન ખાલી થયું. તે ઊઠી મોઢું ધોયું અને રાંધણિયામાં સાસુજીને મદદ દેવા આવી.

શોભા રાંધણિયાના દ્વાર પાસે આવી ઊભી રહી, પણ સાસુજી કંઈ પણ બોલ્યાં નહિ. છેવટે શોભાને જ બોલવું પડયું.

"શાક છીનવા..."

"આજથી મારે તારું કામ હરામ છે. જા ઉપર ચાલી જા---કાળમુખી--" અને તેમ કહી તેઓ ધીમે ધીમે અસ્પષ્ટ શબ્દોમાં બોલવા લાગ્યાં, કે શોભા કાળમુખી છે, તે પુત્ર ગિરીશને ભરખીને ખાઈ ગઈ છે; જ્યારથી ચામુંડા ઘરમાં આવી છે ત્યારથી ઘર ઉપર શનિશ્વર ઉતર્યા છે--વગેરે વગેરે."

શોભા ક્રોધ અને ઉદ્વેગથી સળગી ઊઠી.

સાસુને સંભળાવી દેવાની તેનામાં એક તીવ્ર પ્રેચ્છા થઈ આવી. આ પ્રમાણે ક્યાં સુધી દબાઈ રહેશે ? દબાશે તો તે જીવી શકશે કેમ ? અને આ વિચારો આવતાં શોભા ઊપર ચાલતી થઈ.

શોભાના પતિના ઓરડામાં નાનો દિયર વાંચતો હતો. તે ઓરડામાં તે ગઈ નહિ. પડખે એક ખૂણામાં જઈ તે બેસી ગઈ.

એક પછી એક વિચાર તરંગો ઉછળવા લાગ્યા. આજે ફરીથી તેને અનિલની યાદ આવી. એક વખત એવો પણ હતો જ્યારે અનિલદાદા આજ શહેરમાં રહેતા. કોઈ કોઈ વખત તેની

ખબર લેતા; પણ આજે આ શહેરમાં તેનું કોઈ નથી. અને અનિલદાદા જાણે કયાં દૂર દૂર ચાલ્યા ગયા છે. કોઈ દિવસ કાગળપત્ર પણ લખતા નથી.

અને પછી તેને અરુણ સાંભર્યો. અરુણે—પેલી ગંગા કિનારે ઊભેલી શિલા અને સંધ્યાને સમયે કરેલી વાતો, ઊછળતાં ગંગાનાં જળો—આ બધું શોભા સામે તરવરવા લાગ્યું.

તેને પેલી વાતો સાંભરી, અરુણે કહ્યું હતું "શોભા! મારી સાથે ન રહેવાય? એક નદીને કિનારે એક સુંદર ઘર અને તેમાં આપણે મિત્રભાવે રહેતા..." અને શોભાને થયું. આજે અરુણ અહીં હોત તો? અરુણ સાથે જ તે ચાલી ગઈ હોત તો? અરુણે તો કહ્યું હતું; તેણે જ નાત, જાતની મર્યાદા ખાતર જવું પસંદ કર્યું હતું અરુણના પિતાનો – તેના કાકાનો તો કાગળ પણ હતો કે બેટા આવજે – પણ જવાય કેમ? કોની સાથે જાય?

અને ત્યારપછી શોભાને આજે બનેલો સવારનો જ બનાવ યાદ આવ્યો. તેના ચારિત્ર્ય માટે કરવામાં આવેલી ટીકા તેને યાદ આવી અને ફરીથી તેને રડવું આવવા લાગ્યું. હૃદયના ઊંડાણમાંથી શોકની – એકાકીપણાની – શૂન્યતાની લાગણીઓ જન્મી શોભાના હૃદયમાં ઉથલ પાથલ મચાવતી નેત્રોનાં પાણી વહેવરાવવા લાગી.

અંદર ઓરડામાં બેઠેલ દિયરે આ સિસકારીઓ સાંભરી. તે બહાર આવ્યો અને જોયું કે શોભા ખૂણામાં બેઠી રડે છે. એક ક્ષણ બાળક આ દશ્ય જોઈ રહ્યો, ત્યારપછી તે શોભા પાસે આવીને બોલ્યો.

"ભાભી!"

શોભા રડતી રહી.

" ભાભી !"

શોભાએ ઊંચું જોયું; પણ તેનાં નીર થોભ્યાં નહિ "કેમ રડો છો ભાભીજી" બાળકે પૂછ્યું.

" કંઈ નહિ. અમથી જ" શોભાએ આંસુ લૂછતાં લૂછતાં જવાબ આપ્યો.

" કોણ તમને રોજ રડાવે છે ભાભી" કહીને દિયર, શોભા પાસે આવ્યો; અને શોભાના મુખને જોતો ઊભો રહ્યો.

" કોઈ નહિ ભાઈ."

" ના ભાભી ! એમ નહિ. તમે કહો. હું એને – હા – મારી જ નાખીશ."

શોભા બાળકની આ વાતથી સ્હેજ હસી પડી; પણ એ હાસ્યમાં કેટલી કરુણા હતી ?

" બા એ તમને માર્યું ?" તે બોલ્યો, અને વિચિત્ર મોઢું કરીને કહ્યું, " એ છે જ એવી. ભાભી – મને તમે બહુ ગમો છો."

શોભાએ તેને પોતાની તરફ ખેંચી પોતાની છાતી સરસો ચાંપ્યો. અને એ ક્રિયાથી જાણે તેને અત્યંત શાંતિ થતી હોય તેમ શોભાએ તેને પોતાની છાતી સરસો ચાંપેલો જ રાખ્યો.

" ભાભી ! કહોને કોણે તમને રડાવ્યાં ?"

શોભા શું બોલે ?

એકાએક નીચેથી બુલંદ અવાજમાં હુકમ છૂટચો.

"અલ્યા એ ગધાડા! શું ત્યાં કરે છ? શરમાતો નથી છોડીઓ સાથે વાતો કરતાં. મર અહીં. આવે છે કે નહિ? ટાંટિયો જ તોડી નાખીશ."

દિયર ધ્રૂજતો ધ્રૂજતો ભાભીના ખોળામાંથી ઊભો થયો અને શોભા તરફ જોઈ રહ્યો.

"અલ્યા આવે છે કે નહિ...નહિ તો ટીટડી ઝાલીને..."

અત્યંત દયામણો ચહેરો કરી દિયર નીચે ચાલતો થયો. નીચે જતાં જ માતાએ બાળકના બંને કાન પકડી, બે ચાર તમાચા, બે ચાર ધબ્બા અને બે ચાર લાત મારી કહ્યું, "હરામખોર! કાળમુખી પાસે ગયો છે તો ટાંટિયો જ તોડી નાખીશ."

શોભા માટે આ વજ્રપાત હતો. તે વધુ વિચારી શકી નહિ. વધુ રડી શકી નહિ; એકાએક બેભાન થઈ જમીન ઉપર આળોટવા લાગી. કોઈપણ તેની મદદે આવ્યું નહિ. નીચે એટલું જ કહેવામાં આવ્યું.

"આવા ઢોંગ ઘણાય જોઈ નાખ્યા છે. હું ગાંજી જાઉં એવી નથી હા."

× × ×

શહેરના સ્ત્રી સમુદાયમાં કંકુ ડોશીના પ્રતાપે આ વાત જગજાહેર થઈ ગઈ હતી કે – "બાઈ – પેલી – પેલી – છેને તે ઓલી ઓલી – શિરીષની વહુ – શું નામ એનું – હા – હા શોભા – એ રાંડ – વિધવા થઈને......અને આડોશ પાડોશના છોકરાઓ સાથે......એ હા........" અને આ વસ્તુના સમર્થમાં હાથો ઉછાળી, તમાકુના સડાકા ભરતાં કંકુ ડોશી

કહેતાં, “ હા – હા – હા મારી કાને સાંભળેલ વાત છે. એની સાસુએ જ કહ્યું – હા – કે પેલો છોકરો છે ને – જે ભણે છે ને – શું કેવાયને – હા – હા – તે જ છોકરો – હા – પેલી શોભલીનો હાથ પકડી ” અને આના સમર્થનમાં બીજી ટકા મુંડાવાળી બાઈએ કહ્યું: “ હું તો રોજ જોઉં છું બાઈ હા – સ્તો પાણી ભરવાને બાને રોજ મળે – અને હસી હસીને માળી વાતું કરે. ” અને ત્યાર પછી રણછોડરાયજીના મંદિરે બેઠેલી બધી સ્ત્રીઓ એક સાથે બોલી ઉઠી. “ અર–ર ર–ર–બાઈ! શું કળજગ આવ્યો છે કળજગ. ” અને ત્યાર પછી મંદિરમાં આરતી શરૂ થતાં: “ રણછોડરાય કીજે રણછોડરાય કીજે ” કરતી તે સ્ત્રીઓ મંદિરમાં ચાલી ગઈ.

× × ×

“ અલ્યા એ ! સાંભળોછ કે ? થઈ ગયું. ટી. છજુ ” એક ચકરી પાઘડીવાળા, જાડા, ફુંદાળા, ખુલ્લે શરીરે ટૂંટિયુ વાળી બેઠેલા; એક આધેડવયના મહાશયે, ઓટલા ઊપર બેઠાં બેઠાં કહ્યું.

“ એમ કે ! ટી છજુ ” બીજો દુબળો, હાડપીંજર જેવો ત્રીસેક વર્ષનો માણસ ઊપરની વાતના સમર્થનમાં બોલી ઊઠયો. ટી છજુ શું છે ? એ પ્રશ્ન થશે. પણ આ ઓટલા ઊપર બેસતા સદ્‌ગૃહસ્થો વચ્ચે વાતચીત કરવામાં, અર્થ વગર–વપરાતો શબ્દ તે આ ટી છજુ. હજુ સુધી અમો જાણી શકયા નથી કે એ મહાનુભાવો, સંધ્યાસમયે, ચકરાળા પાઘડાં બાંધી, પાન ચાવતા ચાવતા, અનેક ગુંચાળા પ્રશ્નો ઉપર, માગ્યા વગર પોતાનો અભિપ્રાય દેતા, આ ટી છજુ શબ્દ શા અર્થમાં વાપરતા હતા. એટલું અવશ્ય કહી શકાય કે ઓટલા ઉપર બેસતા બધા સદ્‌ગૃહસ્થો ટી છજુનો અર્થ

સમજતા હતા; અથવા તો તેમાંથી કોઈ પણ એનો અર્થ સમજતું ન હતું. છતાં આ શબ્દ સંધ્યા સમયે. બટુઓના મુખમાંથી ઉચ્ચાર પામતા વેદમંત્રોની જેમ, વર્ષાઋતુમાં દેડકાના મુખમાંથી નીકળતા ' ડ્રાઉ ડ્રાઉ ' શબ્દની જેમ અવશ્ય સાંભળવામાં આવતો; એ હકીકત છે.

ઓટલા ઉપર સદ્‌ગૃહથોનું આગમન શરૂ થઈ ગયું હતું. ઠીંગણા, ઓખા, ડાબી આંખેથી બાડા જોતા, જૂના જમાનાનાં ચશ્માં પહેરતા, અને એક મિનિટમાં દસ બાર પાનની પિચકારી ઉડાડતા આખા ગામના મામા શ્રીયુત ચંદુમામાને ઓટલે આ બેઠક થતી. ઓટલા ઉપર શેતરંજી પાથરેલી હતી અને લાકડીઓ, અને હુક્કાની નળીઓ હાથમાં લઈ ગૃહસ્થો આવવા લાગ્યા હતા.

ઉપરોક્ત વાત જ્યારે થઈ હતી, ત્યારે એક જનોઈધારી, બામણ દેવતાએ પૂછ્યું.

"શું પણ ? હેં રાજજા ?"

"પતી ગ્યું ? કેમ ચાવડા ?"

"ટી છજુ"

બીજા સદ્‌ગૃહસ્થો ઉત્સુકતાથી આ જોવા લાગ્યા.

"કેમ ખરી વાતને – ચાવડા." દુંદાળા ગૃહસ્થે ફરીથી દુબળા મનુષ્યને ઉદ્દેશીને કહ્યું.

ચાવડા કહેવામાં આવેલા મહાશયે તાલી દેતાં કહ્યું: "ટી છજુ."

અને જ્યારે બધાજ લોકો ઉત્સુકતાથી પૂછવા લાગ્યા કે

વાત છે શી ? ત્યારે દુંદાળા ગૃહસ્થે, જરા સારી રીતે આસન જમાવી, પોતાના ઘોઘરા અવાજમાં કહેવું શરૂ કર્યું.

" પાંચ હજાર રૂપિયા હા...પાંચ હજાર. "

પાંચ હજાર રૂપિયાનું નામ સાંભળી બધા શ્રોતાજનોના મોઢામાં પાણી આવ્યું ? અને તેઓ ઉત્સુકતાપૂર્વક જાણવા ઇંતેજાર થઈ રહ્યા કે એ મહાન ભાગ્યશાળી વ્યક્તિ કોણ હશે જેને પાંચ હજાર રૂપિયા મળ્યા હશે ?

" રૂપિયા પાંચ હજારની વાત હતી. પેલો ગિરીશ નહિ ગિરીશ – હા કલકત્તામાં નોકરી કરતો તે..."

" હા...અ " બધા બોલ્યા.

" હા–તે–શિરીષબાબુનો છોરો–પેલી શું નામ તેનું–શોભા–શોભા હા તેનો વર–"

" હા...અ–તેં ? " મામાએ જમણી આંખ મીંચી પૂછ્યું.

" તેં શું ? તેનો વીમો હતો વીમો. પાંચ હજ્જારનો. કુંપનીમાં કરાવેલો. હા. તે..."

" તેનું શું થયું ? " એક ઉતાવળિયા સદ્‌ગૃહસ્થે કહ્યું.

" હવે તમે હાંભળો છો કે વચમાં ડબડબ જ. "

આ સાંભળી પ્રશ્ન કર્તાનું મોઢું પડી ગયું.

" હા તેં ટી છજુ – પેલો તે નો સસરોને – અરે હા પેલો – શોભાનો બાપ – માળો દીકરો છોકરીને દસ દિવસમાં જ ઘેર લઈ જવા માગતો તો. "

" હાં અ......"

"તેં શું? ટી છજુ! શિરીષબાબુ મોકલે ખરા? એને કેવાય છે તે કેમ ચાવડા.?"

"ટી છજુ" ચાવડાએ ઉમેર્યું.

"હા છે તે–અનિલને ફોસલાવી, માળો છોકરીને મોટરમાં ઘાલી લઈ જવાનું કહેવા લાગ્યો. કે–અલી છોકરી પાંચ હજારનો વીમો છે. પૈસા તારા હજમ કરીને તને ઘરમાંથી કાઢી મૂકશે તારો સસરો પણ છોકરી પણ શું? ટી છજુ! એકની બે થાય તોને. ઉછળી ઉછળીને કે–હા–હા રહેવા દ્યો. મારે તો નથી આવવું–શું બાપને ઝાટકયો છે શું ઝાટકયો છે ને કે–બાપા–શું મોઢું લઈને તમારે પાસે આવું–ને કયે મોઢે તમે મને લઈ જવા માગો છો? એક ઘરેણું–એક સારું કપડું પણ–બાપા–પહેરવા નથી આપ્યું અને શું ગરજી–શું ગરજી કે બસ–ટી છજુ."

બધા શ્રોતાજનો મનમાં શોભાનાં વખાણ કરવા લાગ્યા.

"પછી?" મામાજી, કે જેમને પ્રશ્ન કરવાનો ખાસ્સો અધિકાર હતો બોલ્યા.

"પછી શું–કેમ ચાવડા?"

"ટી છજુ" ચાવડાએ સમર્થન કર્યું.

"એને પછી તો વીલે મોઢે, મીયાંની મીંદડીની જેમ, બાપ ચાલ્યો ગયો, અને જતાં જતાં કેતો ગયો–જો જે દીકરી! ભીખ માગતી મારે ઘેર ન આવે તો મારું નામ નહિ. અને તે વખતે આવી તો ચોટલો ઝાલીને ઘર બહાર કાઢી મૂકીશ."

અને ત્યાર પછી દુંદાળા મહાશયે, હાથમાં તમાકુ લઈ, ચૂના સાથે મિશ્રિત કરી, હથેળીમાં મસળી, બે ચાર થપાટ લગાવી, પોતાના મુખારવિંદમાં, બંને ઓઠના એવડમાં મૂકી દીધી. આ ક્રિયા દરમિયાન ટી છજુનું ઉચ્ચારણ એકાદ ડઝન વખત કર્યું.

"એને પછી શું ? બાપ ગયા ગામડે – અને પેલી – શું કેવાય તે – કુંપની – કઈ કુંપની – ઇન્શ્યોર કંપનીને દીકરાએ કાગળ લખ્યો."

"હેં...ભાયડા" એક મહાશય જરા જોશમાં આવીને બોલી ઊઠ્યા; પણ કોઈ એ તરફ ધ્યાન ન દીધું એટલે જરા ભોંઠા પડી, વિચિત્ર મોઢું કરી વક્તા ભણી જોવા લાગ્યા.

"પછી શું ? છે તે લખી નાખ્યું ઇન્શ્યોર કંપનીને કે ગોટાળો છે ગોટાળો – હા...અને થયું શું."

"શું થયું ?" મામાજીએ પૂછ્યું.

"થયું શું ? ડૂબ્યા. પાંચ હજાર રૂપિયા ડૂબ્યા. ન મળ્યા છોડીને કે ન મળ્યા છોડીના બાપને. કેમ ? એમ છે વાત. કેમ ચાવડા ?"

"ટી છજુ" ચાવડો બોલ્યો.

અને ત્યાર પછી, શોભાના પિતાના વ્યવહાર તરફ સખત સમાલોચના કરતા; શહેરમાં ઊડેલી અથવા ઉડાડવામાં આવેલી બીજી અફવાઓને સાંભળી; તેમાં વધારો ઘટાડો કરી; શોભા વિશે સાંભળેલી અફવાને અત્યંત હૃદય વિદારક રીતે વર્ણવી, પેલી મંડળી, સૂર્ય ડૂબતાં, અંધારું થતાં વિખરાવા લાગી.

ઊઠતાં ઊઠતાં પણ દુંદાળા મહાશયે કહ્યું.

"કેમ ચાવડા ?"

"ટી છજુ" ચાવડાએ ઊમેર્યું.

અને મામાજીનાં છેલ્લા પાનનો સ્વાદ ચાખી, ચાવડો અને દુંદાળા મહાશય પોતાના ઘર તરફ પ્રયાણ કરી ગયા.

× × ×

જ્યારે આ વાત આખા ગામમાં પ્રસરી ગઈ કે શોભા દુશ્ચરિત્ર થવા લાગી છે, જ્યારે ઊડતી ઊડતી આ વાત શોભાના કાને પણ આવી ત્યારે તેના દુઃખનો પાર ન હતો. સાસુજીએ તે રાત્રે પતિના ઓરડામાં આવી કહ્યું.

"એ – સાંભળો છો કે – નારાયણ – નારાયણ."

શિરીષબાબુ સાવ લથડી ગયા હતા. તેમના ગાલ વધુ બેસી ગયા હતા; તેમનું શરીર વધુ સૂકાઈ ગયું હતું; અને તેઓ હવે કાને પણ ઓછું સાંભળવા લાગ્યા હતા. તે દિવસના બનાવ પછી, ઘરની વાતમાં ન બોલવાનું તેમણે નક્કી કર્યું હતું.

"એ ! સાંભળો છો કે ?" પત્નીએ ફરીથી પ્રશ્ન કર્યો. પત્નીને સામે ઊભેલી અને કંઈક કહેતી સાંભળી શિરીષબાબુએ પૂછ્યું.

"શું છે ?"

"વહુ બહુ ફાટી છે." સાસુજી જોરથી બોલ્યાં કે જેથી તેમના સુમધુર શબ્દો પતિદેવના કાનોમાં સ્થૂળરૂપે પ્રવેશી શકે, અને એક કાંકરે બે પક્ષી મરે. કારણ શોભા, પથારીમાં પડી આ સાંભળતી હતી.

"તેના વાળ કપાવે જ છૂટકો છે. આખા ગામમાં વાતો થાય છે તે સાંભળો છો કે નહિ. મારા તો કાન ફાટી જાય છે કાન."

પતિદેવ અરધું સમજ્યા અરધું નહિ. એટલું અવશ્ય સમજ્યા કે શોભા ઉપર કંઈક વધુ અત્યાચાર કરવાની કંઈક નવી યુક્તિ રચવામાં આવે છે.

"છડેચોક લોકો વાતો કરે છે કે ગિરીશની વહુ, તો, બાઈ સાવ નફ્ફટ નીવડી – નફ્ફટ – એ હા – અને અટિયાં પટિયાં પાડી, મોઢામાં પાન ચઢાવી, ગલીમાં આવતા જતા છોકરાઓ સાથે ગપ્પાં હાંકે છે; ને મશ્કરીઓ કરે છે. હા બાઈ – અને બુઆજી પણ કેવાં કે વહુને કંઈ કેતાં પણ નથી. ને વાળતો વધાર્યા છે વધાર્યા છે – આપણી છોડી હોય – વઉ હોય તો રાંડના વાળ જ કાપી, ટકો મૂડો કરાવી નાખીએ." અને ત્યાર પછી અત્યંત ધીમે સાદે, પતિદેવના કાન પાસે પોતાનું મોઢું લાવી બોલ્યાં, "કાલે વાળંદને બોલાવી કરાવી નાખો કામ પૂરું."

"નારાયણ – નારાયણ!" બસ એટલું જ શિરીષબાબુ બોલ્યા અને પછી આકાશ તરફ હાથ જોડી મૂંગા રહી ગયા.

પત્નીદેવીએ આનો અર્થ એ કર્યો કે તેમને કશો વાંધો નથી. જેમ મરજી હોય તેમ કરો. અને તેથી પત્નીદેવી હરખાતાં હરખાતાં પોતાની પથારીમાં આવીને પડયાં.

શોભા સમજી ગઈ. તે સમજી ગઈ કાલે કદાચ વાળંદ આવશે અને તેના વાળો કાપી નાખશે. આજે જાણે કેમ

શોભાને એકાએક પોતાના વાળો તરફ, પોતાના શરીર તરફ, પોતાના સૌંદર્ય તરફ, મમતા જાગી. તેને થયું તે પણ એક યુવતી છે. તેની પાસે સુંદર વાળો છે; સુંદર શરીર અને મુખ પણ છે—અને સુંદર ભાવનાઓ પણ છે. તેને થયું તે શા માટે આ સુંદર શરીરને નષ્ટ થઈ જવા દે? શા માટે તે પોતાના વાળોને કપાવવા દે? શા માટે તે અસુંદર બને?

અને તેને થયું તેના હૃદયમાં કંઈક એવું એવું થાય છે જે તેણે કોઈ દિવસ અનુભવ્યું નથી. તેણે નિશ્ચય કર્યો તે કોઈ પણ પ્રકારે પોતાના વાળો કપાવવા દેશે નહિ. પછી તેને પેલો વિદ્યાર્થી સાંભર્યો. તેણે તેનો હાથ પકડી ઊપાડી હતી. તેને અરુણ સાંભર્યો અરુણ સાથે કરેલી વાતો સાંભરી. અરુણ સાથે કલ્પેલો સહવાસ અને સાહચર્ય યાદ આવ્યું. અને તેણે નક્કી કર્યું તે પોતાના વાળોને, પોતાની સુંદરતાને અખંડિત રાખશે. કોઈ પણ તેના સુંદર શરીરને અસુંદર બનાવી શકશે નહિ. અને ત્યાર પછી તે ઉંઘી ગઈ.

ગમે તે કારણ હો, પણ બીજે દિવસે વાળંદ ન આવ્યો. ફુઆજી શું ત્રેવડમાં હતાં તે તો રામજી જાણે. પણ શોભા હવે સ્હેજ પ્રફુલ્લિત રહેવા લાગી. તેણે તેના મનમાં, સુંદર પટિયાં પાડેલી, સુંદર ઘરેણાંથી સુશોભિત બનેલી, પગમાં રૂમઝૂમ રૂમઝૂમ કરતા નૂપુરો પહેરેલી, મુખમાં પાન અને કપાળે સુંદર ચાંલ્લો અને સેંથીમાં કંકુ લગાડેલી, શોભા કલ્પી અને તે થનગની ઊઠી. વારંવાર, એકાંતમાં, તે એક તૂટેલા અરીસામાં પોતાનું મુખ નિરખતી અને વાળો ઓળતી. કોઈ કોઈ વાર છાનોમાનો દિયર આવી આ જોઈ જતો ત્યારે તેને

પોતાની છાતી સાથે ચાંપી, ચુંબન આપી કહેતી: "કોઈને કહેતો નહિ હોં." અને પછી તે અગાસીમાં આવી, ગલીમાં જતા યુવકોને જોવા પ્રયત્ન કર્યા કરતી. એક દિવસ શોભાએ પાનદાનમાં બનાવીને રાખી મૂકેલું પાન લઈ લીધું અને મોઢામાં નાખી તે અગાસી ઉપર આવીને ઊભી રહી. બે ચાર યુવકો એક બીજાના ગળામાં હાથ નાખી, સામેથી આવતા, તેણે જોયા. શોભા ત્યાંથી હટી નહિ. સતૃષ્ણ દૃષ્ટિએ તે પેલા યુવકોને જોતી રહી. યુવકો પણ શોભા તરફ જોઈ અશ્લીલ વાતો કરતા રહ્યા, છતાં શોભા ત્યાંથી ખસી નહિ.

આજ વખતે ઉપર આવી સાસુજી ગરજ્યાં:

"શું કરે છે ત્યાં? ચાલ વાળંદ આવ્યો છે. વાળ કપાવી નાખ."

શોભા આ સાંભળી એક ક્ષણ ક્ષુબ્ધ થઈ ઊઠી. તે કશું બોલી નહિ ત્યાં જ ઊભી રહી.

"સાંભળે છે કે બહેરી મૂઈ છો. શું ઊભી છે ડોયા જેવી. ચાલ."

પણ શોભા ત્યાંની ત્યાં ઊભી રહી.

"ચાલે છે કે પછી......"

પોતાનું બધું બળ એકઠું કરીને શોભા એ કહ્યું.

"મારે વાળ કપાવવા નથી. તમે નીચે ચાલ્યાં જાઓ."

વજ્રપાત! વજ્રપાત! આકાશમાંથી વજ્રપાત! આ શબ્દો! એક વહુના સાસુજી પ્રત્યે આ શબ્દો! ઘોર અત્યાચાર! કેમ સહન કરી શકાય?

પણ ખરું કહીએ તો સાસુજી આ શબ્દો સાંભળી એક ક્ષણ દિગ્મૂઢ શાં બની ગયાં. તેમણે કોઈ દિવસ પણ આશા રાખેલી નહિ કે શોભા આમ સામું બોલશે.

ઘવાયેલી નાગણની જેમ પગ પછાડતાં સાસુજીએ – એવા બુલંદ અવાજે વહુના ગુણ ગાન કરવાં શરૂ કર્યાં, અને પછી પોતાનું માથું કૂટી એના ભેંકડા તાણવા શરૂ કર્યા કે આડોશી પાડોશીનાં બધાં માણસો ભેગા થઈ ગયાં અને પૂછવા લાગ્યાં. આ છે શું રોજની કડાકૂટ.

શોભા આ બધું જોતી રહી. પછી જાણે શું વિચાર આવતાં વંડી ઉપર ઊભી થઈ અને તેણે વંડી ઉપરથી જ નીચે ગલીમાં કૂદકો માર્યો.

# ૧૫

સવારના પહોરમાં જ, મીઠાઈવાળો જાગ્યો. જાગી, તેણે માથા ઉપર પોતાની જૂની, જર્જરિત પાઘડી લપેટી. મોઢું ધોઈ, સાફાને છેડેથી મોઢું લૂછી, હાથમાં મોટું લાકડું લઈ, દુકાનેથી નીચે ઊતર્યો. ભટ્ટી ચેતવવા માટે તે ભટ્ટીમાં લાકડાં મૂકવા માગતો હતો. નીચે ઊતરી તેણે, જોયા કર્યા વગર ભટ્ટીમાં લાકડું ખોસ્યું. એ લાકડું કૂતરાના માથામાં અફળાયું. વાઉ, વાઉ કરતું કૂતરું ભટ્ટીમાંથી નાઠું. રાધા એકાએક જાગી ઊઠી. કૂતરું મીઠાઈવાળા – કંદોઈના પગમાંથી થઈને ભાગ્યું.

“ અરે મરરે ! ” કંદોઈ બોલી ઊઠ્યો, અને તેની દૃષ્ટિ ભટ્ટી તરફ વળી.

“ એં ? આશું ? ” કંદોઈ એક ક્ષણ વિચારી રહ્યો. અને પછી ચીંથરે હાલ, અસ્તવ્યસ્તવાળવાળી એક સુંદર પણ કૃશ

યુવતીને ત્યાં અંદર પડેલી જોઈ, વિસ્ફારિત નેત્રે કંદોઈ [ મીઠાઈવાળો ] બોલી ઊઠયો :

“ અલી આ કુણ છે ? ચોરી બોરી કરવા આવી છે કે શું ? ”

રાધા ધીમે ધીમે, બ્હીતી બ્હીતી, ભઠ્ઠીમાંથી બહાર આવી; અને આળસ મરડી એક બાજુ ઊભી રહી.

“ શું ઊભી છે ત્યાં ? ” કોડાજેવી આંખો કરી હાથનું લાકડું ઊંચું કરી કંદોઈ બોલ્યો, અને પછી તેણે લાકડું ભઠ્ઠીની અંદર મૂકી દીધું. એક પછી એક લાકડાં ગોઠવી, ગ્યાસતેલવાળું છાણું મૂકી, દિવાસળી ચાંપી, કંદોઈ, દુકાન ઉપર ચઢી ગયો. ઠંડથી થરથર ધ્રૂજતી રાધાને આ પ્રકાશ, અને ભઠ્ઠીનો તાપ ઘણો જ મનગમતો લાગ્યો. ત્યાં ઊભી ઊભી, ભઠ્ઠીમાં ઊઠતી કેસરી રંગની જ્વાળાઓ નિરખવા લાગી. ત્યાં દૂર દૂર, ગંગાને કિનારે, ઝૂંપડીમાં, ચૂલા પાસે બેસી તેણે આવી આવી જ્વાળાઓ નિરખી છે.

કંદોઈએ ભઠ્ઠી ઉપર મોટી કઢાઈ ચઢાવી દીધી અને પૂરીઓ વણી વણી કઢાઈમાં નાખવા લાગ્યો. રાધા આ જોઈ રહી. પૂરીઓ ઘીમાં નાખવામાં આવે છે; ફૂલી ફૂલીને પૂરીઓ ઉપર આવે છે; કંદોઈ ઝારાથી પૂરીઓને ઉથલાવે છે, અને ત્યાર પછી ઝારાથી પૂરીઓને ઉપાડી, તે સામેના એક સૂંડલામાં મૂકે છે.

આજ બે દિવસથી પેટમાં ખાડા પડયા છે. ખાવાનું કશું મળ્યું નથી. પેટમાં સખત ભૂખ લાગી છે. સામે જ આટલું બધું ખાવાનું પડયું છે, છતાં ખાવા મળતું નથી. રાધા વિચારવા લાગી. આમાંથી બે ચાર પૂરીઓ જ મળી જાય તો

કેવું સારું ? એ પૂરી જ બસ થશે. આ દયાળુ માણસ તેને બે પૂરી આપે તો ? અને સતૃષ્ણ દૃષ્ટિએ રાધા આ જોતી રહી.

કંદોઈ ક્યારનો વિચારી રહ્યો હતો. આ માળાં ભિખારાં ! ગજબના બદમાશ ! રાત આખી મારી ભઠ્ઠીમાં સૂતી રહી છતાં સામે જ ઊભી છે રાંડ ! જાતી પણ નથી. કેવી નજર છે ? નજર લગાવી દેશે તો આખો દી બગડશે. આજ ક્યાંથી આ કાળકામાતાનાં દરશન થયાં ! અને મનમાં બબડતો બબડતો કંદોઈ પોતાનું કાર્ય કરતો રહ્યો. એની કાર્યદક્ષતા પણ કેવી હતી ? લુઆ કરતો જાય છે, વેલણ-ફટફટ મારી-પૂરી કરતો જાય છે, પૂરી નાખી, તળી પાછો ઝારીવતી ફેરવી, લઈ, સૂંડલામાં મૂકતો જાય છે.

સામે ઊભેલું કૂતરું પણ, ઘીની સુગંધથી જાણે મસ્ત બની ગયું. પૂછડું ટપટપાવતું, મુખમાંથી જલસ્રાવ કરતું, જીભવતી પોતાનું સુંદર મોઢું ચાટતું તે પણ કંદોઈ મહાશયના મુખને નીરખતું રહ્યું.

એકાએક ઝારો હાલ્યો અને બેચાર પૂરીઓ દડી પડી અને દુકાન નીચે આવી તે આળોટવા લાગી. કૂતરું દોડ્યું. આ બાજુ રાધા પણ દોડી અને કૂતરા પાસે આવી પૂરી ઉપાડવા લાગી.

"રાંડ ! ડાકણ ! ! નજર લગાવે છે. ભાગ ત્યાંથી નહિ તો..." અને ક્રોધાવેશમાં પાસે કંઈ ન દેખતાં, બેચાર પૂરીનો દોથો ભરી કંદોઈએ રાધા ઉપર ફેંક્યો, અને બોલ્યોઃ

"મર—ભાગ ત્યાંથી."

કૂતરાના મુખમાં પડેલી પૂરી રાધા લઈ શકી નહિ; પણ ભાગ્ય જોગે ફેંકાયેલી આ પૂરીઓ રાધાએ લઈ લીધી; અને એ બ્હીકે કે રખેને કંદોઈ આવીને તે ઝૂટવી જાય અથવા લાકડી

લઈ તેને મારે, રાધા ત્યાંથી દોડવા લાગી, કૂતરું પણ રાધા પછવાડે દોડવા લાગ્યું.

આ બાજુ કંદોઈનો કોલાહલ સાંભળી બીજા દુકાનવાળા આવીને પૂછવા લાગ્યા.

" શું થયું શું થયું ?"

" થાય શું રાંડ ભિખારણ... "

" ભિખારણ ?"

" અરે હા રાંડ હશે કોક બદમાશ. "

" હા તે ?"

" તે શું ? રાંડ રાતના આવીને ભઠ્ઠીમાં સૂઈ ગઈ. "

" હેં ? ભઠ્ઠીમાં ?"

" હા હા ભઠ્ઠીમાં–નહિ તો શું મારા માથામાં ?"

" અર–ર–ગજબ ?"

" ગજબ ! બોલ્યા ગજબ ! અરે હા સૂતો અને સવારમાંજ ત્યાંથી ઊઠી રાંડ–કે'–એક પૈસો આપો એક પૈસો, રાંડને એક પૈસો આપ્યો તો પણ ખસી નહિ. "

" પછી ?"

" પછી શું ?"

અને તેમ કહી કંદોઈએ પોતાની ડાબી આંખને મીચી કહ્યું.

" પણ એ ! એવી તો ખૂબસૂરત કે પૂછો માં વાત. "

" અચ્છા ?" એક યુવકે કહ્યું.

" અચ્છા નહિ તો શું જૂઠા ?"

" હાં પછી ?"

" પછી શું ? ત્યાં સામે ઊભી ઊભી જોયા જ કરે, જોયા જ કરે–મારી સામું ચાળા કર્યાં જ કરે. "

" અરે વાહ ! વાહ સૈયાં. "

" હવે બેસ સૈયાં વાળી. "

" હાં પછે ? "

" પછે શું ? હું તો પૂરી કરતો જાઉં ને રાંડ નજર લગાવ્યા કરે, ત્યાં તો મારો હાથ હલ્યો અને પૂરી ગઇ પડી. "

" આ હા હા—" યુવક હસ્યો.

ગંભીર મુખમુદ્રાએ કંદોઈ યુવક તરફ જોતો રહ્યો. યુવક શાંત થઈ ગયો.

" પછી ? "

" પછી શું ? મેં લગાવી એક લાત એટલે ભાગી ગઈ. "

" ક્યાં ભાગી ગઈ ? "

" જહાન્નમમાં "

બેચાર નાનાં છોકરાં આ વાતને સાંભળી રહ્યાં હતાં. તેઓ રાધા જે દિશામાં ગઈ હતી તે તરફ દોડ્યાં. બેચાર લહેરી યુવકો પણ તે દિશા તરફ ઉપડ્યા. થોડેક દૂર જતાં જ બાળકો તથા યુવકોની મંડળી એ રાધાને જતી જોઈ, વિખરાયેલા વાળો, લીરેલીરા થયેલ સાડી, હાથમાં પૂરી, આમતેમ જોતી રાધા આગળ જઈ રહી હતી. વારંવાર તે પછવાડે જોતી હતી. કૂતરું પણ રાધા પછવાડે ચાલી રહ્યું હતું.

" એય ! ગાંડી " બાળકોએ બૂમ પાડી.

" એ જાય–એ જાય " બીજા બાળકે હર્ષમાં આવી જઈ બીજા બાળકોના હાથમાં તાળી દઈને કહ્યું.

એક બાળકે રસ્તામાં પડેલી કાંકરી ઉપાડી રાધા તરફ ફેંકી.

બાળકવૃંદ આગળ ચાલ્યું. રાધા સામેની ગલીમાં ઘૂસી. ગલીને છેડેથી એક ઢળાવ હતો અને તે નદીના પુલ ઉપર જતો હતો. રાધાએ નીચે જોયું નીચે એક નાનીશી નદી વહે છે, અને આ રસ્તો નીચે જઇ પુલ ઉપર જાય છે, પોતે એક ટેકરા ઉપર ઊભી છે. મશ્કરી કરતા યુવકો આવી પહોંચ્યા. તેઓ રાધાની સાડી અને તેના ખુલ્લાં પડેલાં અંગો તરફ બીભત્સ રીતે અંગુલિ નિર્દેશ કરતા હસવા લાગ્યા.

બાળકો પણ તાળી દઈ નાચતા નાચતા :

" એય ગાંડી–એય ગાંડી " કરવા લાગ્યા.

રાધા આ સહન કરી શકી નહિ, આજ વખતે એક છોકરા વડે ફેંકવામાં આવેલ કાંકરો રાધાના સ્તનમાં આવી અફળાયો. રાધા છંછડાયેલી નાગણની જેમ છોકરાનાં ટોળા ઉપર ધસી. એકાદ બાળક હડફટમાં આવ્યું તેને એક થાપડ પણ ચોડી દીધી અને પછી તે પાછી વળી અને દોડતી દોડતી નદીના પુલ ઉપર આવી ગઈ. બાળકવૃંદ ભાગી ગયું હતું. યુવકો ટેકરા ઉપર ઊભા ઊભા, પુલ ઉપર ઊભેલી રાધાને જોતા રહ્યા. રાધા આગળ વધી. તેનું કૂતરૂં પણ પાછળ થયું, અને બંને પુલને પાર કરી, સામે આવેલા એક મોટા મેદાનમાં પ્રવેશ્યા. થોડેકદૂર એક સુંદર પીપળાનું ઝાડ હતું. રાધા તે ઝાડ નીચે આવીને બેસી ગઈ.

હાથમાં પૂરી હતી, ભૂખ લાગી હતી. પાસે કૂતરું હતું. અને તેની આંખો સામે થોડા વખત પહેલાં જ બનેલો બનાવ તાજો થયો. રાધા એક ક્ષણ પોતાની મનોવિકૃતિ તરફ નીરખી

રહી. રાતનાં, પેલા યુવકે કરેલું અપમાન તેને યાદ આવ્યું. આજે સવારના પહોરમાં કરેલું અપમાન, અને બાળકોનો વ્યવહાર તેને યાદ આવ્યો.

શું આ પૂરી ખાઇ જાય ? આ પેટની જ્વાળાને અંગે જ તેને આ બધું સહન કરવું પડે છે ને ? તેણે એકાએક બધી પૂરીનો ઘા કર્યો અને કૂતરાને કહેવા લાગી–" જા, જા–તું ખાઈ જા, મારે નથી ખાવી " અને તેમ કહી રાધા બન્ને હાથ વચ્ચે પોતાનું મુખ મૂકી બાળકની જેમ રડવા લાગી.

× × ×

સખત ઠંડ પડતી હતી. આખું વાતાવરણ, આસપાસનાં વૃક્ષો, લતાઓ અને ઝાડીઓ જાણે ઠંડથી ધ્રૂજતાં હતાં. એટલો ઠંડો પવન વહેતો હતો કે તેના સ્પર્શે ગાત્રે ગાત્ર શિથિલ થઈ જતાં અને આખા શરીરમાં કંપારી છૂટતી. શહેરથી ઘણે દૂર, એક મ્હોટા મેદાન વચ્ચે, એક ઝાડ નીચે એક ચીંથરે હાલ, યુવતી પડી છે. ઠંડીથી તેનાં ગાત્રો શિથિલ થઈ ગયાં છે અને એક નૈરાશ્ય પૂર્ણ દષ્ટિએ, તે ઉપરના વૃક્ષનાં ઠંડથી ધ્રૂજતાં પાંદડાં નિહાળે છે. તેનામાં રોવાની શક્તિ નથી, તેનામાં વિચારવાની શક્તિ નથી; છતાં તેની આ અવસ્થામાં પણ તેની આંખમાંથી બે ચાર આંસુ સરી પડે છે.

મૃત્યુ ! મૃત્યુ !! બસ મોત આવે તો જ હવે શાંતિ વળશે. પણ મોત ! મૃત્યુ ! ! ઓહ કેવું ભયંકર એ દૃંદ છે ! આ યાતનાઓ, આ કષ્ટો આ દુઃખો સહન કરી શકાતાં નથી. છતાં મૃત્યુથી બ્હીક લાગે છે. જીવન પ્રત્યે કેવો આ મોહ છે !

એકાએક એક મોટર આ મેદાનમાં આવે છે. આ વિશાળ

મેદાનમાં આવીને તે થોભી જાય છે. મોટરમાંથી એક સફેદ દાઢીવાળા સજ્જન નીચે ઊતરે છે. તેમની સફેદ દાઢી, તેમનું લાંબુ મુખ, અને માથા ઉપર પહેરેલી ફેઝ ટોપી ઉપરથી તેઓ કોઈ મુસ્લિમ ગૃહસ્થ હોય એમ લાગતું હતું. પણ પાયજામાને બદલે તેમણે એક ધોતલી પહેરેલી હતી. એક શર્ટ અથવા કોટને બદલે તેમણે ગેરુઆ રંગની એક કફની પહેરી હતી. તેમની કમર સ્હેજ ઝૂકેલી હતી. તેમની સફેદ સુંવાળી દાઢી સારી રીતે ઓળવામાં આવી હોય એમ લાગતું હતું. મોટર થોભતાં જ, તેમાંથી ઉતરતાં જ તેમણે ડ્રાઈવરને કહ્યું.

"વિનોદબાબુ !"

"જી સરકાર !"

"ભૂલ્યા કે ? સરકાર ! બરકાર નહિ ભાઈ. 'જી' કહેશો તો બસ થશે." તેઓ બોલ્યા.

"જી."

"શહેરથી કેટલે દૂર છીએ ?"

"પચાસ માઈલ દૂર."

"હું." દાઢી ઉપર હાથ ફેરવતા તેઓ બોલ્યા.

"તો રાત અહીં જ રોકાશું ને ?"

"જી – બરોબર છે."

"અચ્છા ! લ્યો તો. સંધ્યાનો સમય થાય છે. સંધ્યા માટે તૈયારી કરી નાખો. ભાઈ"

"હાજી."

વિનોદબાબુ કોણ ? એ પ્રશ્ન થશે. હા. આ વિનોદબાબુ તે અમારા તાઉજીના પુત્ર વિનોદબાબુ. અનિલના ભાઈ. હાજી–તે જ તે જ વિનોદબાબુ જે તાઉજીને ઘેર, તેમની

કેબિનમાં બેઠા બેઠા પાનની પિચકારીઓ વડે સામેની ભીંત ઉપર ચિત્ર વિચિત્ર ચિત્રો દોરવામાં અત્યંત દક્ષ હતા; તે જ વિનોદબાબુ જે ભગવાં વસ્ત્રો પહેરી, ગળામાં રેંટિયો લટકાવી, અનિલબાબુના ચરણોમાં પ્રણામ કરી, સંસારની અસારતાથી કંટાળી, સમસ્ત વિશ્વને તિલાંજલિ દઈ, સંન્યાસી થવા માટે તૈયાર થઈ ગયા હતા; તે જ વિનોદબાબુ જે મંદિરના બાવાજીની ચલમમાંથી ગાંજો પીવાની ક્રિયામાં પ્રખ્યાત હતા. જી. તેજ વિનોદબાબુ.

વિનોદબાબુ ડ્રાઈવર ક્યાંથી બન્યા ? એ પૂછો છો ? હાજી. વાત પૂછવા જેવી જ છે. સંસારથી કંટાળી જ્યારે વિનોદબાબુએ સંન્યાસ લેવા વિચાર કર્યો અને જ્યારે આ વાતની ખબર તાઉજીને પડી ત્યારે તાઉજીએ વિનોદબાબુ ઉપર સખત જુલમ ગુજાર્યો હતો. એમ વિનોદબાબુનું કહેવું છે. તેઓ કહે છે કે પિતાજીએ તેમના હાથ પગ બાંધી એક ઓરડામાં તેમને ત્રણ દિવસ સુધી લટકાવી દીધેલા. માતાનાં અશ્રુ, ભાઈઓનું રુદન, કશું પણ તેમના સખત, કઠણ હૃદયને પિગળાવી શક્યું ન હતું. અને આ ત્રણ દિવસ દરમિયાન તેમને ખાવાનું અપાતું ન હતું; પાણી પણ અપાતું ન હતું; હા અપાતો હતો એક માત્ર સોટીઓનો પ્રહાર, અને આ પ્રહારે તેમના માનસમાં એક અદ્‌ભુત પરિવર્તન કરી નાખ્યું હતું. તેમના મનમાં એક દૃઢ નિશ્ચય જાગ્યો હતો; અને તે એ કે આ કારાવાસમાંથી મુક્તિ મળે કે તુરત જ ઘરમાંથી નાસી જવું. ગમે ત્યાં જવું પણ ઘરમાં તો ન જ રહેવું.

અને એ દૃઢ નિશ્ચય પ્રમાણે, ત્રીજે દિવસે જ્યારે તેમને સખત શિક્ષા અને કારાવાસમાંથી મુક્તિ મળી ત્યારે તેઓએ

તે જ રાત્રે પોતાનો નિશ્ચય પાર પાડ્યો. અંધારી રાતે, હાથમાં ડાંગ લઈ, સૂતેલા પિતા તરફ ક્રોધભરી દૃષ્ટિ નાખી, મનમાં તેમને ગાળો દઈ, વિનોદબાબુ ઘરમાંથી પલાયન કરી, મિયાં સતારને ત્યાં ગયા. તેની સહાયતાથી કાનપુર આવ્યા. અને ત્યાં મોટરડ્રાઈવીંગનું કામ શીખ્યા. અને ભાગ્યયોગે આ મોટરના માલિક-હાજીભાઈ ને ત્યાં નોકર રહી ગયા.

હાજીભાઈ, તેમનું ખરું નામ હાજીમહમ્મદ મિયાણી હતું. તેઓ વિચિત્ર જીવ હતા; પણ તેમનું હૃદય સોના જેવું હતું. કાનપુરમાં હાજીમહમ્મદની કાપડની દુકાન હતી. તેઓના હૃદયમાં ઈશ્વરપ્રત્યે ઘણો સ્નેહ હતો. તેઓ હિંદુ-મુસ્લિમ એકતામાં માનતા હતા. તેમના હૃદયમાં અપાર સ્નેહ હતો.

તેમના એક માત્ર પુત્ર સુલતાન સાથે તેઓ રહેતા હતા. કુરાને શરીફના ભક્ત હોવા છતાં તેમને પોતાના ઘરમાં રામાયણ, મહાભારત વસાવ્યાં હતાં. તેમની અભિલાષા હતી કે તેમનો પુત્ર ભણી ગણી હિંદુ-મુસ્લિમ એકતાના કાર્યમાં લાગી જાય. અને તેથી તેમણે પુત્રને બાળપણથી જ, કેળવ્યો હતો અને તેવા સંસ્કારો રેડ્યા હતા.

પણ તેમની અભિલાષા પૂર્ણ થઈ નહિ. કોમીવાદનું ઝેર શહેરમાં ફેલાતું જ ગયું. સુલતાન બાપાને આવીને કહેતો, "બાપા! આતો જુઓ!"

ત્યારે બાપા તેને પડોશમાં આવેલી એક કાયસ્થ વિધવાને ઘેર મોકલી દેતા.

આ વિધવા બાઈ હાજીમહમ્મદના ઘર પાસે જ રહેતી હતી. સુલતાન પિતાના આદેશથી આ-'ચાચી' પાસે આવતો અને તેમને શહેરની બધી વાત કરતો. આજે સુલતાને કહ્યું.

"ચાચી! આજે તો ગામમાં અફવા છે હુલ્લડ ફાટી નીકળશે."

"હેં શું કહ્યું બેટા?" ચાચીએ પાન બનાવી, પોતાના મુખમાં મૂકતાં અને બાળક સુલતાનને આપતાં કહ્યું.

"ચાચી! હુલ્લડ ફાટી નીકળવાનું છે."

"નારેના કશુંય થવાનું નથી." તેમ કહી ચાચીએ સુલતાનને પોતાના ખોળામાં લીધો.

સુલતાન ચાચીના ખોળામાં બેસી પૂછવા લાગ્યો.

"હેં ચાચી! લોકો શા માટે લડતા હશે?"

"મૂરખા છે" ચાચીએ કહ્યું.

"હેં ચાચી! એ લોકો મૂરખા શા માટે થાય છે?"

ચાચી શું જવાબ આપે?

"ચાચી! જે લોકો લડે છે એ બધાને હું મારી નાખીશ" સુલતાન બોલ્યો.

"મારી નાખીશ? હેં સુલતાન?"

"હા ચાચી. મારી જ નાખીશ."

"તો પછી ભલેને એ લોકો એકબીજાને મારે? મારવામાં શી મોટાઈ છે સુલતાન? તને મારવું ગમે?"

સુલતાન ચાચીનું મુખ નીરખી રહ્યો; પણ જવાબ આપી શક્યો નહિ.

"સુલતાન! તને કોઈ મારે તે ગમે?"

"ના"

"તો પછી? બેટા! આપણે કોઈને મારવું નહિ—મરાય કે?"

"ના ચાચી" તે બોલ્યો.

ચાચી સુલતાનને રમાડતી રહી. પછી, ચાચીની મોટી ગોળ ચકરી જેવી વાળી જોઈ પૂછવા લાગ્યો.

"આ શું છે ચાચી?"

"એ છે—" ચાચી બોલી.

થોડીવાર પછી, હાજીમહમ્મદે બૂમ પાડી—

"સુલતાન! શું કરે છે રે? ચાચીને મૂંઝવતો તો નથીને?"

ચાચી બોલ્યાં, "સુલતાન કહે તો કે સુલતાન તમારો દીકરો નથી મ્હારો છે."

"હા હા. તે તો તમારો જ છેને. મારે છે કોણ? તેની માને મર્યાં આજ સાત વર્ષ થયાં. તેને પાળીપોષીને કોણે મોટો કર્યો છે?" હાજી મહમ્મદ બોલ્યા.

બીજે દિવસે ખરેખર હુલ્લડ ફાટી નીકળ્યું, મુસલમાનોનાં ટોળાં હાથમાં છરી, ચાકુ, લાકડી લઈ, આડોશ પાડોશના હિંદુઓ ઉપર તૂટી પડ્યા. આ બાજુ હિંદુઓ પણ મુસલમાનોની દુકાનો અને ઘરો ઉપર તૂટી પડ્યા. ભૂખ્યા વરુઓની જેમ મારા મારી ચાલી.

સુલતાન ગભરાઈ ગયો. તે ઘરમાંથી દોડી ચાચી પાસે આવી લાગ્યો. ચાચીએ સુલતાનને પોતાની છાતી સાથે ચાંપી

દીધો. એકાએક બારણા ઉપર કુહાડીના ઘા પડવા લાગ્યા. બાળક સુલતાન રડવા લાગ્યો. ઘરનું બારણું તૂટતાં જ "યા અલ્લા! યા અલ્લા! દીન દીન!" કરતા બેચાર મુસલમાનો ઘરમાં ઘૂસી પડ્યા. તેઓએ બાળક સુલતાનની પરવાહ ન કરી. એક છરી ચાચીના પેટમાં ઘુસાડી; રડતા અને ચાચીને બચાવવા મથતા સુલેમાનના ગળામાં ચાકુ ખોંસી, ગુંડાઓ ચાલતા થયા. બધું શાંત થયું.

કોમી હુલ્લડ શાંત પડ્યું; પણ હાજીમહમ્મદના હૃદયમાં શાંતિ ન વળી વારંવાર સુલતાનનો ચહેરો, ઘૂંઘટો તાણી વાત કરતી સુલતાનની ચાચી–તેને યાદ આવતાં. જેના આધારે તે જીવતો હતો, તે સુલતાન, તેનો પ્યારો સુલતાન સદૈવને માટે ચાલતો થયો; અને સાથે લેતો ગયો તેની માતા જેવી ચાચીને! અને તેમની આંખો સમક્ષ ચાચી ઊભાં થયાં; જાણે કહેતાં હોય; સુલતાન કેતો–કેતો કે હું ને ચાચી વૈકુંઠમાં લહેર કરીએ છીએ. અહીં નથી વેર ઝેર, અહીં નથી કોમીવાદના ઝઘડા, અહીં નથી હિંદુ–મુસ્લિમમાં ભેદ, અહીં નથી જગતની કટુતા અને વિષમતા; અહીં નથી ધર્મનાં આડંબરો જેની આડમાં લાખો નિર્દોષ માનવીઓને રહેંસી નાખવામાં આવે છે."

અને વારંવાર ચાચી–ચાચીની ગોદમાં બેઠેલો સુલતાન તેમની સામે આવી દેખા દેતો. રાતમાં તેમને ઊંઘ આવતી નહિ. ઊંઘમાં ને ઊંઘમાં ઝબકીને તેઓ જાગી ઊઠતા. તેમને જીવન ઝેર જેવું લાગવા લાગ્યું.

એક દિવસ, તેમના મનમાં એક વિચિત્ર ભાવ જાગ્યો. દુકાન તેમણે વેચી નાખી. સરસામાન બધું વેચી રોકડા પૈસા

કરાવ્યા. એક વિદ્વાન પાસે ગીતા અને કુરાનમાંથી સારા સારા ઉપદેશો સાથે કોમી એકતા લાવવા વિષેનું એક પુસ્તક લખાવી છપાવ્યું. ત્યાર બાદ એક ખાસ જાતની મોટર તૈયાર કરાવી. આ મોટરમાં બે માળ હતા. ઉપરના માળમાં બે ઓરડીઓ હતી. અથવા એમ કહીએ કે ઉપર બે નાના કંપાર્ટમેંટ કરવામાં આવ્યાં હતાં એક રસોડા તરીકે વપરાતું, બીજું શયનગૃહ તરીકે. નીચેના ભાગમાં નાની નાની અભરાઈઓ કરાવી તેમાં આ "હિંદુ–મુસ્લિમ એકતા" નામની ચોપડીની પ્રતો ગોઠવી અને તેમણે ગામડે ગામડે ફરીને આ પુસ્તકો મફત વહેંચવાનું કામ શરૂ કર્યું. મોટા શહેરમાં પહોંચી તેઓ વ્યાખ્યાન દેતા અને ત્યાર પછી આ પુસ્તકોને મફત વહેંચી દેતા.

અને તેથી જ તેઓ ચારેકોર પ્રખ્યાત થઈ ગયા હતા. હાજી મહમ્મદમાંથી તેઓ હાજી બાબા બની ગયા હતા. દિવસમાં ત્રણ વખત તેઓ સંધ્યા કરતા અને નમાજ પણ કરતા.

વિનોદબાબુએ ઉપરની કેબિનમાંથી આસન, અને સંધ્યાની સામગ્રી કાઢી અને એક શાલ લઈ નીચે આવ્યા.

આસન પાથરી, અગરબત્તી સળગાવી, પંચપાત્ર મૂકી, તેઓ ઉપરની કેબિનમાં સ્ટવ સળગાવી દૂધ તૈયાર કરવા લાગ્યા.

આજે હાજી બાબાનું મન ઉદાસ હતું. એકાએક તેમને મૃત પુત્ર સુલતાન સાંભર્યો અને ચાચી પણ સાંભર્યાં.

તેમણે જોયું પશ્ચિમ દિશામાં સૂર્યદેવ ડૂબવાની તૈયારીમાં છે; અંગ પ્રત્યંગને હચમચાવી નાખે એવો, તીર જેવો, પવન, વાય છે; અને સંધ્યાના ઓળા પૃથ્વી ઉપર પથરાય છે.

મોટા ચોગાનમાં ઊભેલાં વૃક્ષો ઠંડથી જાણે થર થર ધ્રૂજતાં હતાં.

"વિનોદબાબુ! ગજબની ઠંડ છે." હાજીબાબાએ કહ્યું.

"હા, જી. ગજબની ઠંડી છે."

"રાતમાં પાલો પડશે, એમ લાગે છે."

"હાજી. લાગે છે તો એમ જ."

શાલ ઓઢી, ને હાજીબાબા જરા આમ તેમ ફરવા લાગ્યા; અને ફરતાં ફરતાં હાથની માળાના મણકા પણ ફેરવવા લાગ્યા. સામે ઊભેલા વૃક્ષ પાસે આવીને એકાએક તેઓ થોભી ગયા. એ કોણ? જેના શરીરના અંગો ચીંથરે હાલ સાડીમાંથી ઠંડીના સ્પર્શે બળી ગયાં હોય એવાં લાગે છે; જેના મુખ ઉપર ન જોયેલી એવી વેદના પથરાયેલી છે, જેના વાળોનો ગુચ્છ ભયંકર લાગે છે—જેનાં અંગો અસાધારણ સુંદરતા દાખવે છે, તેવી આ સ્ત્રી કોણ? હાજીબાબાના હૃદયમાં દયાનો સાગર લહેરાવા લાગ્યો.

"કોણ?" હાજીબાબાએ મંદ સ્વરે પૂછયું. રાધાએ પોતાની શૂન્ય દૃષ્ટિ અવાજ તરફ ફેરવી.

બંનેની આંખો ચાર થઈ.

રાધાએ જોયું એક સફેદ દાઢીવાળા, કમરથી સ્હેજ ઝૂકેલા, આંખોમાંથી અમી વરસાવતા એક વૃદ્ધ મુસલમાન ગૃહસ્થ તેની સામે ઊભા છે. જાણે મરતાં મરતાં; સમુદ્રના મોજામાં તણાતાં તણાતાં—તેને બચાવવા કોઈ દેવતા પુરુષ અહીં આવી લાગ્યા છે. રાધાના નેત્રોમાંથી એક આંસુ સરી પડયું.

" બેટા ! " હાજીબાબાના મુખમાંથી શબ્દ નીકળ્યો, અને એકાએક તેમનો હાથ રાધા તરફ ઝૂકયો.

રાધાએ હાજીબાબાની આંખોમાં કંઈક અદ્દભુત જાદૂ જોયું, જાણે યુગ યુગથી તેમને ન ઓળખતી હોય, જાણે તેમનું સાંનિધ્ય તેને સ્નેહ, પ્રેમ અને શ્રદ્ધાથી ન ભરી દેતું હોય તેમ રાધાએ – ક્ષીણ – દુર્બળ રાધાએ પોતાનો થરથરતો હાથ હાજીબાબા તરફ ઊંચો કર્યો. હાજીબાબાએ રાધાનો હાથ પકડી, ઝૂકી, બીજો હાથ રાધાની કમરમાં વીંટાળી રાધાને બેસતી કરી.

" ચાલો બેટા " હાજીબાબા ગદ્દગદ્દ કંઠે બોલ્યા; જાણે આ રાધા તેમને કંઈક યાદ ન દેતી હોય. ?

રાધા ધીમેથી ઊઠી. ઊઠીને રાધાએ પોતાના બંને હાથ હાજીબાબાના ગળામાં નાખી દીધા. જાણે તે પોતાનું જીવન સમર્પણ ન કરવા માગતી હોય; જાણે તે પોતાનાં સમસ્ત દુ:ખો ભૂલી જવા ન મથતી હોય; જાણે આજે તેને પોતાનો ખોવાયેલો સ્વજન ન મળી ગયો હોય તેમ રાધાએ, થાકેલી, નિરાશ, જીવનની અંતિમ પળો અનુભવતી રાધાએ, હાજીબાબાના ગળામાં હાથ નાખી દીધા અને જેમ ખોવાયેલું બાળક માતાને મળતાં, ડૂસકે ડૂસકાં ભરીને રડી પડે, તેમ રાધા સિસકારીઓ ભરીને રડવા લાગી. હાજીબાબાએ રાધાને પોતાની છાતી સરસી ચાંપી દીધી; તેના માથા ઉપર હાથ ફેરવવા લાગ્યા અને પછી કહ્યું.

" ચાલો બેટા !......ચાલો." બસ. વધુ તેઓ કશું ન બોલી શકયા.

બે ચાર ક્ષણ પછી, રાધા સ્વસ્થ થઈ, હાજીબાબાના ખભાનો ટેકો લઈ ચાલવા લાગી. હાજીબાબાએ પોતાની શાલ રાધાના શરીર ઉપર વીંટાળી, અને તેને લઈ મોટર તરફ ચાલવા લાગ્યા.

વિનોદ સ્ટવ ઉપર હાજીબાબા માટે દૂધ તૈયાર કરી રહ્યો હતો. રાધાનો હાથ પકડી હાજીબાબા ઉપરની કેબિનમાં આવવા માટે દાદરો ચઢવા લાગ્યા. વિનોદ સ્ટવ ઉપર દૂધની તપેલી ચઢાવી, એક નાના શા સ્ટૂલ ઉપર બેઠો બેઠો એક ગાયન ગણગણી રહ્યો હતો.

"બા – આ – લમ – આય......"

તે વિચારતો હતો, હા – અ...કેવી ગજબની ટાઢ પડે છે? હાજીબાબા હમણાં તો સંધ્યા કરતા હશે. પછી પૂજા કરીને નમાજ ખતમ કરી નીચે આવશે. તેમને દૂધ આપી, આપણા રામ સવારની જાડી રોટલી અને શાક અને દહીં ઉડાવશે. પછી, હાજીબાબાએ કરાવી આપેલો ઓવરકોટ પહેરી, તમાકુવાળું પાન ખાઈ, મોઢામાં સિગરેટ લગાવી, લ્હેરથી આંટા મારશે.

એકાએક દૂધમાં ઉભરો આવ્યો વિનોદબાબુની દૃષ્ટિ એકાએક તે તરફ ગઈ. અરે? સાણસી? કયાં મરી ગઈ? સાણસી ન મળતાં પાસે પડેલ રૂમાલથી જ દૂધ ઉતારવા જાય છે ત્યાં તો કોઈના પગનો અવાજ સાંભળી, વિનોદબાબુ ચમકયા અને હાથમાંથી દૂધની તપેલી – ધબ્બ – અને જુએ છે તો હાજીબાબા છે, અને સાથે કોઈ અત્યંત કૃશ યુવતી તેમનો હાથ પકડી આ કેબિનમાં થઈ બીજી કેબિનમાં જાય છે.

દૂધ ઢોળાઈ જવાથી વિનોદબાબુનું મોઢું જોવા જેવું બન્યું. ભય અને આશંકાથી તેઓ ગેં ગેં ફેં ફેં જેવા થઈ ગયા. ધારતા હતા, હમણાં હાજીબાબા વઢશે; વઢશે નહિ તો કંઈક તો અવશ્ય કહેશે. પણ જ્યારે હાજીબાબા કશું ન બોલ્યા ત્યારે આશ્ચર્ય ભાવે વિનોદબાબુ આ નવાગંતુકને નીરખી રહ્યા. એક વિચાર આવ્યો જાઉં અને હાજીબાબાને મદદ કરું. બીજો વિચાર આવ્યો રહેવા દે ભાઈ, કદાચ દૂધ ઢોળાઈ ગયું છે તેનો ઠપકો સાંભળવો પડશે.

આ કેબિન અત્યંત સુંદર હતી. બંને બાજુ સુંદર સ્પ્રીંગવાળી, ઊંઘવા માટે ખાસ બનાવવામાં આવેલી – ફર્સ્ટ ક્લાસ કંપાર્ટમેંટમાં જોવામાં આવે છે તેવી, સીટ્સ હતી. નીચે, ફરસ ઉપર, સુંદર ગાલીચો પાથરેલો હતો. બંને બાજુ બબ્બે બારીઓ હતી. સ્ટીમરની ફર્સ્ટ ક્લાસ કેબિન જેવો, આ કેબિનનો દેખાવ હતો.

રાધાને પડખેની સીટ ઉપર સૂવરાવી, હાજીબાબાએ, પોતાની પથારીમાંથી કામળો ઉપાડી રાધાને ઓઢાડી દીધો અને પોતાનો તકિયો લઈ, રાધાના માથા તળે મૂક્યો. પાસે પડેલો મૂડો ખેંચી તેના ઉપર બેસી, રાધાના માથામાં હાથ ફેરવતા તેઓ બોલ્યા.

"કેમ છે માં ?"

રાધા બોલી નહિ; માત્ર તેનાં નેત્રો જ બોલ્યાં. શું બોલ્યાં એ તો મૂંગી ભાષામાં સમજનારા પંડિતો જ બતાવી શકે.

થોડીવાર પછી, હાજીબાબા બોલ્યા, " વિનોદબાબુ ! આજે સંધ્યા નમાજ નહિ કરવામાં આવે. બધો સામાન ઉપાડી લ્યો.

વિનોદબાબુ બધો સામાન ઉપાડી લાવ્યા; અને દ્વારમાં ઊભા ઊભા હાથ મસળતા મસળતા બીજા આદેશની રાહ જોવા લાગ્યા.

"દૂધ છે?"

"જી......જી?"

"દૂધ છે?"

"હાજી – છે – પણ – થોડુંક ઉભરાઈ ગયું છે."

"થોડું તો છે ને?"

"જી. હાજી."

"તો દૂધની કોફી બનાવીને લઈ આવો તો?"

"હાજી."

વિનોદબાબુ સ્ટવ ઉપર કોફી બનાવવા લાગ્યા. પેટ્રોમેક્સ પણ તૈયાર કરી નાખ્યો. સામેની બારી બંધ કરી – કારણ કે સૂસવાટ કરતો પવન વહેતો હતો.

કોફી તૈયાર કરી એક ટ્રેની અંદર પ્યાલો મૂકી, અંદર આવી, એક ટેબલ ઉપર ટ્રે મૂકી દીધી.

"કોફી પી લ્યો માં" હાજીબાબાએ રાધાને કહ્યું.

રાધાએ આંખો ખોલી.

"કોફી પી લ્યો બેટા."

રાધા પથારીમાં બેઠી; હાજીબાબાએ રકાબીમાં કોફી કાઢી દીધી. ધીરે ધીરે રાધા બધી કોફી પી ગઈ.

"સૂઈ જાઓ હવે."

રાધા પથારીમાં પડી; અને તેણે પોતાના બંને હાથ હાજીબાબાના ખોળામાં નાખી દીધા. રાધાને થયું – બસ આજે જ ભલેને મૃત્યુ આવતું ? હવે તેને મૃત્યુની બીક નથી. તે મૃત્યુથી ડરતી નથી. તેને થયું જાણે અખિલ વિશ્વ આજે તેને પ્રેમથી જુએ છે; બહાર સૂસવાટા કરતો ઠંડો પવન પણ જાણે મધુર સંગીત વડે તેને સૂવડાવવા પ્રયત્ન કરે છે. બહાર હલતાં ડોલતાં વૃક્ષો અને તેમનાં પાંદડાં તેને કહે છે – સૂઈ જાઓ – રાધા રાણી – સૂઈ જાઓ – ઓહ ! જીવન કેટલું મીઠું છે, કેટલું સુંદર છે; અને તેણે હાજીબાબા સામે ફરીથી જોયું; બંનેની આંખો ફરીથી ચાર થઈ અને પછી, પડખું વાળી રાધા ગાઢ સુષુપ્તિમાં લીન થઈ ગઈ.

અરધા કલાક પછી, જ્યારે રાધા ઘસઘસાટ ઊંઘી ગઈ છે તેવી ખાત્રી થઈ ત્યારે હાજીબાબા ત્યાંથી ઊઠ્યા અને કેબિનમાં આવ્યા. વિનોદ હાથ જોડીને ત્યાં ઊભો હતો. આંખો બંધ હતી.

" વિનોદબાબુ ? "

" જી – જી " વિનોદ ઊંઘમાંથી જાગ્યો હોય તેમ ચમકી ઊઠ્યો.

પછી એકાએક બોલવા લાગ્યો, " જી – જી દૂધ તો નથી. આપને માટે દળિયો કરી દઉં ? "

" ના. બિસ્કીટ છે કે ? "

" હાજી "

" અને ચહા જેટલું દૂધ છે ? "

" એ...ના...હા જી – એટલું તો છે. "

"બસ...તો ચાલશે. ચહાનો એક કપ અને બે ચાર બિસ્કીટ ચાલશે."

પોતાનો ઓવરકોટ પહેરી હાજીબાબા નીચે ઉતર્યા. વિનોદ બાબુ ચહા કરવાની ક્રિયામાં પ્રવૃત્ત થયા. જ્યારે ચહા તૈયાર થઈ ગઈ ત્યારે એક ટ્રેમાં બધો સામાન જમાવી, એક હાથમાં ટ્રે અને બીજામાં એક ખુરશી લઈ વિનોદ નીચે ઉતર્યો. નીચેથી એક ફોલ્ડીંગ ટેબલ લીધું અને મોટરની પાસે જ, ટેબલ અને ખુરશી જમાવી, ટેબલ ઉપર ટ્રે મૂકી, હાજીબાબાને કહ્યું.

"તૈયાર છે; પધારો."

હાજીબાબા ખુરશી ઉપર બેઠા અને ચહા સાથે બિસ્કીટ ખાવા લાગ્યા.

"વિનોદબાબુ! તમે જમી લ્યો."

"જમી લઈશ સરકાર."

"સરકાર—? પાછું?"

"ભૂલી ગયો સર...જી...જી."

હાજીબાબા સહેજ હસ્યા. આજે તેમના મુખ ઉપર કેટલો આનંદ હતો, કેટલી પ્રસન્નતા હતી; જાણે કોઈ મરેલું સ્વજન પાછું ન મળ્યું હોય?

"વિનોદબાબુ! જમી લ્યો. મને કશું નહિ જોઈએ."

"ઉતાવળ શી છે જી. હજુ ભૂખ નથી."

અને તેમ કહી વિનોદ હાજીબાબાનું પ્રસન્ન મુખ નીરખી રહ્યો. વિનોદને થયું આજ બે વર્ષથી તે હાજીબાબાની મોટર

ઉપર કામ કરે છે, છતાં કોઈ દિવસ પણ હાજીબાબાએ તુંકારો કર્યો નથી. તેઓ સદૈવ તેને પોતાના પુત્રની જેમ ચાહે છે, પુત્રની જેમ તેના તરફ વર્તન દાખવે છે. તેને તેના પિતા યાદ આવ્યા અને થયું–તેના પિતા પણ આવા જ પ્રેમાળ હોત તો. તેને તે દિવસ સાંભર્યો જ્યારે તે, પિતાનું ઘર છોડીને ચાલ્યો હતો. ખરાબ દોસ્તારોની સોબતમાં તે ખૂબ ભટક્યો હતો, ઘણા ખરાબ ધંધે પણ ચઢ્યો હતો. પણ તેનાં ભાગ્ય કે હાજીબાબા જેવા માયાળુ ગૃહસ્થ તેને મળી ગયા. તેમની સોબતમાં વિનોદને ખૂબ ગમવા માંડ્યું અને વિનોદ પોતાના જૂના સંસ્કારો ભૂલવા લાગ્યો.

હાજીબાબાએ જ્યારે ખાવાનું ખતમ કર્યું ત્યારે વિનોદ બધો સામાન યથાસ્થાને મૂકી આવ્યો અને પલાંઠી લગાવી, ઉપરની કેબિનમાં બેસી પોતાનું ભોજન ખાવા લાગ્યો.

થાળીમાં જાડી જાડી રોટલીઓ લીધી, સવારનું બચેલું શાક લીધું, થોડો ગોળ લીધો અને દહીંમાં ખાંડ નાખી— વિનોદબાબુ ભોજન કરવા લાગ્યા.

ભોજન પતાવી, વિનોદબાબુ પોતાનો ઓવરકોટ પહેરી, સ્ટીઅરીંગ વ્હીલ પાસે આવીને બેઠા. ગજવામાંથી તમાકુવાળું પાન કાઢ્યું અને મુખમાં મૂક્યું. ત્યાર પછી એક સિગારેટ કાઢી મોઢામાં મૂકી. દિવાસળી પેટાવી સિગારેટને સળગાવી અને બે ચાર વાર જોરથી સિગારેટના ધૂમાડા કાઢી, એવા લહેરથી બેઠા કે જાણે સંસારમાં સુખી જીવ કોઈ હોય તો તે વિનોદબાબુ.

સૂસવાટા કરતો પવન – શિયાળાનો પવન – ડિસેમ્બર માસનો પવન – વૃક્ષોને ઠંડીથી ધ્રૂજી દેતો, તેમના રોમે રોમમાં

કંપ પ્રકટાવતો હતો અને વિનોદબાબુ ઓવરકોટની ખેવડમાં ઢંકાયેલા આનંદમાં ડોલતા સિગારેટ ફૂંકતા હતા અને મનમાં ને મનમાં હાજીબાબાને ધન્યવાદ દેતા હતા.

હાજીબાબાએ રાધાવાળી કેબિનમાં આવી બારણું દીધું; રાધા ઉપર પડતી બારીઓ બંધ કરી અને પોતાની સીટ ઉપર આવી, નવો કામળો ઓઢી સૂઈ ગયા.

× × ×

હાજીબાબાની મોટર પંથ કાપતી હતી. પાકી સડક હતી અને આસપાસનાં ખેતરો, વૃક્ષો, નાળાંઓ અને નદીઓને વટાવતી તેમની બસ આગળ વધતી હતી. સવારના આઠેક વાગ્યા હશે. ચહા વિગેરે પતાવી સવારના જ વિનોદબાબુએ મોટર હંકાવી દીધી હતી.

રાધા ઊઠતાં જ હાજીબાબાએ તેને પાણી વગેરે આપ્યું અને ચહા પાયો.

× × ×

રાતનો વખત હતો. એક મ્હોટા શહેરના મધ્યમાં મોટર આવી ગઈ હતી. હાજીબાબાનું લેકચર આજે આ શહેરમાં થવાનું હતું. પણ પ્રથમ કાર્ય જે હાજીબાબાએ કર્યું તે, બજારમાંથી જઈ, રાધા માટે, સાડી, શાલ, બંડી વગેરે લેવાનું.

કેબિનમાં આવી, આ બધું આપતાં રાધા ઉપકારની લાગણીથી ગળગળી થઈ ગઈ.

નવ વાગતાં, વિશાળ મેદાનમાં હિંદુ મુસલમાનોની મેદની જામી, અને એક મંચ ઉપર કોંગ્રેસના કાર્યકર્તાઓ સાથે હાજીબાબા પણ બેઠા.

તેમનું ભાષણ, પોતાની કેબિનમાં બેઠી રાધા સાંભળતી રહી. તેમના મુખમાંથી નીકળતા નિખાલસ ઉદ્‌ગારો, તેમનો હિંદુઓ પ્રત્યેનો પ્રેમ, તેમની ભારત પ્રત્યેની લાગણી અને તેમના હૃદયમાંથી નીકળતી વાણી – આ બધું સાંભળી રાધા દિગ્મૂઢ બની ગઈ. આખી માનવમેદની તેમના વ્યાખ્યાનથી વ્યાખ્યાનમાં બતાવેલી કરુણાથી ગળગળી થઈ ગઈ અને દરેકની આંખોમાંથી આંસુ આવ્યાં. જ્યારે સભા વિખરાણી; ત્યારે લોકો અજબ આનંદોત્સાહમાં આવી ગયા.

રાધા પથારીમાં પડી હતી. હાજીબાબા તેની પાસે ખુરશી નાખીને બેઠા બેઠા વાર્તાનું પુસ્તક વાંચતા હતા. તેના મુખ ઉપર હજી ફિકાશ હતી, સ્વર્ગમાં જવા મથતા માનવોની જેમ તેના મુખ ઉપર વિચિત્ર તેજ હતું.

“હવે તમે ઠીક થઈ જશો માં” હાજીબાબા કહેતા

રાધા એક ફિક્કું હાસ્ય હસતી.

હાજીબાબા વધુ બોલતા નહિ.

કોઈ કોઈ વાર તેમની મોટર ખેતરો વચ્ચે પોતાનું થાણું નાખતી, તો કોઈ વખત, ડુંગરીઓની હારમાળાથી ઘેરાયેલી કોઈ નાની શી ટેકરી ઉપર; તો કોઈ વખત જંગલમાં.

આમ એમનો પ્રવાસ આગળ વધતો હતો. શું રાધાનો પ્રવાસ પણ આગળ વધતો હતો? એ પ્રવાસ ક્યાંનો હતો?

# ૧૬

પ્રોફેસરો વાતો કરતા કોલેજથી પાછા ફરી રહ્યા હતા. માથુરબાબુ સાથે કરુણા પણ કોલેજથી ઘર તરફ આવી રહી હતી.

"આજે અનિલ હોત તો ?" એક પ્રોફેસર બોલ્યા.

"તો શું ? આજે આપણી કોલેજને ઇલોકયુશન કોમ્પીટિશનમાં [બોલવાની હરીફાઈમાં] પ્રથમ સ્થાન મળત" એક ઊંચા અને ચકરી પાઘડીવાળા પ્રોફેસર બોલ્યા.

"ઈસમેં કયા શક હૈ ?" ઉર્દુના પ્રોફેસર મહાશય દાઢી ઉપર હાથ ફેરવતા બોલ્યા.

"કયાં છે તે ?" એક બીજા ઠીંગણા કદના પ્રોફેસરે પ્રોફેસર માથુરને પૂછ્યું.

“ હું ધારું છું કે તે કલકત્તામાં છે. ” પ્રો. માથુરે કહ્યું.

“ આઈ સી ” ઊંચા, ને ચકરી પાઘડીવાળા પ્રોફેસરે વેણ ઉચ્ચાર્યું.

“ કૉલેજે એક સારો છોકરો ગુમાવ્યો. ” ઠીંગણા પ્રો. બોલ્યા.

“ ઇસમેં ક્યા શક હૈ ” ઉર્દુના પ્રોફેસરે કહ્યું.

“ કેમ ગયો તે ? ” ઠીંગણા પ્રોફેસરે પૂછ્યું.

“ ડમેસ્ટિક ટ્રબલ્સ [ ઘર સંકટોને અંગે ] બીજું શું હોય ? ” ઊંચા પ્રોફેસર બોલ્યા.

“ ધેટસ્ ધ ટ્રબલ. એક સારા વિદ્યાર્થીને આપણે આર્થિક સંકટો, અને ડમેસ્ટિક સંકટોને અંગે ગુમાવવો પડે છે. શી ભારતની દશા ? ”

“ ઇસમેં ક્યા શક હૈ ? ” ફરીથી ઉર્દુના પ્રોફેસરે વેણ ઉચ્ચાર્યું.

પ્રોફેસર માથુર કરુણા સાથે ચાલી રહ્યા હતા; અને સાથે સાથે પ્રોફેસરો સાથે વાતો પણ કરતા જતા હતા.

કરુણા આ બધું સાંભળતી પ્રો. માથુર સાથે ચાલી રહી હતી.

“ આજે નીલા કેમ ન આવી ? ” કરુણાએ પૂછ્યું.

“ માથું દુઃખે છે તેનું ” પ્રો. માથુરે કહ્યું.

જ્યારે બીજા પ્રોફેસરો પોત પોતાને રસ્તે પડ્યા, ત્યારે માથુરબાબુએ કહ્યું.

“ કેમ ચાલો છો કે ? ”

"ચાલો" કરુણાએ કહ્યું.

પ્રોફેસર માથુર સાથે કરુણા તેમને ઘેર આવી. નીલા ખાટલામાં પડી હતી.

"કેમ નીલા?" કરુણાએ પૂછ્યું.

"ઓહ! કરુણા! સારું કર્યું તમે આવ્યાં."

જ્યારે ચહા વીગેરેનું પતી ગયું ત્યારે પ્રોફેસર માથુર પોતાના સ્ટડી રુમમાં જઈ વાંચવા લાગ્યા. શીલાદેવી એક અંગ્રેજી નવલકથા લઈને વાંચવા બેઠા. આ બાજૂ કરુણા અને નીલા એકલાં પડયાં.

આસપાસની વાતો પછી નીલાએ પૂછ્યું.

"કરુણા! આજે પૂછી નાખું છું. અનિલબાબુ કયાં છે? કંઈ કાગળ પત્ર છે કે નહિ?"

કરુણાએ કંઈ જવાબ આપ્યો નહિ.

"સાંભળ્યું કે?"

"હા." કરુણા બોલી, "અનિલબાબુ કલકત્તામાં છે એમ સાંભળ્યું છે."

"હેં કરુણા જીજી" નીલા બોલી, "એમને અહીંથી કેમ જવું પડયું."

"ડુમેસ્ટીક ટ્રબલ્સ" સહેજ હસતાં હસતાં કરુણા બોલી.

"સાચું કહોને? મને બનાવોમાં."

"હું સાચું જ કહું છું." કરુણાએ કહ્યું.

"ના ના. હું એ માનવા તૈયાર નથી. અનિલબાબુ તમને છોડીને ક્યાંય જઈ શકે નહિ"

કરુણા ચૂપ રહી.

"કેમ જવાબ ન આપ્યો.?"

"ખરી વાત છે."

"શું ખરી વાત છે."

"અનિલબાબુ મને છોડીને ક્યાંય ન જઈ શકે."

"તમે મશ્કરી કરો છો?"

"ના ના. એ હકીકત છે. અનિલબાબુ ક્યાંય ગયા નથી. તે અહીં જ છે."

નીલા કરુણાનું મુખ જોવા લાગી. પણ કરુણાના મુખ ઉપરથી કશું પણ જાણી શકી નહિ કે કરુણા આ બધું મશ્કરીમાં કહે છે કે સાચું કહે છે.

"અહીં જ છે?"

"હા. અહીં ત્યાં, તમારે ત્યાં, મારે ત્યાં, ચારે કોર–અનિલબાબુ–અનિલબાબુ જ મને દેખાય છે."

"છોડો મશ્કરી કરુણા. મને આજ ઘણાય દિવસથી પૂછવાનું મન થાય છે કે હું તમને પૂછું. જ્યારથી અનિલબાબુ અહીંથી ગયા છે ત્યારથી મને જાણે શુંનું શું થાય છે. મનમાં વિચારો ઊઠ્યા જ કરે છે કે અનિલબાબુ અહીંથી ગયા જ કેમ? આ કૉલેજ છોડી જ કેમ? ગમે તે કારણ હોય તો પણ તે તમને છોડીને ક્યાંય જાય જ નહિ"

"એમ?"

"હા. તમે ભલે મને બનાવો; પણ આજે તો હું જે મારા મનમાં આવે છે તે કહીશ, કહીશને કહીશ. એક વખત એવો હતો કે હું તેમને ચાહતી હતી. તેમના માટે ઝૂરતી હતી; તેમના માટે ગમે તે કરવા તૈયાર હતી; પણ જ્યારે મને ખબર પડી કે જે પ્રેમ અને સ્નેહ હું તેમની પાસે ચાહું છું તે સ્નેહ અને પ્રેમ તો તમારે માટે છે, ત્યારથી, મેં મારા હૃદયને મક્કમ કરી, તે તમારા જ થાય તેમ કલપ્યું છે. મેં મારા મન ઉપર નિગ્રહ કરી ઈચ્છયું છે કે અનિલબાબુ તમારા થાઓ – એ તમનેજ પોતાનો સ્નેહ અર્પ્યા કરે; પણ આજે હું છેતરાઈ હોઉં એવું મને લાગે છે. શા માટે એ તમને છોડીને ચાલ્યા ગયા છે? શા માટે એ તમારા સ્નેહને તિલાંજલિ દઈ એટલે દૂર દૂર ચાલ્યા ગયા છે? સાચું કહો કરુણા – શું તમને તેમની યાદ નથી આવતી?"

"આવે છે ને નીલા. મેં ક્યારે કહ્યું કે મને તેમની યાદ નથી આવતી?"

"તો આજ દિવસ સુધી કેમ તમે મને તેમના વિષે કંઈ પણ સમાચાર આપ્યા નથી? શા માટે તમે તેમના વિષે વાત કરતાં નથી? શા માટે તમે તેમના સંબંધી વાતોને ઉડાડો છો? જ્યારે જ્યારે મેં તમને અનિલબાબુ વિષે કંઈ પણ પૂછ્યું છે, ત્યારે ત્યારે તમે એ વાતને મશ્કરીમાં, અથવા બીજી વાતોમાં ઉડાવી દીધી છે. આજ એક વર્ષ થવા આવ્યું; હું આ બધું સહન કરતી આવી છું; તમારા વ્યવહારને પણ મેં નિભાવી લીધો છે; પણ આજે હું છાની રહેવાની નથી. તમારે આજે કહેવું જ પડશે."

"શું કહેવું પડશે નીલા?"

" એ જ કે અનિલબાબુ વિષે તમે આટલું મૌન શા માટે સેવ્યું છે ? તમે અનિલબાબુને નથી ચાહતાં."

" એ બધું સાંભળીને; અને એ બધી વાતોને યાદ કરવાથી કંઈ લાભ નીલા ?"

" લાભ કે ન લાભ; પણ તમારે મારા પ્રશ્નોના જવાબ આપવા જ પડશે, બોલો આપવા છે કે નહિ ?"

" શા માટે એમ ધારો છો કે હું જવાબ નહિ આપું ?"

" મને એમ લાગ્યા જ કર્યું છે કે તમે અનિલબાબુ વિષેના જવાબો આપ્યા નથી."

" એમ !"

" હા "

" આજે બધું પૂછી નાખવા માગો છો નીલા ?"

" હા "

" ભલે. પૂછો તો."

" અનિલબાબુ ક્યાં છે ?"

" કલકત્તામાં "

" કલકત્તામાં ક્યાં રહે છે ?"

" ખબર નથી."

" સાચું કહો છો ?"

" હા "

" તેમના તરફથી કંઈ પત્ર નથી ?"

" નથી."

"તમે પત્ર નથી લખતાં?"

"નથી લખતી."

"કેમ?"

કરુણા બોલી નહિ.

"કેમ?"

"બસ."

"બસ મને આજ વસ્તુ સમજાતી નથી. કરુણા જીજી!

હું તમને ચાહું છું, હાથ જોડીને હું તમને કહું છું મને કહો તો ખરાં, આ બધું શું છે? આ શો ગોટાળો છે. હું એ માનવા તૈયાર નથી કે તમે અનિલબાબુને ચાહતાં ન હો. હું એ પણ માનવા તૈયાર નથી કે અનિલબાબુ તમને ચાહતા નહોય. અને જો એમ હોય તો તમે બન્ને એક બીજા સાથે પત્ર વ્યવહાર કેમ નથી કરતાં. હું પૂછું તમને અનિલબાબુની યાદ નથી આવતી?"

"આવે છે."

"તમે તેમને ચાહો છો?"

"ચાહું છું."

"તો પછી?"

"નીલા રે નીલા!" કરુણા નીલાના ગાલ ઉપર એક હલકી થપાટ લગાવીને બોલી, "તું એમ માને છે કે સ્નેહ–પ્રેમપત્રો લખવાથી જ પ્રકટ થઈ શકે છે? પ્રેમને – સ્થળ – સ્થાન – સમય – કોઈ અંતરાયરૂપ નીવડતું નથી." પછી

પોતાની ઘડિયાળમાં જોઈ "એ પાંચ થયા. હું જાઉં છું. ઘેર રાંધવાનું છે." અને તેમ કહી કરુણા ઊભી થઈ ગઈ. પછી તે નીલાના માથા ઉપર હાથ મૂકતી બોલી –

"નીલા! નકામી ચિંતા ન કર્યા કર. અનિલબાબુ જ્યાં છે ત્યાં મજામાં છે; તેમના અંતરમાં તારા અને મારા બધાને માટે અપાર સ્નેહ છે. બસ. શું એ જ મોટી વાત નથી?"

અને તેમ કહી ફરીથી નીલાના ગાલ ઉપર હલકી થપાટ લગાવી, કરુણા ઘર તરફ ચાલતી થઈ.

આજે, આટલા બધા દિવસો અને માસોથી કરુણાએ પોતાના મનને વિક્ષુબ્ધ થવા દીધું નથી. તેના માનસ સાગરમાં તેણે આજદિન પર્યંત ઉથલ પાથલ થવા દીધી ન હતી. આજે એકાએક તેની સામે ભૂતના બધા દિવસો તાજા થતાં દેખાય છે. એ દિવસો પણ હતા જ્યારે અનિલ તેની સાથે રહેતો, ખાતો, પીતો, બેસતો અને વાંચતો, આજે એજ ઘર છે, એજ કૉલેજ છે, અને પોતે પણ તેજ છે; છતાં અનિલબાબુ નથી. વ્યતીત કરેલા દિવસોનાં મીઠાં સ્વપ્નો જાણે કરુણા સામે ઊભાં થવા લાગ્યા. આજ વિચારોમાં કરુણા ઘેર આવી અને ચૂલા પાસે બેસી વિચારોમાં ભાખરી કરવા લાગી.

કડકડતી ઠંડી પડતી હતી. રાત્રિના બારથી એક વાગ્યા હતા, અને અનિલબાબુ તેની પાસે બેઠા બેઠા તેના વાળોથી રમતાં હતા. તેનો પોતાનો હાથ અનિલના હાથમાં હતો. બન્ને સાથે રહેવા હોવા છતાંય અનિલ અને તેની વચ્ચે કોઈ દિવસ મતભેદ થયો નહતો.

તેને એક રાત યાદ આવી. રાતના અગિયાર વાગ્યા હશે. અંદરની ઓરડીમાં બન્ને મુદ્રારાક્ષસ વાંચતાં હતાં. ત્યાં તો 'મ્યાંઉં મ્યાંઉં' કરતું એક મીંદડીનું બચ્ચું બહારની અગાશીમાં આવી લાગ્યું. ઘણીયવાર તે ભગાડવા પ્રયત્ન કર્યો, પણ તે ગયું નહિ છેવટે તે ઊઠી અને બચ્ચાને ઉપાડી, અનિલબાબુના માથા ઉપર નાખતાં તે કેવા ચમકી ઊઠ્યા હતા. તે જ દિવસ અનિલે કહ્યું હતું – "કરુણા ! તમે આટલાં ગંભીર ! તમે પણ આવી મશ્કરી કરી શકો છો કે ?"

અને ત્યાર પછી કરુણાને પેલી ભયંકર રાત્રિ યાદ આવી. શોભાના પતિનું અવસાન થયું હતું. અનિલબાબુ અસ્ત વ્યસ્ત શા ખાટલામાં પડયા પડયા રડતા હતા. તેમના ખાટલામાં બેસી તેણે આખી રાત તેમને સાંત્વના આપી હતી; તેમનું માથું દબાવ્યું હતું.

એ બધું મિત્રતાનું ફળ હતું તો. તેઓ દોસ્ત તરીકે જ રહેતા હતા. તેમના સ્નેહમાં કૃત્રિમતા ન હતી.

ને – ને પેલી રાત ! કરુણાને ગંગાતટની પેલી રાત યાદ આવી. આખો દિવસને સંધ્યાની ધમાલ. અનિલબાબુ કેવા નિર્બળ થઈ ગયા લાગતા હતા. ?

અને ત્યાર પછી જ્યારે તેની નીંદર તૂટી તો અનિલબાબુ પથારીમાં નહતા. તેને થયું આટલા મોડા અનિલબાબુ શું કરે છે ? કયાં ગયા છે ? તે ઊઠી અને ગંગાને તટે પહોંચી ?

તેણે શું જોયું ? અનિલના હાથમાં – બાહુપાશોમાં જકડાયેલી છે રાધા અને અનિલ........ !

આ જોઈ તેને સ્હેજ આશ્ચર્ય થયું; પણ તેના મનમાં ઈર્ષ્યા નહોતી થઈ. તે એટલું જ બોલી હતી.

"અનિલબાબુ ! મોડું થાય છે. સૂઈ જાઓ."

અને આ શબ્દોથી જ – આ પરિવર્તન થયું છે. અનિલબાબુ તેને મળ્યા વગર – મનમાં ન જાણે શું શું તર્ક વિતર્ક કરતા ત્યાંથી ચાલ્યા ગયા છે. પણ જશે ક્યાં ? ક્યાં જવાના છે ? તેના મને કહ્યું.

પછી કરુણા વધુ વિચારી શકી નહિ. આસપાસના કાર્યમાં વ્યસ્ત થઈ ગઈ. માતાને અને ભાઈને જમાડી કરુણા જમી અને આરામ ખુરશીમાં પડી, લેંપ જલાવી, વાંચવા લાગી.

વાંચતાં વાંચતાં ગત જીવનના અનેક દશ્યો તેની સામે આવ્યા પણ કરુણાએ એ બધા દશ્યો પોતાની સામેથી કાઢી મૂક્યા અને પોતાના કાર્યમાં પ્રવૃત્ત થઈ ગઈ.

× × ×

તે વખતે તો અનિલને ઠીક થઈ ગયું પણ તેની તંદુરસ્તી દિવસે દિવસે લથડવા લાગી. તેને થયા કરતું કે તેણે રાધા તરફ અન્યાય દાખવ્યો છે, તેણે કરુણાના સ્નેહને અકારણે જ ઠોકર મારી છે. તેનું સ્વજન હવે કોઈ નથી. તે સાવ એકલો છે.

આજે કોલેજથી આવ્યા પછી, તેને ફરીથી હરારત આવવા લાગી. પોતાની ઓરડીમાં આવી તે પડયો. સંધ્યા થઈ, સામેના લીમડા ઉપર 'ચીં ચીં' કરતાં ચકલાં અને અન્ય પક્ષીઓ આવી સાંધ્યગીત ગાવા લાગ્યાં. લીબુંડી નીચેના ઓટલા ઉપર પડવા લાગી અને લીમડાનું ઝાડ આમ તેમ, પવનવેગે, ડોલવા લાગ્યું.

અનિલ ગોદડું ઓઢીને પડ્યો અને આ દૃશ્ય જોવા લાગ્યો. જીવન કેવું થઈ ગયું છે ? ક્યારે અંત આવશે આ દ્વંદ્વનો ?

રાત થઈ, લીમડાના પત્તામાંથી કોઈ કોઈ તારા, આસમાનમાં દેખાતા હતા અને અનિલ મીટ માંડી પેલા તારલા તરફ જોતો હતો.

મોહિમ ચક્રવતી બાબુ હાથમાં હુક્કો લઈ, ગગડાવતા ઓટલા ઉપર આવીને બેઠા અને બોલ્યા.

"અનિલબાબુ !"

મંદ સ્વરે અનિલે, "જી ચક્રવતી મશાય." કહ્યું

"તોમી શું કરો છો ?" ચક્રવતી બાબુએ અનિલ પાસેથી શીખી લીધેલા ગુજરાતી શબ્દો, વાપર્યા અને પછી બંગાળીમાં જ ચલાવ્યું.

"પડ્યો છું." અનિલે જવાબ આપ્યો.

"તોમી જીમ્યા કે નહિ ?"

"ભૂખ નથી."

"કેમ ?"

"એમ જ."

"તાવ બાવ આવ્યો છે કે ?"

અનિલ ચૂપ રહ્યો.

અનિલનો જવાબ ન સાંભળતાં, ચક્રવતી બાબુ–હાથમાં હુક્કો લઈ, ગડગડાવતાં ગડગડાવતા ઉપર આવ્યા.

"અરે! બત્તી પણ જલી નથીને ?" અને પછી પોતાના ગજવામાંથી માચીસની પેટી કાઢી દીવો પેટવ્યો.

અનિલની પથારી પાસે આવી કહ્યું.

"તોમાર હાથ લાવો."

"અનિલે પોતાનો હાથ બહાર કાઢ્યો.

"અરેરે! આટલો તાવ ચઢયો છે અને તમે દવા લેતા નથી, હરિહર હરિહર." અને પછી તેઓ બોલ્યા. "અમારા પડોશી ગંગુલી મશાય એવી તો ફાઈન દવા આપે છે કે બે જ દિવસમાં આરામ થઈ જાય. લાઓ લઈ આવું."

"મટી જશે. દવાની આવશ્યકતા નથી લાગતી."

"હવે હવે...તમે છાના રહો અનિલબાબુ! આ ચાલ્યાં; અને આ આવ્યો" અને તેમ કહી તમાકુના હુક્કાની નળી મુખમાં નાખી, જોરથી ફૂંક લઈ, ધૂમાડા ઉડાડી, ચકરવરતી મશાય નીચે ઉતર્યા અને બોલ્યા.

"સતીની મા! એને ગંગુલી મશાયને ત્યાં જાઉં છું હમણાં આવું છું."

"એ પછી જજો. જમવાનું થઈ ગયું છે." રસોડામાંથી પત્નીજી બોલ્યાં.

"ગંગુલી મશાય ગંગુલી મશાય – હમણાં આવ્યો."

"પણ સાંભળો છો કે? તૈયાર છે રસોઈ પછી આ બધું ક્યારે થશે.?" આ શબ્દો સાંભળી, ચકરવરતી મશાય, હુક્કો લઈ પાછા ફર્યા અને બોલ્યા.

"સતીની મા! અનિલબાબુને તાવ આવ્યો છે તાવ. ગંગુલી મશાય ને ત્યાંથી દવા...હા. સમજ તો ખરી."

"પધારો. વેલા પધારજો. તમ લોકોને બૈરાંની થોડી જ પડી છે. ભલેને દિવસ રાત ચૂલો ફૂંક્યા જ કરે."

અને ત્યાર પછી, દેડકાંની ચાલે ચકરવરતી મશાય ગંગુલી મશાયને ત્યાં પહોંચ્યા અને ત્યાં વાતોમાં જમવાનું ભૂલી ગયા.

લગભગ એક કલાક પછી તેમને સાંભર્યુ કે પત્ની દેવી ઘેર રાહ જોતાં હશે એટલે ત્રણ પડીકી લઈ, તેઓ હાંફતાં હાંફતાં ઘેર આવ્યા અને બહારથી બોલવા મંડયા.

"અહો હો! સતીની મા! તમે પણ વચમાં શું મૂકી રાખો છો–ઓય વોયરે! કેવું વાગ્યું છે..." અને તેમ કહી ચકરવરતી મશાય બારણામાં જ ધબ્બ કરતા બેસી ગયા.

"છે શું પણ?" સતીની મા બોલ્યાં.

"અરે વાગી ગયું સખત."

પત્ની ગભરાઈ ને દોડયાં.

"ક્યાં વાગ્યું?"

"અરે પૂછો છો ક્યાં વાગ્યું જોતાં નથી...ઓય વોય વોય વોય" પોતાનો પગ પકડી ચકરવરતી મશાય જમીન ઉપર જ બેસી ગયા.

સતીની માએ પોતાના હાથનો ટેકો આપી તેમને ઊઠાડયા અને ઘરમાં લઇ જઈ હળદરને ઉકળતું તેલ ચોપડયું. જ્યારે પત્ની દેવી તેલથી માલિશ કરવા લાગ્યાં, ત્યારે "ઓય વોય વોય" ના ઉચ્ચારો અનિલના કાન સુધી પહોંચ્યા.

અનિલે પૂછ્યુ. "શું થયું ચકરવરતી મશાય?"

"કંઈ નહિ. સ્હેજ વાગી ગયું."

અને ત્યાર પછી જ્યારે જમવા બેઠાં, ત્યારે પત્નીએ મીઠો ઠપકો આપતાં કહ્યું,

"તમે પણ ગજબનાં છો. કેવી ડરાવી નાખી મને?"

ચકરવરતી બાબુ હસ્યા.

અને પછી અનિલને કાને આ આધેડવયે પહોંચેલાં પતિ પત્નીની મીઠી મશ્કરીઓ સંભળાઈ.

અનિલને થયું, બંગાળના એક નાના શા ગામડાંમાં, આ કાચા માટીના ઘરમાં રહેતા આ બન્ને યુગલ કેટલાં સુખી છે? લડે છે, ઝગડે છે, અને પાછાં એક થઈ જાય છે.

ઓટલા ઉપર ખાટલા નાખી જ્યારે બન્ને યુગલો સૂતાં ત્યારે અનિલને થયું–ઈશ્વર તેમને સુખી રાખે. તેઓ તેની કેટલી સંભાળ લે છે? અને ત્યારે તેને થયું વિશ્વમાં ચારે બાજૂ આવો પ્રેમ જ હોય તો કેવું સારું? સંસારના તમામ દર્દો અને દુઃખો મટી જાય તો કેવું સારું?

અને ત્યાર પછી તે વિચારવા લાગ્યો આ દુઃખો શા માટે ઉત્પન્ન થાય છે? આ દુઃખોનું ઉદ્ભવસ્થાન ક્યાં? મન?

અને પછી કૉલેજમાં લેકચર દેતા પ્રોફેસર તેને યાદ આવ્યા. શંકરની ફિલ્સૂફી સમજાવતા તેઓએ કહ્યું હતું.

"મન જ સુખ અને દુઃખનું કારણ છે. ખરો મનુષ્ય–આત્મન્–Self એને દુઃખ પણ નથી અને સુખ પણ નથી; તે નિર્વિકલ્પ, નિરાકાર, ચેતન સ્વરૂપ–આનંદ ઘન છે.

મનુષ્ય પોતાની જાતને છેતરે છે. તે પોતાના ખરા અસ્તિત્વને ભૂલી બેઠો છે. તે પોતે કોણ છે તે ભૂલી, આસપાસની વસ્તુઓનું પોતામાં આરોપણ કરે છે.

માતા—માતામાં નિજત્વનું આરોપણ કરી માતાની લાગણી-તેનાં સુખ અને દુઃખને મનુષ્ય પોતાનાં ગણે છે. માતા જ્યારે માંદી પડે છે અથવા માતાને દુઃખ થાય છે; ત્યારે પુત્ર પણ દુઃખ અનુભવે છે; તે સમજે છે તે દુઃખી છે. પણ માતામાં મમત્વ – મ્હારાપણું – એમ ન માન્યું હોત તો એને દુઃખ ન થાત. બીજા કોઈની માતા મરી જતાં આપણને ' કેમ દુઃખ થતું નથી? કારણ એ જ કે એ માતામાં – બીજાની માતામાં – મમત્વનું આરોપણ કરવામાં નથી આવ્યું.

તે જ પ્રમાણે જો મનુષ્ય એમ ધારવા લાગે કે આ ભાવો, ભાવનાઓ લાગણી અને મન એ બધું મ્હારૂં નથી – અથવા એ મારા આત્માના ભિન્ન સ્વરૂપો છે, જો મનુષ્ય તેમાં પોતાનાપણું – મમત્વપણું ન દાખવે તો મનુષ્ય સુખ અને દુઃખથી પર જાય – અવશ્ય જાય,

અનિલને આજે આ બધું સાચું લાગ્યું. મનમાં ઊઠતાં તરંગોને ઉચ્ચ સ્વરુપ આપવામાં આવે – પ્રેમ અને સ્નેહની ભાવનાને શરીરથી પર એવું ઊંચુ સ્થાન આપવામાં આવે તો મનુષ્ય સુખી થાય તેમ તેને લાગ્યું.

પછી તેને કરુણા યાદ આવી; રાધા યાદ આવી અને તેને થયું, એ દિવસ ક્યારે આવશે જ્યારે તે, એ લોકોની માફી માગશે ને કહેશે: "ક્ષમા કરો મારી ભૂલ હતી."

અને પછી અનિલનું ધ્યાન પવનની લહરિયોથી મધુર સંગીત કરતા લીમડા તરફ ગયું. ફર ફર ફર પવન વાય છે અને લીમડો તાલ દેતો ગાય છે.

બીજે દિવસે સાંજના અનિલને સ્હેજ ઠીક હતું. ચકરવરતી મશાયને ઘેર કથા હતી; અને ઓટલા ઉપર પંડિતજી

બિરાજેલા હતા. આસપાસના પડોશીઓ પણ આવેલા હતા. અનિલ બારી પાસે બેઠો, હતો. તેણે એકાએક જોયું—આ કોણ ? તે જ દિવસ વાળી બાળા ? જે કિશોરીને તેણે પોતાની બારીમાંથી સ્નાન કરતી જોઈ હતી તેજ બાળા, સામે આવીને ઊભી છે. તેના છૂટા સુંદર વાળ, બે સરમાં બાંધેલા હતા. તે પણ સ્ત્રી સમુદાયમાં આવી બેસી ગઈ.

કથા શરૂ થઈ, અને પંડિતજીએ છાંદોગ્ય ઉપનિષદનું એક આખ્યાન કહ્યું.

માતા પુત્રને ચાહે છે; એટલા માટે નહિ કે તે પુત્ર છે; પણ એટલા માટે કે તેમાં આત્મા છે.

પુત્ર માતા પિતાને ચાહે છે; એટલા માટે નહિ કે તે પિતા અથવા માતા છે; પણ એટલા માટે કે તેમાં આત્મા છે.

બેન ભાઈ ને ચાહે છે; એટલા માટે નહિ કે તે ભાઈ છે; પણ એટલા માટે કે તેમાં આત્મા છે.

વાછરડું પોતાની માતા ગાયને ચાહે છે એટલા માટે નહિ કે માતા છે–દૂધ આપે છે; પણ એટલા માટે કે તેમાં આત્મા છે.

સંસારની બધીય વસ્તુઓ એકબીજાને ચાહે છે એટલા માટે નહિ કે તે વસ્તુને તે સ્નેહ કરે છે; પણ એટલા માટે કે તેમાં આત્મતત્ત્વ છે.

એ આત્મતત્ત્વને ચાહવું તે જ પરમ કલ્યાણકારી છે.

અનિલના ચિત્તમાં આ શબ્દો સાંભળી અત્યંત શાંતિ વ્યાપી. તેને થયું કે સંસારનાં બધાં દુઃખો અને બધાં દ્વંદ્વો આજે તેની પાસેથી દૂર દૂર ભાગી ગયાં છે : તે દુઃખો પણ તેનાં સ્વજનો છે તે તેને ચાહે છે. અને તે અપાર શાંતિના મહાસાગરમાં ઝૂલતો આનંદે છે.

અનિલની આંખો બંધ થઈ ગઈ અને તે આનંદ આનંદ અનુભવવા લાગ્યો.

આ દૃશ્ય નીચે બેસી પેલી કિશોરી જોતી હતી. તેને થયું ઉપર બેઠેલા યુવક મહાશય ઝોલાં ખાય છે. તેનાથી હસ્યા વિના રહેવાયું નહિ; તેના મુખ ઉપર હાસ્ય ફરી વળ્યું. એકાએક અનિલની સમાધિ તૂટી. તેની આંખો ત્યાં, પેલા ખૂણામાં બેઠેલી, પેલી કિશોરી ઉપર પડી. તેણે જોયું કે તે તેને જોઈને હસી રહી છે. અનિલના મુખ ઉપર પણ સ્મિતનું એક મોજું ફરી વળ્યું. બન્ને એક બીજાનું હાસ્ય નિરખી રહ્યાં.

કથા સમાપ્ત થતાં બધા લોકો વિસર્જન થયા. અનિલ પથારીમાં પડી ઊંઘી ગયો.

પ્રસાદ લઈ જ્યારે ચકરવરતી મશાય ઉપર આવ્યા ત્યારે તેમણે જોયું અનિલબાબુ ઊંઘી ગયા છે. તેમણે અનિલને જગાડ્યો નહિ.

મધ્ય રાત્રિ હતી. સૂસવાટા કરતો પવન લીમડામાં મધુર સંગીત પેદા કરતો હતો. લીમડાનાં પુષ્પોની ફોરમ ચારેકોર વ્યાપી હતી.

આ કોણ? લીમડાના પત્તામાંથી આ દિવ્ય સ્વરૂપ લઈ કોણ આવી રહ્યું છે? અને સાથે આ બીજું કોણ છે? રાધા? ઓહ રાધાના મુખ ઉપર વિષાદની કેવી ઘેરી છાયા છે? અનિલે તેના તરફ જોયું. તેની આંખોમાંથી અશ્રુસરી પડ્યાં. હાથ જોડી તેણે કહ્યું – "રાધા! રાધારાની ક્ષમા કરજો. મેં તમને અસહ્ય દુઃખ આપ્યું છે? શું કહ્યું – રાધા શું કરે છે? સમજાતું નથી? પણ હા – તેના મુખ ઉપર સ્મિત ફરી વળે છે અને તેનું હાસ્ય જાણે કહે છે – અનિલબાબુ! કંઈ નહિ. એતો એમ જ ચાલે."

આ કોણ? કરુણા – દિવ્ય આનંદમાં ડોલતી કરુણા અનિલના માથા ઉપર હાથ મૂકે છે ને કહે છે.

અનિલબાબુ! उत्तिष्ठ, जाग्रत, प्राप्य वराञ्जि बोधत!

## ૧૭

મામાજીના ઓટલા ઉપર સદ્‌ગૃહસ્થોનું આગમન શરૂ થઈ ગયું હતું. દુંદાળા, પાઘડીવાળા અને ટૂંટિયુંવાળીને બેસતા ગૃહસ્થે કહ્યું.

" કેમ ચાવડા. "

ચાવડાભાઈ બોલ્યા, " ટી છજુ. "

ઓટલા ઉપર બેઠેલા બીજા મહાશયો સમજ્યા – " ટી છજુ " કંઈ નવી વાતની આગાહી આપે છે.

" સાંભળ્યું કે " પ્રથમ ગૃહસ્થ બાડી આંખ કરીને બોલ્યા.

" શું ? " મામાજીએ પાનની પિચકારી ઉડાડી પૂછ્યું.

" એને પેલી શોભા..."

" હા "

“ છે તે શિરીષબાબુના છોકરાની વહુ. ”

“ હા. હા...”

“ તેણે તો માતાજી સાધ્યાં છે માતાજી. કેમ ચાવડા ? ”

“ ટી છજુ ” ચાવડો બોલ્યો.

“ એમ ? શું કહો છો તમે ”

“ હા. હા. ઈ તો ટી છજુ. ”

“ હા, અ......” એક ગૃહસ્થે હાથનો લટકો કરી કહ્યું.

“ છે તે......એની સાસુ છે તે શિરીષબાબુની વહુ કહે અલી રાંડ તું શરમાતી નથી. ત્યાં અગાસી ઉપર ઊભી ઊભી ચાળા ચટકા કરે છે તે આ વાત સાંભળી, પેલી – શું નામ તેનું – હા – શોભાનું રૂપ જુઓ. એને આંખો ચઢી ગઈ, વાળ વિખરાઈ ગયા અને ભયંકર સ્વરૂપે કહેવા લાગી “ સાસુજી ! તમારે આવી આવી વાત મોઢે ન આણવી. ”

“ અચ્છા ? ”

“ હા છે તે પછી શું – સાસુજી તો ગરજ્યાં બેસ બેસ હવે. આવી છો સતી સાવંત્રીને કે બહુ સત હોય તો બતાવને તારો પરચો. કેમ ચાવડા ? ”

“ ટી છજુ. ”

“ પછી ? ” મામાજી એ પ્રશ્ન કર્યો.

“ પછી શું ? છે તે આંખો લાલ લાલ કરી, ગર્જતી ગર્જતી, શોભા બોલી – સાસુજી રહેવા દ્યો. તમને હાથ જોડું મને છેડશો ના; આ સાંભળીને સાસુ હાથ ઉછાળી ઉછાળીને કહેવા મંડી – હવે બેસ બેસ કભારજા – લાજતી નથી ને ગાજે

બતાવ જો સાચી હોય તો. પછી તો – શું ? ટી છજુ એણે તો પોતાનો પરચો પણ બતાડયો."

"હે"? શું કો છો ? શો પરચો બતાવ્યો.

"છે તે તેણે તો અગાસી ઉપરથી જ પડતું મૂકયું"

બધા ગૃહસ્થો દુંદાળા ગૃહસ્થનું મુખ નિરખી રહ્યા.

"છે તે શું ? એ વાળ પણ વાંકો થયો નહિ – જરા પણ ઈજા થઈ નહિ – એ છે તે જરા સરખું વાગ્યું નહિ. છે ને માતાજીના પરતાપ. કેમ ચાવડા."

"ટી છજુ."

વાત ખરી હતી; ગમે તે કારણ હો; માતાજીના 'પરતાપે' હો કે પછી, સંયોગવશાત્ હો, કે પછી ઈશ્વરની કૃપાથી હો, પણ શોભાને ઉની આંચ પણ આવી નહિ. આશ્ચર્યની વાત તો એ છે કે શોભાને જરા પણ વાગ્યું નહિ. પણ આ વાત શહેરમાં – અને ખાસ કરીને નાતમાં, પવનવેગે, ભિન્ન ભિન્ન સ્વરૂપમાં પહોંચી. કોઈએ કહ્યું શોભાના શરીરમાં માતાજીએ પ્રવેશ કર્યો હતો એટલે ઈજા ન થઈ; કોઈએ કહ્યું તેણે જાદું કર્યું હતું જાદું; તો ત્રીજી માન્યતા એ હતી કે જ્યારે શોભાએ અગાસી ઉપરથી કૂદકો માર્યો; ત્યારે જ ચારેક જુવાનો નીચે ઊભા હતા; તેમણે શોભાને પોતાના હાથોમાં ઝીલી લીધી; અને તેથી જરાય વાગ્યું નહિ.

શોભાને પોતાને પણ આશ્ચર્ય થયું કે તેને ઈજા કેમ ન થઈ? તે ધારતી હતી કે તેના હાથ પગ તૂટશે; અથવા માથામાં ઘા વાગવાથી તેનું મૃત્યુ ઉપજશે. પડતી વખતે તેના મનમાં મરવાનો વિચાર નહતો; પણ એક આવેશને

વશ થઇ તે ઉપરથી કૂદી પડી હતી. એ ત્રણ દિવસ તે પડી રહી. સાસુજીએ બીકને લીધે, એ ત્રણ દિવસ શોભાની સેવા પણ કરી; પણ જ્યારે તેમને ખાત્રી થઈ કે શોભાને બહુ ઈજા થઈ નથી; લોકો સાસુનો વાંક કાઢવાને બદલે વહુનો જ વાંક કાઢે છે ત્યારે તેમનો કઠોર વ્યવહાર, તેમનું કઠોર શાસન ફરીથી શરૂ થઈ ગયું.

પાંચ હજારનો વીમો ન મળવાનું કારણ જાણે કેમ શોભા જ ન હોય તેમ વારંવાર ફુઆજી, ગમે તે વાતમાં, એ વાત લાવીને શોભાને શબ્દ વેધી બાણોથી વીંધવામાં પાછી પાની કરતાં નહિ. શોભા આ બધું સાંભળતી, અંદર અંદર બળી મરતી પણ બીજું કંઈ કરી શકતી નહિ !

વિવાહના દિવસો આવ્યા. આખા ફળીઆમાં શરણાઈઓ વાગવા મંડી; ઘેર ઘેર ઢોલ પીટાવા મંડયાં. સાસુજી પુત્રનો શોક દૂર કરી, સાધારણ સારાં કપડાં પહેરી, આડોશ પડોશમાં અને સગાસંબંધીને ઘેર જાવા મંડયા પણ શોભા કયાંય જઇ શકતી નહિ. સારા કામોમાં વિધવાની છાપ અપશુકનકારક ગણાય એટલે શું કરે ? અને કંકુડોશી પણ આવી આવીને કહી જતાં.

"હવે વહુ ! તું પણ ખરી, બાઈ છોકરો મર્યો એટલે તું તો રાંડી નથી ને. કાઢી નાખ આવા ગાભા. પહેર સારી સાડી અને ચાલ."

અને ફુઆજી, "હવે અમને શું ? ઘરડાં થયાં. બાઈ અમે તો કંઈ સારાં લાગીએ" અને એવું એવું ઘણું કહ્યા પછી, કડવું મોઢું કરીને, જાણે ન છૂટકે પહેરવું પડતું હોય તેમ, સારાં

વસ્ત્રો પહેરી કંકુડોશી સાથે ચાલી નીકળતાં અને શોભાને કહી જતાં; "હવે વહુ! સાંજનું તમે જ બધું કરી નાખજો. જો, જો હું આવું ત્યાં ધમાલ ન કરવી પડે" અને પછી, નાકમાં તમાકુનો ચપટો ભરી, પોતાના મોટા મોટા હાથોને હલાવતાં ડોલાવતાં સાસુજી ચાલ્યા જતાં. શોભા ચૂલા પાસે બેઠી બેઠી, કામ કરતી કરતી આંખમાંથી શ્રાવણ ભાદરવો વરસાવતી, તે કહેતી હે રામ! હવે તો છોડાવ–આ દુઃખથી છોડાવ. મોત તો આપ. તે પણ આવતું નથી. શામાટે તેં મને બે બે વાર બચાવી? શું હજી ય કાંઈ સહન કરવું બાકી છે? હજી પણ કંઈ અણધાર્યું થવાનું છે? અને શોભા પોતાની સાડીનો છેડો મુખ પાસે રાખી ઘ્રુસકે ઘ્રુસકે રડી પડતી.

વહુનું રુદન સાંભળી, શિરીષબાબુ ન રહી શકયા. માંડ માંડ રાંધણિયા સુધી આવીને બોલ્યા—

"કેમ રડો છો બેટા?"

શું બોલે શોભા?

"બેટા! હું બધું જાણું છું, શું થાય? બસ ઇશ્વર ઉપર શ્રદ્ધા રાખો, તે તમારાં દુઃખ દૂર કરે..."

શોભાને થયું જેટલી તે ત્રાસિત છે; કદાચ તેટલા જ ત્રાસિત અને દુઃખી છે તેના સસરા, અને તેના મનમાં શિરીષબાબુ માટે સહાનુભૂતિનું મોજું ઊછળ્યું. અને એ સહાનુભૂતિને અંગે તેને વધુ જોરથી રડવું આવવા લાગ્યું.

શિરીષબાબુએ અંદર જઈ, શોભાના માથા ઉપર હાથ મૂકતાં કહ્યું "બેટા! શાંત!"

શાંત! પણ આ અશાંત મૂર્તિ ક્યાંથી?

" અરર બાઈ આ તો હળહળતો કળયુગ આવ્યો ! ઓયરે માં આ સસરાના લક્ષણ તો જુઓ. અરર બાઈ જુવાન જોધ વહુને તેની સાથે—જાઓ જાઓ તમે શરમાતા પણ નથી. એકાંતમાં વઉ સાથે... "

અને આ શબ્દો સાંભળી શિરીષબાબુ દિગ્મૂઢ શા બની ગયા. કંઈ વિચારી શકયા નહિ; કંઈ બોલી શકયા નહિ એક ક્ષણ મૂર્ખ શા ત્યાંને ત્યાં; તેમના તેમ ઊભા રહ્યા.

પછી તેમને ભાન આવ્યું—સામે ઊભાં છે રૌદ્રસ્વરૂપ પત્ની દેવી; ઝરે છે તેમના મુખમાંથી અમૃત વર્ષા; અને જળે છે તેમાં તેને તેમની પુત્રી શી શોભા.

" નારાયણ ! નારાયણ ! " બસ એજ શબ્દ તેમના મુખમાંથી બહાર નીકળ્યા. તેઓ કશું બોલ્યા નહિ; પત્ની સામું પણ જોયું નહિ. પોતાના ઓરડામાં આવી, ખાટલામાં આવી—ફરીથી બે વાર નારાયણ શબ્દનો ઉચ્ચાર કર્યો: અને પગ લાંબા કરી, તકિયાપર માથું મૂકી તેઓ પડખું ફરી લટી ગયા.

શોભા ત્યાંની ત્યાં બેસી રહી ચૂપચાપ—એક શબ્દ બોલ્યા વગર—સાસુજીના મુખમાંથી નીકળતાં તીક્ષ્ણ તીરોને સહન કરતી રહી.

ખાવાનું તૈયાર થઈ ગયું ત્યારે ભુઆજી વદ્યાં—થાળી અને વાટકા પછાડીને.

" ચાલો જમવા. "

પણ જવાબ ન મળ્યો.

"એ! સાંભળો છો કે! ગુડાઓ"*

પણ તોયે જવાબ મળ્યો નહિ.

પત્નીદેવી ઊઠચાં અને ઓરડામાં આવી પતિનો હાથ પકડી બોલ્યાં.

"આવા ઢોંગ મને ગમતા નથી ઊઠો."

તોએ શિરીષબાબુએ જવાબ દીધો નહિ.

"ઘેર જાઓ, મારે શી બલા."

પછી શોભાને પરાણે થાળી ઉપર બેસાડી, તેઓ આનંદથી જમ્યાં; અને સૂવાનો વખત થતાં પથારીમાં પડી ઘોરવા લાગ્યાં.

બીજે દિવસે ટપાલી એક કવર નાખી ગયો. અનિલના પિતાનો પત્ર હતો. લખ્યું હતું—શોભા જેવી તમારી પુત્રી છે તેવી અમારી પણ. બાપને ત્યાં તો તે જતી નથી. હું પણ તેનો બાપ છું. વર્ષથી ઉપર થવા આવ્યું; એટલે હવે તેને અમારે ત્યાં મોકલશો. અરુણ તેડવા આવશે. અને વિવેક કરી, શોભાના સાસુ સસરાના વખાણ કરી, હવે શોભાને છૂટી આપવામાં આવે એવી નમ્ર પ્રાર્થના કરવામાં આવી હતી.

સાસુજી આ પત્ર વાંચી ખુશ થયાં. ભલે જાય. એ પણ બાપનું જ ઘર છે ને. ભલે જઈ આવે. અને પછી જ્યારે કંકુડોશી આવ્યાં ત્યારે, તેમને તમાકુની ડાબલી આપી કહ્યું–

"ભલે જાય રાંડ. છૂટચા પાપથી, ક્યાં સુધી જંજાળ કર્યા કરું. અને ..સસરાને તો એવું છે વહુનું કે હા..."

"હા, હા. વઉ, તું તારે મોકલી આપને. કંકાસ જાય ઘરમાંથી."

---

* મરો [કાઠિયાવાડી શબ્દ]

અને એ મશલત કરી, રાતને વખતે પતિદેવ પાસે જઈ, પત્નીદેવી બોલ્યાં.

"એ સાંભળ્યું કે ?"

શિરીષબાબુએ જવાબ ન આપ્યો.

"એ સાંભળો છો કે—નારાયણ નારાયણ !"

"શું છે ?"

"આ વહુના કાકાનો કાગળ આવ્યો છે" જોર જોરથી, પતિદેવના કાન પાસે મુખ લઈ જઈ, બુઆજી બોલ્યાં, "હા છે તે વહુને બોલાવે છે, રજામાં, બે ચાર દિવસમાં એનો ભાઈ આવશે, લઈ જશે. મોકલશું ને ?"

"નારાયણ—નારાયણ !" બસ એ જ શબ્દો.

"તમથી તો તોબા, હું તો થાકી મારા બાપ" બન્ને હાથ જોડી, સાસુજી બોલ્યાં.

પણ પતિદેવે કશો જવાબ આપ્યો નહિ.

અને સાસુજીએ બીજે દિવસે વહુને ફરમાન પણ કરી દીધું.

"વહુ ! તમારી ટ્રંકબેગ ગોઠવી રાખજો. તમારો ભાઈ–કોણ પેલો – માળાં – હું તો નામ પણ ભૂલી જાઉં – અરુણ હા અરુણ – તમને તેડવા આવવાનો છે. તેની સાથે તમારે તમારા કાકાને ઘેર જવાનું છે, જ્યાં સુધી રાખે ત્યાં સુધી રે'જો."

શોભાએ આ વાત સાંભળી પણ કંઈ જવાબ આપ્યો નહિ, અને તે પોતાના કામે લાગી ગઈ.

× × ×

ગામની પાદરે વહેતી, ઉજ્જડ નદીમાં, વાસઘટ્ટા [ વાસનાં ઝુંડ જ્યાં ઊગ્યા છે, અને જ્યાં શિલાઓ વડે પાકો ઘાટ બાંધવામાં આવ્યો છે ] ઉપર, મોટેરામજી મહારાજ સ્નાન કરી રહ્યા હતા. હાથી જેવી પોતાની વિશાળ કાયા નદીમાં નાખી, નદીના પાણીને તટે ઊગેલા વાંસોના ટોચ સુધી પહોંચાડી, મોટેરામજી મહારાજ ૐ ૐ નમોઃ શિવાય નમોઃ શિવાય જપ જપતા, સૂર્યને અર્ઘ્ય આપતા સ્નાન કરી રહ્યા હતા. વારંવાર ચોટલી ને પટપટાવી, હાથ વડે ભુજાઓનો મેલ કાઢી, બે ચાર ડૂબકી લગાવી, હાંફતા હાંફતા, મોટેરામજી મહારાજ છેવટે ઘાટ ઉપર આવ્યા. વાંસના ઝુંડની ઘેરી છાયા જપમાં પડતી હતી. સૂર્યના કિરણો પાણીમાં ચકમક ચકમક થતાં હતાં. છાયામાં, પલોઠીવાળી મોટેરામજી મહારાજ પૂજન કરવા લાગ્યા.

આજ સમયે જમાદારે આવીને કહ્યું.

" મોટેરામજી મા'રાજ. "

" કુણ હૈ " પૂજનમાં ભંગ થવાથી, ક્રોધાવેશમાં પંડિત મોટેરામજી મહારાજ બોલી ઊઠ્યા.

" હું, મા'રાજ. "

" મા'રાજની કાકી. જોતો નથી પૂજન કરું છું. "

" મા'રાજ આપને થાણેદાર સા'બ યાદ કરે છે. "

" જા. આવું છું. પૂજન પતાવીને આવીશ. "

આ બાજુ, આજ વખતે, ગલીને આ નાકે, નાના શા, કાચા માટીના ઘરનાં આંગણામાં, લીમડાની શીતળ છાયા નીચે,

એક સાદડી ઉપર બેઠેલો શકુર કુરાન શરીફ વાંચી રહ્યો હતો. આ રહ્યું શકુરનું ઘર. આ નાનો દરવાજો. દરવાજામાં ઘુસો એટલે બન્ને બાજુ, અંધારી બે નાની ઓરડીઓ દેખાય. આગળ વધો એટલે ચોરસ આંગણું દેખાય. આંગણાના વચમાં લીમડો, અને આંગણા આસપાસ નાની નાની ઓરડીઓ. છાણથી લીંપેલી સ્વચ્છ જમીન હતી. લીમડા આસપાસ ઓટલો કે ચબૂતરો બનાવ્યો ન હતો. નીચેની જમીન, છાણથી લીંપેલી હતી. એક સાદડી ઉપર બેઠેલો શકુર, એક લાકડાના સ્ટેંડમાં, જાડું એવું પુસ્તક – કુરાન શરીફ – મૂકી, મંદ મંદ ગણગણતો આમથી તેમ ડોલતો, વાંચી રહ્યો હતો. આજ તેનો કાર્યક્રમ. સવારમાં ઊઠી, કામથી પરવારી તે કુરાન વાંચે. હવે તેણે ગાડી હાંકવી છોડી દીધી હતી. હમણાં તો તે થાણદાર બાબુને ત્યાં ટાંગો હાંકતો થઈ ગયો હતો. શકુરની વહુ રસોડામાં બેઠી બેઠી રાંધતી હતી અને ગણગણતી હતી.

" દિવસ આટલો ચઢી ગયો, ક્યારની કહું છું કે બજારમાંથી જઈને તેલ લઈ આવો, પણ સાંભળે તોને. બસ એ ભલા ને કુરાન ભલું. "

શકુર આ સાંભળતો હતો પણ તેણે કંઈ જવાબ આપ્યો નહિ.

શબ્દ – રૂપી – મશીનગનનો મારો ચાલુ રહ્યો.

આ બાજુ શકુર પોતાના કામમાં પ્રવૃત્ત રહ્યો. થોડીવાર પછી, " યા અલ્લાહ ! પાક પરવર દિગાર ! તોબાહ તોબાહ. " એમ કહી શકુરે પોતાના બન્ને ગાલ ઉપર હલકી થપ્પડો મારી; ત્યાં તો બહારથી જમાદારનો અવાજ આવ્યો.

" શકુરભૈયા ! શકુરભૈયા. "

" શું છે ? " શકુરે પૂછ્યું.

" એને ! થાણુદાર સા'બ હમણાં જ બોલાવે છે. "

" એ આવ્યો ! જમાદારસાબ જાઓ – આવ્યો. "

" જલદી આવજે. "

" ભલે સાબ. "

શકુર માથા ઉપર સાફો બાંધવા લાગ્યો. ત્યાં તો પત્નીનો હુકમ છૂટયો.

" એ ! જમીને જજો. "

" લાવ. મૂકી દો જે હોય તે. " શકુર બોલ્યો.

" આ રોટલા છે. ખાઓ; ક્યારની કહું છું કે તેલ લાવી દો, પણ તમારે કંઈ પડી છે ? "

શકુરે તેનો જવાબ દીધો નહિ. પાણીનું પવાલું ભરી, એક થાળી ઉપાડી, થાળીમાં મીઠાના જાડા પાંચ છ ગાંગડા અને આખાં લાલ મરચાં લઈ, શકુર રસોડા બહાર બેસી ગયો. બીબી સાહેબાએ ક્રોધાવેશમાં બે જાડા મકઈના રોટલા શકુર તરફ ફેંકયા. શકુરે તે ઉપાડી થાળીમાં લીધા; અને હાથવતી રોટલીના જાડા કકડા કરી મોઢામાં મૂકી, આખા મરચાંને દાંતવતી તોડી, આખા મીઠાને પણ દાંત વડે ફોડી, ભોજન શરૂ કર્યું. જ્યારે મરચું વધુ તીખું લાગતું ત્યારે શકુર પાણીના પવાલામાંથી એક ઘૂંટડો લઈ, મરચાની તીખાશ ઓછી કરતો. પાંચ મિનિટની અંદર ભોજન પતાવી શકુર થાણામાં પહોંચ્યો.

" ઠાકુર ! " થાણુદાર સાએ કહ્યું.

" અન્દાતા ! [અન્નદાતા] .

" ટાંગો જોડો. "

" હજુર. "

" સ્ટેશને જાઓ. "

" સરકાર. "

" મોટેરામ મહારાજ." થાણુદાર સાહેબની મૂછના ગુચ્છામાંથી અવાજ નીકળ્યો.

" માલક [ માલિક – ધણી ]. "

" તમારે પણ જવાનું છે. "

" જો હુકમ [ જેવો હુકમ ]. "

" અરુણ અને શોભા આવે છે. "

" અન્દાતા. "

" બરોબર લઈ આવજો. "

" હુકમ " [ જેવો હુકમ ].

" ઠાકુર. "

" હજુર. "

" જો બાળક મત ન થાય. જાઓ. "

ટાંગો જોડી, ઠાકુર અને મોટેરામ મહારાજ સ્ટેશન તરફ ચાલતા થયા.

રસ્તામાં ચલમ ફૂંકતા ફૂંકતા મોટેરામ મહારાજ વદ્યા.

" ઠાકુર. "

“ મા’રાજ ”

“ એને આ કોણ આવે છે તે તું સમજ્યો ? ”

“ ના મા’રાજ ”

“ તું તો સાવ એવોનો એવો જ રહ્યો શકુર. ”

શકુર ચૂપ રહ્યો.

“ એ તને ખબર નઈ, હું અરુણ ભૈયા અને અનિલભૈયાને આગ્રા ભણુવા લઈ ગયો તો તે ? ”

“ હા હા. લઈ ગયાતા. ”

“ એને આપણા થાણદાર બાબુના મોટાભાઈ તાઉજી – હા હા તાઉજી. એમની પેલી વિધવા છોડી નઈ.....”

“ હાઅ.....” શકુરે, જાણતો હોય એવો ડોળ કરી ‘ હા ’ કહ્યું. ખરું પૂછો તો તે શોભાને જાણતો કે ઓળખતો ન હતો.

“ એને પેલી – પેલી બેન – વિધવા બેન. નામ શું એને મજાનું નામ – ભૂલી ગયો. એને શું — ? ”

શકુર મહારાજનું મોઢું જોતો રહ્યો.

“ એને પેલે દી – મેં તને કહ્યું હતુંને. ”

“ હા કહ્યું હતું. ” શકુર બોલ્યો.

“ હા તે જ – એને શું નામ – મારાભાઈ હું પણ ગજબનો ભૂલકણો – થો – છો – અરે હા – શોભા બેન શોભા. હા..... તે આવે છે. ”

" હું. " શકુર બોલ્યો.

" હું અને અરુણ ભૈયા ગયાતા; ત્યાં ગંગાને કિનારે. શોભા બેન માંદા હતા અને શું મઝા કરી હતી ? "

ત્યાં તો ટાંગો એક પથરા ઉપર ઊછળ્યો અને ધડાંગ કરતા મોટેરામ મહારાજ ઊછળ્યા અને પડ્યા. આ અકસ્માતે આ વાર્તાલાપ બંધ થયો અને શકુર ઘોડાને ચલાવવામાં મશગૂલ બન્યો.

" શાબાશ મેરે બેટે – વાહ રે મેરે બેટે. "

# ૧૮

ટ્રેન છૂટતાં જ શોભા બોલી ઊઠી.

" હાશ."

અરુણે શોભા સામું જોયું.

શોભા હસી ઊઠી. તેને થયું તે માંડ માંડ કેદમાંથી છૂટી છે. હવે તેની પાસે સ્વતંત્ર વાતાવરણ છે. સ્વતંત્રતામાં કેટલો આનંદ છે ?

થર્ડ ક્લાસના એક નાના શા કંપાર્ટમેંટમાં શોભા અને અરુણ બેઠાં હતાં. ગાડી પૂરવેગે દોડતી હતી.

બાળકની જેમ શોભા બારી પાસે બેઠી અને, બારીમાંથી સૃષ્ટિનું સૌંદર્ય નિહાળી રહી.

રાત થતાં, બન્નેએ, એક મોટા સ્ટેશન ઉપરથી પૂરી, શાક અને જલેબી લીધાં અને ખાધાં. ખાધા પછી, કુંજામાંથી

પાણી પી, શોભા બારીમાંથી, ફરીથી સૃષ્ટિનું સૌન્દર્ય નિહાળવા લાગી. આજે બધું કેટલું સુંદર લાગતું હતું. અરુણ પાસે છે, બહાર ચાંદની રાત છે. ઠંડી પણ સખત પડે છે. શોભાએ કામળો ઓઢી લીધો અને બીજી બારી બંધ કરી બહારનું દૃશ્ય જોતી રહી. કેવી મસ્ત ચાંદની છે? ડુંગરાળા પ્રદેશ ઉપરથી ટ્રેઈન પસાર થઈ રહી છે. ચારે કોર લીલાંછમ વનો છે, પેલી ખીણ ઉપર ચાંદની કેવી સરસ લાગે છે? હવે ગાડી નીચે ઉતરે છે, અને પછી શોભાએ અરુણ સામું જોયું. તેણે જોયું અરુણ પણ તેની સામું જુએ છે!

"શું જુઓ છો?" શોભાએ પૂછ્યું.

અરુણ કશું બોલ્યો નહિ; તેને શોભા સામું જોયા કર્યું. શોભા હસી પડી.

"કેવું સરસ લાગે છે બધું" શોભાએ અરુણના ખોળામાં પોતાના હાથ નાખી, અરુણ પાસે ખસી કહ્યું.

"સરસ લાગે છે?" અરુણે શોભાનો હાથ પોતાના હાથમાં લઈ કહ્યું.

શોભા કશું બોલી નહિ.

અરુણ શોભાના હાથ સાથે રમતો રહ્યો.

"તમે મારી જ પાસે રહો તો? મને આ જંજાળમાંથી છોડાવો તો?" શોભા બોલી.

"મને પાસ થઈ જવા દો. એક સારી નોકરી મળી જવા દો. પછી હું તમને મારી પાસે જ રાખીશ."

"સાચું કહો છો?" શોભાએ પૂછ્યું.

"તમને શંકા આવે છે?"

"ના. પણ..." અને એમ કહી શોભા ગંભીર થઈ ગઈ. થોડોકવાર સુધી કોઈ કશું બોલ્યું નહિ.

"કેમ ચૂપ?"

"ના મને એમ થાય છે..."

"શું થાય છે?"

"તમે મને પાસે નહિ રાખો તો?"

"કેમ?"

"કહી નાંખુ?"

"હા."

"તમે પરણશો; તમારી વહુ આવશે. પછી તમે તો મને ભૂલી જ જશો."

"એમ?"

"હાસ્તો."

"હું પરણું જ નહિ તો?"

"જાઓ. ખોટું બોલોમાં."

"મેં નક્કી કર્યું છે. હું પરણવાનો જ નથી. બસ હું ને તમે – આપણે સાથે જ રહીશું."

"સાચું કહો છો?" એકાએક આનંદમાં આવી જઈ શોભા બોલી.

"હા."

થોડીવાર પછી, શોભા, અરુણના ખોળામાં માથું મૂકી ઊંઘી ગઈ.

અરુણ શોભાનું મુખ નિરખી રહ્યો. શા શા ભાવ તેના મનમાં ઊઠી રહ્યા હતા ?

× × ×

સાંજના ૭ વાગ્યા હશે; સૂર્ય સામેના ડુંગરા પછવાડે અસ્ત થવાની તૈયારીમાં હતો. સ્ટેશન આવ્યું. અરુણે કહ્યું: "શોભા સ્ટેશન આવ્યું."

ગાડી થોભતાં જ મોટેરામ મહારાજ, કંધ પ્રદેશ ઉપર, પોતાનો લાલ રુમાલ સંભાળતા, વેગથી ચાલતા આવ્યા અને બોલ્યા—

"આ ગયે મેરે ભૈયા ? આ ગયે મેરે લલ્લા ? [લાલ–ભાઈ].

શિયાળાની રાત. કડકડતી ઠંડી, વેગથી વાતો પવન, આકાશના અસંખ્ય તારલા, અને પૂર્ણિમાની રાત્રિ, ટાંગામાં, પછવાડે બેઠા અરુણ અને શોભા, આનંદે, મસ્ત બન્યા હતાં. આખી સૃષ્ટિ જાણે આજે ફરી ગઈ હોય; સંસારમાં દુઃખનું નામ ન હોય તેમ શોભા અનુભવી રહી હતી. અરુણ શોભાને પોતાના બાલ્યકાળની વાતો કરી રહ્યો હતો.

"એને આ વાડી અને કૂવો, ઘણી ય વાર પિતાજી સાથે હું આ બાજુ આવ્યો છું. આ પેલો ઓટલો તેના ઉપર બેસી, પિતા સાથે મેં ઢેબરાં અને શાક ખાધેલા." અરુણ બોલ્યો.

શોભા આ સાંભળી રહી હતી.

"આ આવ્યો પુલ. અહીં ઘણીવાર અમે રેતીમાં ઉતરી પાણી પીતા."

ઠાકુરે ટાંગાને ઊભો રાખ્યો અને બોલ્યો.

"શાબાશ મેરે બેટા! શાબાશ મેરે બેટા."

ટાંગો થોભ્યો ઘોડાને છોડયા. ઘોડાને પાણી પાયું. અરુણ અને શોભાએ પણ પાણી પીધું.

"કેવી સરસ ચાંદની છે? અને આ નદીનાં પાણી કેવાં ધીમાં છે?"

ત્યાં જ રેતીમાં શેતરંજી પાથરી, મોટેરામ મહારાજે કહ્યું.

"અરુણ ભૈયા! એને માં સાબે તમારે માટે પૂરીને ડુંગળીનું શાક, અથાણું, લસણની ચટણી અને મિઠાઈ મોકલી છે. ખાઈ લેશોને?" અને તેમ કહી મોટેરામજી ટિફિન બાસ્કેટ લઈ આવ્યા અને શેતરંજી ઉપર ટિફિન ખોલી, અંદરની બધી વાનીઓ ગોઠવી દીધી.

"કેમ ભૂખ લાગી છે ને" અરુણે શોભાને પૂછ્યું.

"હા" શોભાએ જવાબ આપ્યો.

સાલ ઓઢી, નદીના તરંગો જોતી, આસપાસનું સૃષ્ટિ સૌન્દર્ય નિરખતી, સામે ઊભેલા પીપળાનાં હાલતાં પાંદડાં જોતી શોભા ખાવા લાગી, અરુણ પણ ખાતો થયો. મોટેરામ મહારાજ આનંદથી અને હોંશથી, કર્તવ્ય પરાયણતાથી ઊભા ઊભા આ દૃશ્ય જોતાં હતાં અને સ્ટેશન પાસેની દુકાનેથી ખરીદેલી પૂરી – અને મરચાનું શાક ખાવા લાગ્યો.

ટાંગો જોડાયો અને ફરીથી તેજ સડક, ચાંદની અને ખેતરો.

× × ×

શોભાને કાકીનો સ્વભાવ ખૂબ ગમ્યો. તે પોતાની કાકીની લાડીલી બની ગઈ. માતાજી કહેતાં, " બેન! તું તારે અહીં જ રહેજે. તારું જ ઘર છે.'

શોભા કાકીને કામ કરવા દેતી નહિ; રાંધવામાં પણ કાકીને મદદ દેતી અને તેથી કાકી તેના ખૂબ ખૂબ વખાણ કરતાં.

સંધ્યા થવા આવી હતી. અરુણે આવીને કહ્યું, " શોભા! ફરવા આવવું છે?"

" ના. હું તો કાકીને રાંધવામાં મદદ કરીશ."

" ના બેટા. જઈ આવો. ફરી આવો." કાકીએ કહ્યું.

" ના કાકી પછી જઈશ."

" ના બેટા. શિયાળાના દિવસો. થોડી જ વારમા અંધારું થઈ જશે. જઈ આવો."

શોભા તૈયાર થઈ અરુણ સાથે ફરવા ચાલી. ધૂળથી ઢંકાયેલા રસ્તા ઉપર થઈને તેઓ ગામની પાદરે આવી લાગ્યા. ગાયનાં ધણ પાછા ફરી રહ્યાં હતાં અને ગોધૂલિ, ગામના ઘરોના છાપરામાંથી ઊઠતા ધૂમાડા સાથે મળી, ધૂમસનું વાતાવરણ પેદા કરતી હતી. આ બાજુ ભંગીઓના ખોરડાં હતાં. અરુણને જોતાં જ, પોતાના ઘરના આંગણાંમાં બેઠેલા ભંગીઓ ઊભા થયા અને અરુણને સલામ ભરી.

" સામે પેલી ટેકરી દેખાય છે ને" અરુણે શોભાને કહ્યું.

" હા."

" તે ટેકરી ઉપર જવાનું છે."

શોભાએ જોયું – સામે એક માઈલ દૂર એક નાની શી ટેકરી છે; આસપાસ નાની ટેકરીઓ છે. સામે એક પગદંડો હતી, અને તેઓ પગદંડી ઉપર ચાલવા લાગ્યા. થોડેક દૂર જતાં જ એક ખળખળ કરતી નદી દેખાણી. નદીની આ બાજુ એક સુંદર બગીચો હતો.

"આ શેઠજીનો બગીચો છે." અરુણે કહ્યું.

સરિતા મંદ ગતિએ વહેતી હતી. તેઓ આગળ ચાલ્યા. સામેની ટેકરી ઉપર એક મોટું વડલાનું ઝાડ હતું. તે જ સ્થળ બાલાજીની ટેકરીને નામે વિખ્યાત હતું. જ્યારે ટેકરી નીચે તેઓ પહોંચ્યા ત્યારે સૂર્ય અસ્ત થવાની તૈયારીમાં હતો.

બન્ને એક બીજાનો હાથ પકડી ઉપર ચઢવા લાગ્યાં. ટેકરી નાની હતી એટલે થોડી જ વારમાં તેઓ ટેકરી ઉપર પહોંચી ગયા. આ સુંદર મોટું વડલાનું ઝાડ છે. આ બાજુ એક મહોટો ચોતરો હતો અને તેના ઉપર હનુમાનજીની મૂર્તિઓ, સિંદૂર અને તેલથી લીંપેલી ઊભી હતી. આ બાજુ બે પાકા ઓરડા અને ઓસરી દેખાતા હતાં. એક સાધુ મહારાજ, ધૂણી પાસે બેઠા બેઠા –

"હરિ હર્ – હરિ હર્ – હરિ હર્"નો જાપ જપતાં હતા અને જાપ જપતાં જપતાં પોતાની દેહ યષ્ટિને આમથી તેમ ડોલાવતા હતા. તેમણે શોભા અને અરુણના આગમન તરફ ધ્યાન દીધું નહિ અને શરીરને ડોલાવતા "હરિ હર્ – હરિ હર્ – હરિ હર્"નો જાપ જપતાં રહ્યા.

"કેવું સુંદર દૃશ્ય છે?" શોભાએ ટેકરીની આ બાજુએ ઊભી નીચેનાં સુંદર લીલાંછમ ખેતરો, સામે વહેતી વાંકીચૂકી નદી અને દૂરના ગામડાં બતાવતાં કહ્યું.

"તમારાં શહેરો કરતાં, અમારાં ગામડાં વધુ સુંદર કે નહિ ?" અરુણે શોભાને પૂછ્યું.

શોભા મંદ હસી; જવાબ આપ્યો નહિ.

આગળ જઈ, એક શિલા ઉપર બન્ને બેસી ગયાં. શોભાનો હાથ અરુણના હાથમાં હતો કોઈ કશું બોલતું ન હતું. પાસેની ઝાડીમાંથી તમરાંનું ગાયન શરૂ થઈ ગયું હતું; અરુણ અને શોભા આખા વાતાવરણને પોતાના શ્વાસોચ્છ્વાસથી તથા નેત્રોથી પીતાં હોય તેમ શાંત બેઠા હતાં.

× × ×

આ દસ પંદર દિવસોમાં જ શોભા કેટલી સુંદર લાગતી હતી ? સફેદ સાડીમાં પણ તે કેવી દીપી ઊઠતી હતી ? તેનું યૌવન જાણે ખીલી ઊઠયું હતું; આસપાસના બંધનોને તોડી જાણે યૌવન નદી – ઉભરાઈને વહેવા લાગી હતી.

અરુણ આ જોતો હતો અને શોભા તરફ વધુ ને વધુ ખેંચાતો જતો હતો. શોભાને પણ અરુણની નિકટતામાં કેટલું સુખ અને શાંતિ મળતાં હતાં ?

થાણદાર સાબની બદલી થઈ. આ ગામમાંથી બદલી થ અને સાઠ માઈલ દૂર એક બીજા ગામડામાં જવાનું થયું. તે દિવસ, રાતનાં, થાણદાર બાબુ બીજે ગામડે ચોરીની તપાસમાં ગયા હતા. એક સગડી પાસે, શોભા, અરુણ, માતાજી અને મોટેરામ મહારાજ બેઠા હતા અને તાપતા, વાતો કરી રહ્યા હતા. "માં સાબ !" મોટેરામ મહારાજ વધ્યા, એનેરિ એ ગામ તો ઘણું જ મઝાનું છે, માં સાબ ! એને નદી ઉપર જ

થાણું છે. એવું સુંદર તો ઘર છે માં સાબ કે પૂછો માં વાત. ”

“તમે જઈ આવ્યા છો મોટેરામજી?” અરુણે પૂછ્યું.

“નહિતો નહિ મેરે લાલા?” અને આ શબ્દો સાંભળી શોભા હસવા લાગી.

“ હું તો ત્યાં બે વરસ રહ્યો છું. અને માં સાબ! એવા એવા કેસો આવે કે એક દિવસમાં જ ખણખણતા પાંચસો રૂપિયા આવે. હા માં સાબ! થાણદાર સુજાનસિંહજીએ એક કેસમાં તો હજાર રૂપિયા લીધા હતા હજાર, હા. માં સાબ.”

શોભાએ એક સુંદર નદી કલ્પી; નદી ઉપર વસેલું એક ગામ કલ્પ્યું; અને એક સુંદર ઘર, નદીને કાંઠે ઊભેલું કલ્પ્યું. એક નાવ હશે, તેમાં...”

“અને માં સાબ! ત્યાંની નદી નાની સૂની નથી ગજબની મોટી છે. એમાં મોટા મોટાં મગરમચ્છ પણ—”

“એમ?” અરુણે પૂછ્યું.

“હારતો”

“અચ્છા?”

“હા. એને એક નાની નાવ પણ છે.”

“નાવ પણ છે:”

“નહિ તો?”

“તો તો આપણે નાવમાં ફરવા પણ જશું.” શોભા બોલી ઊઠી.

"ઓફ કોર્સ" અરુણ બોલ્યો.

"આ કંઈ ગિટપિટ કરો છો ?" મોટેરામજી બોલ્યા; અને વિચિત્રભાવથી અરુણ તરફ જોવા લાગ્યા.

અરુણે જવાબ આપ્યો નહિ.

"એને માં સાબ !"

"મોટેરામજી ! તમે પણ સાથે આવશોને?"

"હા ! આવીશ. કેમ નહિ આવું ?"

અને મોટેરામજીની વાત ખરી નીકળી. નવું ગામ એક સારતાને કિનારે વસેલું હતું; અને આ બાજુ થાણેદાર સાબનું મકાન તેમજ થાણું, નદીના તટ પાસે આવેલી એક ટેકરી ઉપર વસેલું હતું.

સંધ્યા સમયે, અરુણ અને શોભા, ઘરની અગાસી ઉપર આવી, કેટલીય વાર સુધી, દૂર દૂર વહેતી – અને ત્યાં વળાંક લઈ અદશ્ય થતી નદીને જોતાં.

"શોભા ! આપણે, નૌકામાં બેસી ફરવા જશું ?"

"હા. કયારે લઈ જશો ?" શોભા બોલી.

"કાલે સવારે જ"

"તો હું કાકીને પૂછી આવું ?"

"હા."

બીજે દિવસે સવારે જ, અરુણ, શોભા, મોટેરામ મહારાજ અને નૌકાને ચલાવવાવાળા બે ખલાસીઓ, નૌકામાં બેસી, ફરવા માટે નીકળી પડયા.

નદીનાં તરંગો ઉપર નૌકા, નાચતી કૂદતી, આગળ વધતી હતી. શોભા ખૂબ આનંદમાં આવી ગઈ. બન્ને બાજુ પાકા ઘાટો હતા; અને આ બાજુ સ્ત્રીઓ, કાળી માટીથી પોતાના વાળ ધોતી નહાતી હતી. બીજા ઘાટ ઉપર પુરુષો નહાતા હતા. નાનાં નાનાં બાળકો, કિલકારીઓ કરી, ઝાડ ઉપર ચઢી, ત્યાંથી જ નદીમાં કૂદકો મારતાં હતાં. શોભા આ બધું જોવામાં મસ્ત બની હતી. થોડીવારમાં નૌકા ગામ છોડી આગળ વધી. તટ ઉપર ઊભેલાં વૃક્ષોની ઘેરી છાયા જળમાં પ્રતિબિંબિત થતી હતી, કોઈ કોઈ વૃક્ષની ડાળીઓ તો જળને ચુંબન કરતી પોતાનું માથું નમાવી, મુખ વડે, સરિતાનું જળ પીતી નહોય એવું લાગતું હતું. આગળ ચાલતાં વાંસોનાં ઝુંડ દેખાણાં. ઊંચા ઊંચા વાંસો કેટલા સુંદર લાગતા હતા ? સૂસવાટા કરતો પવન પોલા વાંસોમાં કેવું સુંદર સંગીત પેદા કરતો હતો. ?

" ચાલવું છે આગળ ? " અરુણે પૂછ્યું.

" હા " શોભા બોલી.

નૌકા, જળ તરંગો ઉપર નૃત્ય કરતી હતી, ખલાસીઓના ખલેસાં, પાણીમાં નાચતાં હતાં; અને નૌકામાં બેઠાં અરુણ અને શોભાના હૃદય પણ એક અનુપમ પ્રકારના ભાવમાં મસ્ત બનેલાં નાચતાં હતાં.

× × ×

આ ગામથી પંદર માઈલ દૂર એક પર્વત હતો. પર્વતમાંથી એક સુંદર જળ પ્રપાત પડતો હતો. ઘણાય પર્યટન કરનારા લોકો આ સુંદર જળ પ્રપાતને જોવા આવતા. થાણદાર સાહેબના મિત્ર દાક્તરબાબુ આજે ત્યાં જવાના હતા. તેમના

નિમંત્રણને માન દઈ શોભા અને અરુણ તેમની સાથે આ જળ પ્રપાત જોવા માટે તૈયાર થયા.

સાંજના જ ગાડું જોડવામાં આવ્યું. દાક્તર બાબુએ પોતાની ઘોડી પણ તૈયાર કરી અને પોતાની પત્ની, અરુણ, શોભા, મોટેરામ મહારાજ, અને એક બે નોકરો સાથે બાર માઈલ દૂર આવેલી એક થાણાની ચોકી તરફ પ્રયાણ કર્યું. અરુણ ઘોડી ઉપર બેઠો અને શોભા ગાડામાં બેઠી.

રાતના અગિયાર વાગે બધા લોકો ચોકી ઉપર આવી લાગ્યા. રાતની ચોકીમાં જ મુકામ કરવામાં આવ્યો. સવારમાં જ પર્વતની તળેટીમાં પહોંચી જવાનું હતું. સવારના પાંચ વાગ્યામાં જ ગાડું જોડી દેવામાં આવ્યું અને સાત વાગતાં જ તેઓ પર્વતની તળેટીમાં આવી પહોંચ્યા. સખત ઠંડી પડતી હોવાં છતાં અરુણ અને શોભા આનંદમાં હતાં.

તળેટીમાં ગાડું છોડી દેવામાં આવ્યું.

“બાબુ સાબ !” ગાડીવાને પૂછ્યું, “બળદો અહીં જ બાંધશું કે ઉપર લઈ જશું ?”

“વાહ ! અહીં રાખી શકાય કે !” મોટેરામજીએ ડોળા ફાડી કહ્યું અને ઉમેર્યું, “તમે પણ ચક્રમ લાગો છો.”

ગાડીવાળો મોટેરામજીનું મુખ નિરખી રહ્યો.

“અલ્યા ! અહીં કેટલા ચોરો રહે છે તેની ખબર છે ? બાબુ સાબ !” દાક્તર બાબુ તરફ મુખ કરી, મોટેરામજી પોતાના હાથ વડે નાટ્ય કરતા બોલ્યા, “ગયે સાલ – દાનમલજી શેઠના બન્ને બેલ – એને આ સામેના ઝાડ સાથે બાંધી, બધા

લોકો ઉપર ગયા. સાંજના પાછા આવે તો ન મળે બેલ કે ન મળે દોરડું હા સાબ."

છેવટે એમ નક્કી કરવામાં આવ્યું કે બળદોને પણ ઉપર લઈ જવા.

જાડાં દાક્તર બાબુનાં પત્ની માંડ માંડ ઉપર ચઢી શકતાં હતાં અને દાક્તર બાબુ હસતા હસતા તેમની મશ્કરી કરતા હતા.

"જોયું મિ. અરુણ! આ કહું છું ને કે પીપ જેવાં બૈરાં પરણવાં જ નહિ."

"અને, અરુણબાબુ" પત્ની જવાબ આપતાં, "સૂકં લકડા પતિ પણ પરણવા નહિ હં. શોભા બેન! તમે..." અને પછી દાક્તરનાં પત્ની દેવીએ પતિ તરફ એક અર્થ સૂચક હાસ્ય ફેંક્યું.

ધીરે ધીરે તેઓ ઉપર જઈ રહ્યા હતા. કેડીની બન્ને બાજુએ મોટાં મોટાં વૃક્ષો ઊભા હતાં. થોડેક દૂર જતાં વૃક્ષો ઓછાં થયાં અને એક સપાટ ડુંગરી દૃષ્ટિગોચર થઈ. તેના ઉપરથી નીચેનું વન, ખીણ અને આસપાસનાં ખેતરો દેખાતાં હતાં.

મોટેરામજી મહારાજ ખભા ઉપર ખાવાની સામગ્રી ઉપાડતા, ગુરુત્વાકર્ષણથી વિરુદ્ધ પોતાની જાતને ખેંચતા અને તે ક્રિયામાં ડુંગરાળા પ્રદેશને પોતાના પરસેવાથી નવરાવતા, હાંફતા હાંફતા, અને વારંવાર " રાંડકી – રાંડકી " [રાંડ] બોલતાં બોલતાં સૌથી પછવાડે ચાલતા આવતા હતા. તેમની આગળ જ બળદવાળો, બળદોની રાસ હાથમાં લઈ ચાલતો હતો.

"કેમ કેવી મઝા આવે છે?" અરુણે પૂછ્યું.

શોભાએ અરુણ સામું જોયું.

હવે તેઓને એક સામેના ડુંગર ઉપર ચઢવાનું હતું. ચઢાઈ વિકટ હતી. દાક્તર બાબુની પત્નીએ હાથમાં લાઠી રાખી હતી અને તેને ટેકે તેઓ માંડ માંડ ઉપર ચઢતાં હતાં. દાક્તર બાબુ તેમની પછવાડે રહી કહેતા.

"આ, આ ચલરે!" અને પછી પત્નીનો હાથ પકડી ઉપર ચઢવામાં મદદ કરતા હતા.

શોભા અને અરુણ સૌથી આગળ હતાં. દૂર જતાં એક ગુફા જોવામાં આવી. દાક્તર બાબુ હજૂ નીચે હતા. શોભાએ કહ્યું.

"ચાલો જરા થાક ખાઈએ. હું તો થાકી ગઈ."

અને તેમ કહી શોભા ગુફામાં બેસી ગઈ. અરુણ પણ શોભા પાસે આવી બેસી ગયો. શોભાએ પોતાનું માથું અરુણના ખભા ઉપર નાખી દીધું અને તે જોર જોરથી શ્વાસ લેવા લાગી.

શોભાના લાલચોળ મોઢા ઉપર સ્વેદના ટીપાં બાઝયાં હતાં. તેનું વૃક્ષઃસ્થળ શ્વાસને અંગે ઊંચુ નીચું થતું હતું. અરુણે જોયું શોભા આજે કેટલી સુંદર દેખાય છે? થોડીવાર પછી, શોભા અરુણ પાસે વધુ ખસી આવી; અરુણે શોભાને પોતાની પાસે ખેંચી એક ક્ષણ કોઈ કશું બોલ્યું નહિ. બીજી ક્ષણે શોભા અરુણની છાતી પાસે પોતાનું માથું લાવી રડવા લાગી.

અરુણે ધાર્યું ન હતું કે, આનંદમાં મસ્ત બનેલી શોભા, જે શોભાના મુખ ઉપર ગામ આવ્યા પછી શોકની એક રેખા પણ અંકિત થઈ ન હતી, તે આમ એકાએક, આવા નિર્જન

સ્થળે રડી પડશે. તે આ હૃદયના વિચિત્ર આંદોલનને સમજી શક્યો નહિ.

"કેમ, શોભા ?" અરુણે પૂછ્યું.

શોભા તેમની તેમ બેઠી રહી અને રડતી રહી; છતાં અરુણ સમજી શક્યો નહિ કે શોભા શા માટે રડે છે?

"કેમ ?" અરુણ બોલ્યો.

શોભા કશું બોલી નહિ.

"કોઈની યાદ આવે છે ?"

શોભા ચૂપ હતી. થોડીવાર પછી અરુણે કહ્યું.

"શોભા ! ઊઠો."

શોભા, સાડીના છેડાવતી આંખ લૂછી ઊભી થઈ ગઈ અને પછી ચાલવા લાગી. થોડીવારમાં તેનો શોક જાણે કયાંનો કયાં નાસી ગયો અને તે પોતાનું હાસ્ય વેરતી, આસપાસના ઝૂકેલાં વૃક્ષોની ડાળી હલાવતી, પાંદડાં તોડી અરુણ ઉપર ફેંકતી, વાંદરાના ટોળાને નસાડતી, તેમના ચાળા પાડતી, ઉપર ચઢવા લાગી. દાક્તર બાબુ અને તેમનાં પત્ની પણ આવી લાગ્યાં. બળદો પણ આવી ગયા હતા. ગાડીવાને મોટે-રામજીને કહ્યું.

"મારા જ."

"શું છે ?" મહારાજ થાકી ગયા હોવાથી ખીજાઈને બોલ્યા.

"જરા બળદોની રાશને પકડજો તો ?"

"કેમ ?"

" જરા " અને તેણે પોતાની એક આંગળી ઊંચી કરી.

" હે – તે હું તારો નોકર છું. "

" એક મિનિટમાં તો પાછો આવ્યો સમજો " અને હાથ જોડી, ગાડીવાળાએ મોટેરામજીને રાશ ઝાલવા નમ્ર પ્રાર્થના કરી. બીજાતા બીજાતા, મોટેરામજીએ, ખાવાનો બધો સામાન એક બાજુ મૂકી બળદોની રાશ હાથમાં લીધી.

પણ આ શું ? મોટેરામજીના હાથમાં રાશ આવતાં જ બળદો દોડયા અને પંડિત મોટેરામજી મહારાજ ગબડયા. સારૂં થયું, પાસે જ એક ઝાડની ડાળીને પકડવાથી તેઓ બચી ગયા.

" આ શું સંભળાય છે ? " શોભાએ પૂછયું.

" ઉપરથી પાણી પડે છે તેનો ઘૂઘવાટ. "

થોડીજવારમાં તેઓ જળના ધોધ પાસે આવી લાગ્યા. ઉપર કાળા ટેકરા જેવા જાડા પત્થરો દેખાતા હતા અને તેમાંથી જળનો ધોધ પડી, વચલી મોટી શિલા ઉપર પછાડ ખાઈ, ખંડખંડ થઈ, શતધા વહેંચાઈ, નીચે પડતો હતો. અને ઉપરથી જળ શીકરો ધૂમસની જેમ વેરાઈ, આસપાસની વનરાજી ઉપર પડતાં હતાં. મોટાં જાંબુના, વડના અને બીજાં વન ઝાડો ઊભાં હતાં, ઘેરી છાયા હતી, સૂર્યનાં દર્શન પણ થતાં ન હતાં, વડની વડવાઈઓ ચારે કોર દેખાતી હતી, કોઈ કોઈ વૃક્ષ ઉપરથી દોરડાં જેવી લતાઓ ઝૂલતી હતી; અને વાંદરાનાં ટોળા આમથી તેમ ' હૂક હૂક ' કરી કૂદતાં હતાં. આ સુંદર દશ્ય જોઈ શોભા મસ્ત બની ગઈ.

" ઉપર જશું ? " અરુણે પૂછયું.

" હા. ચાલો. "

"ના ભાઈ! તમ તમારે જાઓ. આપણે તો નથી આવવું." દાક્તર બાબુની પત્ની બોલ્યાં.

દાક્તર બાબુ પણ થાકી ગયા હતા. તેઓ બોલ્યા, "અરુણ બાબુ! તમે ને શોભા જઈ આવો. અમે બેઠા છીએ."

બન્ને જણા જમણી બાજુની કેડીથી ઉપર જવા લાગ્યા. રસ્તો અત્યંત વિકટ અને ઝાડ ને ઝાંખરાંથી દુર્ગમ હતો. છતાં તેઓ સાહસ કરી આગળ વધ્યા. કોઈ કોઈ સ્થળે તો ઉપરની વડવાઈઓ અને લટકતી લતાઓને અંગે રસ્તો બંધ થઈ જતો. અરુણ આગળ હતો. તે હાથ વડે લતાઓને હઠાવતો શોભા માટે માર્ગ કરતો હતો.

"આવો" તેણે કહ્યું.

બેસી જઈ, માથું નમાવી, શોભા લતાના પૂંજમાંથી રસ્તો કાપવા લાગી. તેની સાડી એક કાંટાળી ઝાડી સાથે ભરાઈ ગઈ અને સાડી ચીરાઈ ગઈ.

અરુણે શોભાનું શારિરીક સૌંદર્ય આજે નિહાળ્યું; અને તે મુગ્ધ બન્યો.

"તમારો હાથ તો આપો." શોભા બોલી.

શોભાનો હાથ પકડી અરુણ આગળ વધવા લાગ્યો. થોડી વારમાં તો એક મોટી ગુફા દેખાણી. બે શિલાની વચમાંથી આ ધોધ પડતો હતો. ઉદ્ગમ સ્થાન કેટલું નાનું હતું. તેઓ ગુફાના દ્વારમાં ઘુસ્યા. આ બાજુ મહાદેવનું લિંગ ઊભું હતું. સામેના દ્વારમાંથી થઈ તેઓ પર્વતની ટોચ ઉપર આવ્યા.

ઓહ! કેટલી ઊંડી ખીણ છે? નીચે, નીચે–ત્યાં–ખીણનાં વૃક્ષો કેવાં નાનાં લાગે છે? જોવાતું પણ નથી, તમ્મર

આવે છે. શોભા આવી તો ખરી પણ તે આટલે ઊંચેથી નીચેનું દૃશ્ય જોઈ શકી નહિ. અરુણને બાઝી પડી. અરુણે તેનો હાથ પકડી આ બાજુ ખેંચી લીધી. ટોચ થોડે દૂર સુધી સપાટ હતી. સૂસવાટા કરતો પવન વાતો હતો ? પવનનો વેગ એટલો હતો કે બન્ને જણુ આ બાજુ આવી, બેસી જ ગયાં.

"અહીંથી કોઈ પડે તો ?" અરુણે પૂછ્યું.

શોભા ફરીથી અરુણ પાસે આવી ગઈ.

"ઓહ ! કેટલી ઊંડી ખીણ છે ?" શોભા ડરતી હોય તેમ બોલી.

"શોભા ! કેમ રડતી હતી તું ?" અરુણે પ્રશ્ન કર્યો.

શોભા બોલી નહિ.

"કેમ ?" અરુણે શોભા તરફ જોતાં કહ્યું.

શોભા બોલી નહિ; એકાએક તેણે પાસે ખસી પોતાના બન્ને હાથ અરુણના ખભા ઉપર મૂકી દીધા. ક્યાં સુધી અરુણ શોભાના મુખ તરફ જોતો રહ્યો ? શી મથામણ ચાલતી હતી એ હૃદયોમાં ? શોભા પોતાનું માથું અરુણના ખભા ઉપર મૂકી ફરીથી રડવા લાગી.

અરુણે તેને પોતાની છાતી સરસી ચાંપી અને તેના વાળોને પંપાળતો રહ્યો.

× × ×

જાવાના દિવસો પાસે આવ્યા. અરુણની રજા પૂરી થવા આવી હતી. અરુણ હવે જશે એ જાણી શોભા શોકાતુર થઈ ગઈ. અરુણ જાશે પછી તેને ગમશે કેમ ?

જવાની બધી તૈયારી થઇ ગઈ હતી. અરુણે, તે દિવસ સાંજના કહ્યું.

"શોભા! હમણાં તો અહીં જ રહેશોને? રજામાં પાછો આવીશ."

"શોભા બોલી નહિ; તેનાં આંસુ જ બોલ્યાં."

પણ સાંજના તાર આવ્યો કે શિરીષબાબુ સખત બીમાર છે, શોભાને તરત જ મોકલી દો.

શોભાને મૂકવા અરુણ જશે તેમ નક્કી થયું. મોટેરામજીનું કંઇ કામ નથી. વારેઘડી ગાડીભાડાં બગાડવાનો અર્થ?

શોભા રડી રડીને અરધી થઈ ગઈ. આ બાજુ કાકીનાં પણ આંસુ સૂકાતા ન હતાં.

"શું કરું બેટા! આવે વખતે તારે પણ સસરાની સેવા કરવી જ ઘટે."

અને શોભા અને અરુણ પેલા નાના સ્ટેશનથી ગાડીમાં બેઠા.

બાર કલાક ગાડીમાં મુસાફરી કર્યા પછી, રાતના આઠ વાગે તેઓ એક જંકશન ઉપર આવ્યા. સવારના ચાર વાગે બીજી ગાડી મળી શકે તેમ હતું.

"રાત કયાં ગાળશું શોભા?" અરુણે પૂછ્યું.

"મને શી ખબર? શોભા બોલી.

"પાસે જ એક લૉજ છે રાતના બે રૂપિયા લેશે."

"ચાલોને" શોભા બોલી.

કુલી પાસે સામાન મૂકાવી, અરુણ સ્ટેશન પાસેની એક લૉજમાં આવ્યો, મેનેજર પાસેથી એક રૂમ ઉઘડાવી.

સુંદર તે ઓરડો હતો. વીજળીની બત્તી હતી. એક ટેબલ બે ખુરસી અને એક મ્હોટો પલંગ પણ હતો.

સવારથી જ આકાશમાં વાદળાં હતાં અને ઝરમર ઝરમર પાણી પડતું હતું એટલે ટાઢ પણ સખત પડતી હતી.

સામાન મૂકાવી કુલીને પૈસા આપી અરુણે કહ્યું

"કેમ જમી લેશું ને ?"

"હા."

આકાશમાં ગાજવીજ થવા લાગી. આંધી ચઢી આવી, અને સખત પાણી પડવા લાગ્યું. સામેની બારીમાંથી સૂસવાટા કરતો પવન આવી પલંગની ચાદરને ઉડાડવા લાગ્યો.

"બારી બંધ કરી દઉં !" અરુણે પૂછ્યું

"હા" શોભા બોલી.

"કેમ ધ્રૂજો છો ?" અરુણે પૂછ્યું.

શોભા નિરુત્તર રહી.

"ટાઢ વાય છે ?"

"હા"

જમ્યા પછી અરુણે પૂછ્યું

"તમે પલંગ ઉપર સૂશો ને ?"

"હા"

"હું બેડીંગ ખોલી નીચે પથારી કરી લઉં છું"

શોભા ધ્રૂજતી હતી કશું બોલી નહિ,

રાતના અગિયારેકનો સુમાર હશે. બહાર પ્રકૃતિ જાણે તાંડવ નૃત્ય કરતી હતી. શું શોભાનું હૃદય, તેનું મન, તેનું શરીર, તેનું યૌવનપણ તાંડવ નૃત્યે નાચી રહ્યું ન હતું ?

શોભા ખાટલામાં પડી. અરુણે તેના ઉપર ગોદડું ઓઢાડી દીધું. વીજળીની બત્તી બંધ કરી અરુણ બોલ્યો.

"આવું ?"

"હા…" કંપારીથી ધ્રૂજતી શોભા બોલી.

અરુણ શોભા પાસે બેઠો.

"ટાઢ વાય છે ને." અરુણ બોલ્યો.

"હા."

ઓહ! કેવું દ્વંદ્વ છે? કેવું તુમુલ યુદ્ધ ચાલે છે અહીં? અરુણ…બીજે જ ક્ષણે અરુણના પાશોમાં હતી શોભા…અને પછી?

# ૧૯

કરુણા અનિલની અગાસીમાં પડતી વંડી પાસે ઊભી વિચારમાં તલ્લીન હતી. અનિલવાળી ઓરડી ખાલી હતી. કોઈ ભાડુત આવ્યું ન હતું. વંડી કૂદી કરુણા અનિલવાળી અગાસીમાં આવી. પછી એક અગમ્ય પ્રેરણાથી પ્રેરાતી તે, અનિલની ઓરડીના નળિયાવાળા છાપરા ઉપર ચઢી ગઈ.

સંધ્યાનો વખત હતો. છાપરા ઉપર બેસી કરુણા આસપાસનું દૃશ્ય જોવા લાગી. ચારે કોર શહેરનાં ઘરોનાં છાપરાં દેખાય છે. દૂરદૂર પેલો મોટો પર્વત અને સૂર્ય તેની પાછળ છે. જવાની તૈયારીમાં છે. આકાશમાં સંધ્યાના ગુલાબી રંગો ફેલાયેલા છે અને પેલાં વાદળાં! છાપરા ઉપર કરુણા લેટી ગઈ અને આકાશ ભણી જોવા લાગી. દૂરદૂર પશ્ચિમના લાલ અને ગુલાબી રંગોથી ત્યાંનાં વાદળો કેવાં મનોહર લાગતાં

હતાં ? અને આ બાજુના વાદળાં ! કોઇ કાળાં, કોઈ ધોળાં કોઈ નાનાં રૂનાં પહાડો જેવાં. કેવાં વિચિત્ર રુપો છે તેમનાં ? કરુણા પ્રકૃત્તિનું આ વિચિત્ર રુપ જોવા લાગી. તેણે અનેક પ્રકારનાં ચિત્રો કલ્પ્યાં. મ્હોટા મ્હોટા સૈન્યો આપસમાં યુદ્ધ કરે છે અને પછી પરાસ્ત થઇ ભૂમિ ઉપર પડી જાય છે. આ બાજુ મ્હોટું સરોવર છે, તેમાં કેવા સુંદર કમળો ખીલ્યાં છે ? અને પેલી વનદેવી સરોવર પાસે આવી લાલ કમળોને તોડવા પ્રયત્ન કરે છે. આ હાથી, આ ઉંટ, આ શાહમૃગ. અને તે બાજુ મોટો પર્વત છે. પર્વત ઉપર મંદિર છે, ધજા પતાકા ફર ફરે છે. આ બાજુ ગુફા છે.

પછી તેને વિચાર આવ્યો, પેલાં વાદળાં કેવાં દીન ભિખારીની જેમ ઊભાં છે ! ત્યારે આ બાજુનાં વાદળાં સમૃદ્ધિથી ભરપૂર સુખ અને વૈભવમાં તલ્લીન છે. જીવન પણ એવું જ વિષમ છે ને ? કોઈ વખત સુખથી ભરપૂર તો કોઈ વખત દુઃખથી.

ધીરે ધીરે અંધકાર દીન ભિખારીની જેમ આવવા લાગ્યો. આકાશમાં છૂટા છવાયા તારકો દેખાવા લાગ્યાં.

આજે હૃદયમાં કંઇક એવું થાય છે જે સમજાતું નથી. અકારણ આ શું થાય છે ?

અને આકાશમાં વિચરતાં વાદળામાં તેને એક ગામડું દેખાયું; એક કાચું માટીનું ઘર દેખાયું; પાસે જ એક નાનું તળાવ દેખાણું—અને આ કોણ ! અનિલબાબુ ! શી હાલત છે તેમની ! દુઃખ, વ્યથા અને પીડાથી પ્લાવિત અને દુઃખિત !

એકાએક ચંદ્ર ઊગ્યો; અને તેનાં પ્રથમ કિરણોએ આ

બાજુનાં દીન અને ભિખારી જેવાં વાદળાંને પોતાની અખૂટ સમૃદ્ધિથી પ્રજવલિત કરી દીધાં; તે કેવાં સુંદર અને શોભાયમાન થઈ ગયાં.

અને કરુણાને લાગ્યું જાણે આજે તેને કોઈ બોલાવે છે; તેને કોઈ અંતરથી પૂકારે છે; કોઈ તેની વાટ જુએ છે. આ શું છે ? કરુણા બોલી ઊઠી. પછી કંઈક દ્રઢ નિશ્ચય થતાં તે નીચે આવી. પોતાની ટ્રંક ગોઠવી, માતા પાસે આવી બોલી—

“ બા ! હું કામ પ્રસંગે જાઉં છું, આઠ દસ દિવસમાં આવીશ ”

ભાઈને બધું સમજાવી નીલાને સંદેશો મોકલી, રાતના નવની મેઈલમાં કરુણા, અંતરના સંદેશને માની હતી. ચાલતી થઈ.

× × ×

સવારના ૭ વાગવાનો સુમાર હશે. અનિલની ઊંઘ ઉઘડી ગઈ હતી. તેણે બારીમાંથી જોયું, મંદમંદ પવન લીમડાનાં પાદડાંને હલાવતો વહે છે. લીમડો, તેનાં પાન, તેની શાખાઓ તાલ દેતી, નૃત્ય કરતી, એક મધુર સંગીત ઉત્પન્ન કરે છે. ફરફર કરતો ઠંડો પવન પણ આજે અનિલને મધુર લાગ્યો. કેટલી સ્ફૂર્તિ છે ? અંગે અંગમાં ? મન કેટલું પ્રફુલ્લિત છે. ચકલીઓ કેવું મીઠું મીઠું ગાય છે ! કૂકડાનો અવાજ પણ આજે અનિલને ખૂબ ગમ્યો.

પાસેના વાંસવનમાંથી વહેતો પવન કેવું વિચિત્ર અને સુંદર સંગીત પેદા કરે છે, સૃષ્ટિ આજે ચેતનાશીલ પ્રફુલ્લિત અને આનંદે નૃત્ય કરતી લાગે છે.

લીમડા નીચેનો ચોતરો વાળીને સ્વચ્છ કરવામાં આવ્યો હતો. ચક્રવરતીના પત્નીએ હોમકુંડ અને આસન બિછાવ્યાં. પુકુરમાં જ સ્નાન કરી, માળા ફેરવતા ચક્રવરતી મહાશય ઓટલાં ઉપર આવીને બેઠાં, અને શાલ ઓઢી હોમ કરવા લાગ્યા.

એ વેદ મંત્રો કેવા ભવ્ય લાગતા હતા ! ૐ स्वाहा-इद-मग्नये जातवेदसे इंदनमम " શબ્દો જ્યારે બોલવામાં આવતા ત્યારે અનિલને થતું; જાણે હિમાલયના શૃંગોથી નીકળેલી જાહ્નવીના તટ ઉપર, ઋષિઓ બેઠા છે અને યજ્ઞ કરતા, વેદ બોલતાં જાય છે. તેની આંખો સમક્ષ મોટું વન ઊભું થયું, તેમાનાં તપોવનો ઊભા થયાં; અને એક મ્હોટા અશોકના વૃક્ષ નીચે તેણે બટુઓને વેદ મંત્રો ઉચ્ચારતા જોયા. વન નદીમાંથી સ્નાન કરી પાછા ફરતા, ભીની જટાના જલબિંદુથી તપોવન ભૂમિને ભીંજવતા બાળ બ્રહ્મચારિઓ તેની સમક્ષ ઊભા થયા. અને ત્યાર પછી, વાંસતી અને મૈત્રેયી. ગાર્ગેયી અને લોપા-મુદ્રા તેની સમક્ષ ઊભા થયાં. કેવું દિવ્ય તેજ તેમના વદન ઉપર ઝળકતું હતું. વલ્કલ ધારણ કરી, હાથમાં કમંડલુ લઈ આ તપસ્વિનીઓ તેણે સરસ્વતીને તીરે ચાલતી જોઈ. સ્વપ્ન જગતના માનવીની જેમ અનિલ આ જોતો રહ્યો.

આ કોણ છે ? ક્ષીણ દુર્બળ મુખ ! રાધા ! રાધાના મુખ ઉપર દિવ્ય પણ ન સમજી શકાય એવું તેજ વ્યાપ્ત છે. ત્યાર પછી, કરુણા, શોભા જાણે બધા તેને દેખાતાં હોય તેમ તેને ભાસ થયો.

પણ આ શોભા કેમ આટલી દુઃખી ? આવાં વસ્ત્રો કેમ ? આટલી હીનદશા કેમ ? વાળ અસ્તવ્યસ્ત, કપડાં ફાટેલાં, ગાંડાની જેમ કયાં નાસી જાય છે ?

પણ તેણે મનની દુર્બળતા ગણી આ વિચારો કાઢી નાખ્યા.

બીજી બારી ખોલી તેણે ઓરડી સાફ કરવા વિચાર કર્યો. સામે જ પુકુરમાં પેલી કિશોરી સ્નાન કરે છે. આજે અનિલ તે તરફ જોતો રહ્યો. કિશોરીએ અનિલને જોતાં જ એક સ્મિત વેર્યું અને અનિલે પણ તેનો જવાબ એક મંદ હાસ્યથી આપ્યો.

આજે અનિલ આનંદમાં હતો.

× × ×

પૂછતી પૂછતી કરુણા ચક્રવરતી મહાશયને ઘેર આવી લાગી. બહારથી જ તેણે પૂછવાનું શરૂ કર્યું કે ચક્રવરતી બાબુ ઘરમાં છે કે નહિ. ચક્રવરતી બાબુ ઘર બહાર આવીને પૂછવા લાગ્યા.

"કેનું કામ છે બહેન."

"અહીં અનિલબાબુ રહે છે."

"હા. હા. આવોને."

"અનિલબાબુ ! અનિલબાબુ !" ચક્રવરતી બાબુ બૂમ પાડવા લાગ્યા.

"કેમ ? ચક્રવરતી બાબુ !" રાંધણિયામાંથી જ અનિલે જવાબ આપ્યો.

"મહેમાન આવ્યાં છે મહેમાન."

અનિલ રસોડામાંથી બહાર આવી જુએ છે તો નીચે, ઓટલા પાસે કરુણા !

"ઓહ ! કરુણા ! કરુણા !" અનિલ સાશ્ચર્ય બોલી ઊઠ્યો.

"હા ? અનિલબાબુ" કરુણા બોલી.

સામાન ઉપર મૂકવામાં આવ્યો. કરુણા પણ ઉપર આવી. ચક્રવતી બાબુ બજારમાં માછલી લેવા ચાલ્યા ગયા.

થોડીકવાર સુધી કોઈ કશું બોલી શક્યું નહિ. છેવટે કરુણા બોલી.

"અનિલબાબુ ! ચાલો રસોડામાં. હું રાંધું છું-ને આપણે વાતો કરીએ."

અનિલ કરુણા સાથે રસોડામાં ગયો. કરુણાએ ચૂલા પાસે જગ્યા લીધી અને અનિલ સહેજ દૂર બેસી ગયો.

"વાહ અનિલ બાબુ ! તમે રાંધતાં શીખી ગયા ખરા કે"

અનિલ ચૂપ રહ્યો.

"તમે ગજબના માણસ; ક્યાં છો ક્યાં નહિ-ને મળ્યા વગર જ ચાલતા થયા."

અનિલ સહેજ હસ્યો.

"પણ તમે એકાએક આ બાજુ કેમ ?" અનિલે પૂછ્યું.

"તમે એમ ધારો છો, અનિલ બાબુ, કે આપણે એક બીજાથી-આમ નાસભાગ કરવાથી-દૂર ચાલ્યા જઈશું ? કેમ આવી, શા માટે આવી-કેવી રીતે આવી-એ બધું ન પૂછશો. હું આવી-અને જ્યારે મારે આવવું જોઈતું હતું ત્યારે આવી. સમજ્યા અનિલ બાબુ ?"

"હું કંઈ સમજતો નથી. કંઈ સમજવા માગતો પણ નથી."

"ખરું છે. હવે તમારે કંઈ પણ સમજવું નહિ પડે" કરુણા બોલી ઊઠી.

જમ્યા પછી અનિલ આજે કૉલેજ ન ગયો.

રાતના, અનિલ અને કરુણા બન્ને પોત પોતાની પથારીમાં પડયાં પડયાં વાતો કરતાં હતાં.

અનિલ કહેતો હતો, કરુણા ! તમે મને પૂછયું કે હું કેમ ત્યાંથી એકાએક ભાગી આવ્યો......"

"અનિલ બાબુ ! હું સમજું છું; હું જાણું છું, તમે શા માટે ભાગી આવ્યા હતા. પણ તમે મને સમજી શકયા ન હતા. આપણા આટલા સહવાસથી પણ તમે મને સમજી શકયા નહિ. એમ માની લીધેલું કે રાધા સાથે, તે રાત્રે તમે કરેલી પ્રણય ચેષ્ટા—મને તમારાથી વિમુખ કરશે,—હું તમને નીચ અને દુશ્ચરિત્ર ગણીશ. ખરું ને ?"

અનિલ બોલ્યો નહિ.

"અનિલ બાબુ! તમારો પણ દોષ નથી. પણ મારા મનમાં એ દૃશ્ય જોઈ કંઈ જ થયું નથી. શા માટે આપણે એ વસ્તુને એટલું મોટું સ્વરૂપ આપવું જોઈએ ? મનુષ્ય છે; મનુષ્યની ભૂખો છે; એ પણ એક ભૂખ હતી અને તમે તે તરફ પ્રેરાયા—તેને હું એક ભૂલ ગણી શકું. અને તેને એક ભૂલ ગણી તેની ક્ષમા આપું—તેની દરકાર ન કરું. જીવનમાં કોણ ભૂલ નથી કરતું. અને એ ભૂલોને જો મોટું સ્વરૂપ આપવામાં આવે, તો મનુષ્યની પ્રગતિ અટકી જાય. ભૂલો થાય, પડીએ; અને છતાં ય, ધૂળ ખંખેરી ઊભા થઈ, જાણે કશું ય બન્યું નથી તેમ ગણી આગળ વધીએ આગળ ધપીએ. એમાં જ જીવનની સાર્થકતા છે. તેમાં જ જીવનનું સાફલ્ય છે."

અનિલને કરુણા તત્ત્વવેત્તા જેવી લાગી; પણ શુષ્ક કે નીરસ તત્ત્વવેત્તા નહિ; જીવનના અણુ યે અણુમાં, રોમે રોમમાં પણ તત્ત્વને પાળવા વાળી.

" આજ સુધી હું આ સમજ્યો ન હતો " અનિલ બોલ્યો.

" એ તો દેખાઈ આવે છે. જે થયું તે થયું. પણ તમે તો તમારા જીવનમાં એક અમૂલ્ય પાઠ શીખ્યા છો; અને એ પાઠ કેટલાય કુમળાં જીવનને કુમળાતાં, કચડાતાં નાશ થતાં બચાવશે. આપણા સમાજની જ રચના એવી છે; એમાં દોષ કોને દેવો ? અનિલ બાબુ ! હું ધારું છું. મને વિશ્વાસ છે કે તમે મને સમજો છો "

" હા કરુણા " અનિલ બોલ્યો.

કેટલી વાર સુધી, તેઓ વાતો કરતા રહ્યાં ? હૃદયનો જાણે બધો ભાર હલકો થયો હોય તેમ અનિલને આજે શાંતિ મળી. હૃદયની છેલ્લી મથામણ પણ આજે નાશ પામી. સત્ય છે જીવનમાં તેણે એક એવો અનુભવ પ્રાપ્ત કર્યો છે જે તેને ક્ષિતિજમાં ઊગેલા તારાની જેમ પથ પ્રદર્શક નીવડશે

બન્ને કેટલીવાર સુધી મૂંગા રહ્યાં ? છેવટે કરુણા બોલી,

" અનિલ બાબુ ! આપણું જીવન નવે સરથી જ જાણે મંડાય છે તેમ ભૂતની વાતો બધી ય ભૂલી જવાની છે. આપણે મિત્ર છીએ; એક બીજાને માટે સરજાયા છીએ; એક બીજાના સહચર્યથી આપણને દેશનું તથા સમાજમાં હજુ ઘણુંય કરવાનું છે. બસ એટલું જ ધ્યાન રાખજો."

મોડી રાત સુધી કરુણા અને અનિલ પડખે પડખે પથા-

રીમાં સૂતા વાતો કરતા રહ્યા. વાતો કરતાં કરતાં જ્યારે કરુણાને ઊંઘ આવવા લાગી ત્યારે અરુણ પડખું ફરીને સૂઈ ગયો; થોડીવારમાં તો કરુણા તદ્દન સૂઈ ગઈ છે તેવી અનિલને ખાત્રી થઈ.

તે પણ સૂવા પ્રયત્ન કરવા લાગ્યો; પણ હૃદયના આનદાંતિરેકે તેને ઊંઘ આવી નહિ. જ્યારે સૂસવાટા કરતો પવન લીમડાની ડાળીઓને હલાવતો ઝૂલાવતો, સાંયસાંય સાંય–કરવા લાગ્યો, ત્યારે–રાતના બે વાગે અનિલ ગાઢ નિદ્રામાં લીન થઈ ગયો.

અનિલની તબિયત જોઈ કરુણાને ખૂબ દુઃખ થયું. તેનું શરીર સાવ લેવાઈ ગયું હતું. તેણે બીજે દિવસે કહ્યું.

" અનિલ બાબુ ! હું સાંજના એક નૌકા ઠીક કરી લઈશ અહીંથી દસ વીસ માઈલ દૂર કોઈ પણ સારા સ્થળે હવા ફેર કરવાની આવશ્યકતા છે.

બીજે દિવસે ગંગાના નીરમાં અનિલ અને કરુણાને લઈને એક નૌકા મંદ મંદ ગતિથી આગળ વધી રહી હતી. ગંગાના નીર ઊછળાતા હતાં, અને અનિલનું હૃદય પણ સ્નેહથી આનંદથી ઊછળતું હતું.

× × ×

હાજીબાબા રાધાનું ચિત્ત ખુશ કરવા બાળકની જેમ વર્તતા હતા. તેને માટે શહેરમાંથી નાનાં રમકડાં લાવતા; એક જંગબારી પોપટ અને મેના પણ ખરીદી લાવ્યા પણ રાધાની તબિયતમાં ખાસ ફેરફાર થયો નહિ. જ્યારે હાજીબાબા તેની પાસે બેસીને વાતો કરતા ત્યારે રાધા પોતાનું ફિક્કું હાસ્ય તેમના તરફ વેરતી, તે બેસતી, અને થોડું ઘણું શીવતી, પણ

એકાદ કલાક પછી પાછી થાકી જતી અને પથારીમાં પડી જતી. તેના ગાલો સુકાઈ ગયા હતા અને તેનું શરીર પણ અત્યંત કૃશ થઈ ગયું હતુ. બપોરે દવા પીવા માટે હાજીબાબા આગ્રહ કરતા, ત્યારે મંદ હસીને કહેતી–

"હવે મને દવાનું શું કામ છે?"

"કેમ મા કેમ કામ નથી?"

ત્યારે રાધા ચૂપ થઈ જતી.

"તમે પણ મને એકલાં છોડીને ચાલ્યાં જશો મા?" હાજીબાબા કહેતા, અને રૂમાલ વતી પોતાની આંખોનાં અશ્રુ લૂછતા.

વિનોદને પણ રાધા સાથે ખૂબ સ્નેહ થઈ ગયો હતો. એક દિવસ બપોરને વખતે હાજી બાબા શહેરમાં કામને અંગે ગયા હતા અને રાધા અને વિનોદ બન્ને બસમાં સાવ એકલા હતા.

રાધાએ કહ્યું: "વિનોદ બાબુ"

વિનોદ આવ્યો અને બોલ્યો, "કેમ બેન"

"ખૂબ ટાઢ વાય છે, આ ઝાડ પાસે તડકામાં સ્ટ્રેચર ઢાળી દેશો?"

શહેરથી એક માઈલ દૂર. એક મોટા વડના ઝાડ પાસે મોટર બસ ઊભી હતી. વિનોદે એક સ્ટ્રેચર બહાર તડકામાં બિછાવી દીધું અને રાધા, ધીમે ધીમે સ્ટ્રેચર ઉપર આવીને બેઠી. વિનોદ રાધા સાથે વાતે ચઢયો.

"અને રાધાબેન! બાળકપણમાંતો હું ગજબનો લુચ્ચો હતો. બાપાના ગજવામાંથી પૈસા ચોરી, નિશાળમાંથી ભાગી જતો અને..."

રાધા સહેજ હસી.

"ક્યાં ભાગી જતા ?" રાધાએ પૂછ્યું.

"બગીચામાં. ત્યાં કેરીઓ તોડી, ખૂબ ખાતો. અને પૈસાની બીજી ખાવાની ચીજો લઈ આવતો."

"ખૂબ ખાતા ?" રાધાએ પૂછ્યું.

"હો ખૂબ."

"એક દિવસની વાત યાદ આવે છે."

"શી ?"

"મ્હારી બેન આવવાની હતી અને અનિલદાદા સાથે..."

એકાએક અનિલનું નામ સાંભળી રાધાનું મુખ વિવર્ણ થઈ ગયું. વિનોદનું ધ્યાન તે તરફ ન હતું.

"અનિલદાદાને લઈને હું એક...કેમ ? શું થાય છે ?" વિનોદે રાધાનું મુખ જોઈ પૂછ્યું.

"ના કંઈ નહિ–અનિલબાબુ કોણ ?" તેનાથી પૂછાઈ ગયું.

"મારા કાકાના દીકરા."

"તમારાં બેન ?"

"શોભા."

રાધા સમજી–આ વિનોદ તે શોભાનો ભાઈ.

"વિનોદબાબુ! મને ઠીક નથી. અંદર લઈ જશો ભાઈ. અને વિનોદના હાથનો ટેકો લઈ રાધા અંદર ચાલી ગઈ.

તે દિવસથી રાધાને ઝીણો ઝીણો તાવ આવવા લાગ્યો. હાજીબાબા શોકાતુર રહેવા લાગ્યા.

"કેમ રાની ! કેમ તાવ આવે છે ?"

રાધા ફિક્કું હસતી.

"નહિ મા; એમ નહિ ચાલે. તમારે સારું થવું જ પડશે."

અને રાધા સહેજ હસતી.

પેલે દિવસે, આગ્રા શહેર આવ્યું. "જુઓ મા!" હાજી બાબા બોલ્યાઃ" આપણે તાજમહાલ પાસે આવ્યા છીએ. તાજમહાલ જોશો ને?"

"હા."

આ ઊભો છે ભવ્ય તાજમહાલ! કેટલો સુંદર છે તે!! રાધા હાજીબાબાના હાથનો ટેકો લઈ અંદર ગઈ. જે જગ્યાએ રાજા તથા બેગમની કબ્ર હતી ત્યાં જઈ રાધાએ પૂછ્યું.

"આ કબ્રમાં તેઓ સૂતાં હશે?"

"હા બેટા."

"કેવી મીઠી તે ઊંધ હશે?"

હાજીબાબાએ પોતાનો રૂમાલ આંખ પાસે આણ્યો.

એવાં એવાં અનેક સ્થળો રાધાએ જોયાં. આ સુંદર પણ કૃશ હિન્દુ યુવતીને એક વૃદ્ધ મુસ્લિમ ગૃહસ્થની સાથે જોઈ, ઘણા લોકો તર્ક વિતર્ક કરતા. રાધાએ અનેક મસ્જીદો જોઈ, અનેક કબ્રસ્તાનો જોયાં; અને જ્યારે જ્યારે, મોટાં વૃક્ષો, ઝાડીઓ અને સુંદર ઝરણાં અને લતાઓથી ઘેરાયેલાં ગંભીર કબ્રસ્તાનો તે જોતી, ત્યારે તેના મુખ ઉપર અપૂર્વ શાંતિ પથરાઈ જતી.

હાજીબાબા આ જોતા અને તેમની આંખમાં આંસુ આવી જતાં, તેમને થતું, શું આ રાધા પણ–સુલતાન અને ચાચીની જેમ તેને છોડીને ચાલી જશે?

એક દિવસ રાધાએ કહ્યું.

"હાજીબાબા!"

"હા મા."

"આપણે ક્યાં છીએ ?"

"કલકત્તાથી સો માઇલ દૂર હશું."

"મારે ગંગા તટે જવું છે. લઈ જશો : મારે ગંગા મૈયાનાં દર્શન કરવાં છે. મને તે બોલાવે છે."

"ભલે મા. વિનોદબાબુ !" હાજીબાબા બોલ્યા.

"જી." વિનોદે બસ હાંકતા જ જવાબ આપ્યો.

"ભાઈ ! ગંગા મા, અહીંથી કેટલાં દૂર છે ?"

"ત્રીસથી ચાલીસ માઈલ દૂર."

"ચાલો ભાઈ, મોટર તે જ તરફ હંકારો. જલદી કરો."

વિનોદે તે તરફ જ મોટર હંકારી.

× × ×

અર્ધા કલાક પછી, અરુણ અને શોભાની સ્થિતિ–મનો સ્થિતિ અત્યંત વિચિત્ર હતી. એક ઘોર પાપ કર્યું હોય તેમ બન્નેને લાગ્યું. શોભા ખૂબ રડી. રડી રડીને અર્ધી થઈ ગઈ. અરુણ પલંગને બીજે છેડે જઈ સૂઈ ગયો. તે પણ સમજી શક્યો નહિ તેણે શું કર્યું છે ? તેનાથી શું થઈ ગયું છે. અર્ધા કલાક સુધી તેને કંઈ સૂઝયું નહિ. તેણે શોભાને શાંત કરવાનો પણ પ્રયત્ન કર્યો નહિ. છેવટે તે બોલ્યો.

"શોભા !"

શોભાએ કંઈ જવાબ આપ્યો નહિ.

ધીમે ધીમે શોભાનાં અશ્રુ થોભ્યાં. બે વાગ્યા સુધી બન્નેમાંથી કોઈને ઊંઘ આવી નહિ. છેવટે રડતી રડતી શોભા ઊંઘી ગઈ. અરુણ વિચારે ચઢ્યો. હવે ?

જ્યારે શોભાની અર્ધા કલાક પછી એકાએક નિદ્રા તૂટી,

ત્યારે તેણે જોયું. ખાટલા ઉપર કોઈ નથી. તેના પેટમાં ફાળ પડી. તે ખાટલામાંથી કૂદી અને બટન દબાવી બત્તી કરી. પથારીમાં અરુણ નહતો

તેના હૃદયની તથા મનની સ્થિતિનું વર્ણન કરવું શકય નથી. તે ઊઠી, અને આસપાસ જોવા લાગી અરુણ ક્યાંય છે?

ઓરડા બહાર આવી તે કંપાઉંડમાં ફરવા લાગી. ચારેકોર શાંતિ છે. પણ સામેના સ્ટેશન ઉપર શાંતિ નથી. વારંવાર એન્જીનોની આવ જાવ તથા તેમની કર્કશ સિસોટી સંભળાય છે. હાય! આજે તેની કેવી સ્થિતિ થઈ છે? અરુણ! અરુણ!! એ પણ ક્યાં ચાલ્યો ગયો. શોભા, કંપાઉંડના ઘાસના મેદાનમાં કડકડતી ઠંડીમાં પાણીના ખાબોચિયામાં જ પડી ગઈ અને ચોધાર આંસુએ રડી પડી. આજે હમણાંજ તેનું મૃત્યુ નીપજે તો કેવું સારું? આ સંસારમાં બધાંય બંધનોથી તે વિમુક્ત થઈ જાય?

પણ મૃત્યુ કેમે કરી આવ્યું નહિ અરુણ પણ દેખાયો નહિ. શોભા તેમની તેમ ઊઠી અને સ્ટેશન ઉપર આવી. સામે જ પ્લેટફૉર્મ ઉપર એક ટ્રેન ઊભી હતી. તે તેમાંજ બેસી ગઈ; અને એક પાટલી નીચે ઘૂસી રડવા લાગી.

ટ્રેન છૂટી અને પૂરવેગે શોભાને લઈ ચાલતી થઈ.

તે ક્યાં જાય છે? શોભાને ખબર પડી નહિ તે કંઈ જાણવા પણ માગતી ન હતી. તે તો જ્યાં વિધાતા ખેંચી જાય છે ત્યાં જ જઈ રહી છે.

કેટલાંય સ્ટેશનો આવ્યાં અને ગયાં, પણ શોભાને ચેન પડ્યું નહિ. બીજે દિવસે સાંજના એક ટિકિટ કલેક્ટર આવ્યો અને પૂછવા લાગ્યો.

'ટિકિટ! ટિકિટ?'

શોભા રડું રડું થઇ ગઈ, પણ કંઈ બોલી શકી નહિ.

"ઢોંગ કરતાં તો ઠીક આવડે છે! આવી ખૂબસુરત ઓરત અને પાસે કંઈ નથી?"

શોભા શું બોલે?

બીજું સ્ટેશન આવ્યું અને શોભાને નીચે ઉતરવાની ફરજ પાડવામાં આવી. ટિકિટ કલેક્ટર શોભાને લઈ એક મુસલમાન પોલીસ પાસે લઈ ગયો અને બોલ્યો.

"બડે મ્યાં! આને અહીંજ ઊભી રાખજો."

અને તેમ કહી ટિકિટ કલેક્ટર બીજી જગ્યાએ ચાલ્યો. ગયો.

શોભાની સ્થિતિ—તેનો કરુણાથી ભરેલો ચહેરો, તેની રડતી આંખો, અને તેનું દુઃખ જોઈ બડે મ્યાંને થયું આ કોઈ ઊંચા કુળની સ્ત્રી છે અને દુઃખની મારી બિચારી આમ આ બાજુ આવી લાગી છે. તે બોલ્યો.

"બેન! તમે અહીંથી ભાગી જાઓ. આ ટિકિટ કલેક્ટર ઘણો હરામી માણસ છે. જાઓ બેન જાઓ"

અને શોભા ત્યાંથી ચાલી નીકળી. અજાણી જગ્યા; કડકડતી ટાઢ, સંધ્યા થવા આવી છે. તે ક્યાં જાય ક્યાં ન જાય?

અને પછી શોભા આ બાજુની કેડી ઉપરથી મોટાં ખેતરો વટાવી, જે તરફ કેડી જતી હતી તે તરફ ચાલતી થઈ——જ્યાં ભાગ્ય લઇ જાય ત્યાં.

× × ×

મંદ મંદ, પણ ઠંડી પવનની લહેરીઓ, નાવના સઢને ફડફડાટ કરી હલાવતી કરુણાના વાળોની લટને અસ્તવ્યસ્ત કરી મૂકતી, અને અનિલના શરીરને કંપાવતી વહેવા મંડી. ગંગાનાં ઉત્તાલ તરંગો નાવની બાજુ સાથે અથડાઈ અથડાઈ ફેનિલ થવા લાગ્યાં. કરુણાએ કહ્યું.

"અનિલ બાબુ ! ઓવરકોટ પહેરી લ્યો." અનિલે ઓવરકોટ પહેરી લીધો.

બન્ને જણ દૂર દૂર ડૂબતા સૂર્યને, ગંગાના જળમાં પડતાં તેના ગુલાબી પ્રતિબિંબને કિનારા ઉપર ડોલતાં વૃક્ષોના પડછાયાને તથા આકાશના સુંદર રંગોને નિરખી રહ્યા. આ બાજુ કિનારામાં કેટલા ચીરાડો પડયાં છે ! કેટલાંક વૃક્ષો સર્પાકાર જેવાં બની પોતાની ડાળીઓ પાણીમાં નમાવી, જાણે ગંગાને ચુંબન કરે છે. કેટલું સુંદર, મનોહર દશ્ય છે ! જીવન આવું જ સુખી. અને આનંદમય હોય તો ? આ અનુભવ આ શાંતિ પૂંજીભૂત અને ધનીભૂત થઈ ચિરકાળ માટેજ રહે તો ?

અને આનંદ તરંગોમાં ડોલતો અનિલ કરુણા સામે જોઈ રહ્યો.

નાવ દ્રુતગતિએ ચાલી જાય છે, ખલાસીઓ, લહેરથી ચલમમાં તમાકુ નાખી તમાકુ પીવામાં મગ્ન છે.

આગળ મોટી મોટી ભેખડો દેખાય છે. બન્ને બાજુએ મ્હોટા મ્હોટા રાવણમથા કાળમીંઢા પથરાઓ ઊભા છે. એકાએક ઉપરથી કંઈક પડયું હોય એવો અવાજ થાય છે; અને ગંગાનાં જળ દૂર ઊંચા ઊંચા ઊછળે છે. અનિલ પૂછી ઊઠે છે.

"આ શું ?"

"કંઈક પડયું" કરુણા બોલી ઊઠી.

*અનિલ ખલાસીઓને કંઈ કહે તે પહેલાં તો બે ખલા-*સીઓ જળમાં કૂદી પડયા. થોડીજવારમાં એક ખલાસી કંઈક તાણતો તાણતો નાવ તરફ આવવા લાગ્યો. વાળ ? કોઈ સ્ત્રી ? અરે ? શોભા ! !

શોભાને જોઈ અનિલ આશ્ચર્યમાં ડૂબી ગયો. નૌકાને એક સામેના વૃક્ષ સાથે બાંધી દેવામાં આવી અને બધા કિનારાની ડુંગરાળ ભૂમિ ઉપર ઉતર્યા. આસપાસ નાના નાના ખડકો ઊભા હતા, અને એક સપાટ ખડક ઉપર બધાએ મુકામ કર્યો.

તંબુ તાણુવામાં આવ્યો અને અંદર શોભાને લઈ ગયા. તેને કંઈ ઈજા થઇ ન હતી. થોડીજવારમાં કૉફી આપ્યા બાદ શોભાને ઠીક થઇ ગયું.

રાતનાં અનિલે શોભા પાસે બેસી પૂછ્યું—

"બેન! આ શું? જીવન આમ વેડફી દેવાય? જીવન ઉપર આગ તિરસ્કાર દાખવાય?"

ત્યારે શોભા રડી પડી, ખૂબ ખૂબ રડી; અને અનિલનો પગ પકડી કહેવા લાગી. "દાદા હું પાપી છું-મેં પાપ કર્યું છે...મને કોણ ક્ષમા કરશે? હું ક્યાં જાઉં? મારું કોણ છે? મને તમે શા માટે બચાવી. હું મરી ગઇહોત તો..."

"શોભા!" શોભાની પીઠ થાબડતાં અનિલે કહ્યું "પાપ—પાપ શું? પાપ જેવું કશું ય નથી દુનિયામાં" અનિલ બોલ્યો.

ના, દાદા! હું ખોટું નહિ કહું —મેં મેં" અને શોભા વધુ બોલી નહિ.

જ્યારે શોભાએ રડતાં, રડતાં, ડ્રુસ્કે ડ્રુસ્કે રડતાં, બધી વાત કહી; ત્યારે અનિલ બોલ્યો.

"શોભા રે શોભા! એમાં એટલી ગભરાય છે શું? ચાલ, ઊભી થા મોઢું ધો. કંઈ પાપ તેં કર્યું નથી. ભૂલ છે. થાય. થઈ જાય. એમાં, મરવાની વાત ક્યાં આવી? તારે તો અનિલ દાદા છે તેને તું કહી શકે તેમ છે. તે તને સલાહ આપી શકે તેમ છે. પણ ભારતમાં તો એવી અનેક અસહાય બેનો છે જે

તારા કરતાં ય વધુ દુઃખી છે, જેમને ક્યાંયનો આસરો નથી; જેમને સલાહ કે સાંત્વતાના બે મીઠા શબ્દ પણ કહેનારું કોઈ નથી. તેમનાં કરતાં તો તું સુખી છે. આજ આપણી ભૂલ છે. પાપ, પાપ, પાપ કરી, આપણે આપણા જીવનને નષ્ટ કરી મૂકીએ છીએ. શું જીવનમાં જીવવા જેવું, કરવા જેવું છેજ નહિ કે આમ અસહાય થઈ આપણે મૃત્યુને ભેટવા માટે તૈયાર થઈએ. દેશમાં અનેક પ્રશ્નો છે; અનેક સમસ્યાઓ છે, અનેક કામો છે. તેમાં તારા જેવી અનેક શોભાઓનું કામ છે. ચાલ ઊભી થા. ના હિંમત થા નહિ."

આ શબ્દોથી શોભાના હૃદયનો ભાર કેટલો હલકો થયો ?

" હેં દાદા ! " શોભા બોલી. " તમે મને ખરેખર ક્ષમા આપો છો ? મ્હારી ભૂલ......"

"શોભા ! બસ ! ક્ષમા બમા માગવાની નથી. ઊભી થા "

અને અનિલના આ શબ્દોએ શોભા ઊભી થઈ. કરુણા પાણી લઈને ત્યાં જ ઊભી હતી. કરુણાએ તેને પાણી આપ્યું. પાણીથી મોઢું ધોઈ, પાણી પી, શોભા સ્વસ્થ થઈ. તેના મનનો શોક જાણે દૂર થયો હોય તેમ તેને લાગ્યું. પણ અરુણ ક્યાં હશે તે વિષે મનમાં ચિંતા થવા લાગી.

રાતનાં, જમીને જ્યારે બધા સૂતા, ત્યારે, શોભા, કરુણાને ગળે બાઝીને ફરીથી ખૂબ રડી, અને પછી, કરુણાની મીઠી વાતો તથા કરુણાના પોતાના માથા ઉપર ફરતા હાથની મીઠા સ્પર્શથી શોભા ઊંઘી ગઈ.

\+ \+ \+

" ગંગા તટ......" વિનોદે હાજીબાબાને કહ્યું.

" ઊભી રાખો, ભાઈ, " હાજીબાબાએ આદેશ આપ્યો.

ગંગાના એક ઊંચા તટ ઉપર આવીને બસ ઊભી રહી.

હાજીબાબાએ રાધા પાસે જઈને કહ્યું.

"ગંગા તટ આવી ગયો મા."

"મને નીચે ઉતારશો? મ્હારે ગંગા પાસે જવું છે" રાધા મંદ સ્વરે બોલી. બોલતાં બોલતાં પણ તેને ખૂબ કષ્ટ થતું હતું એમ દેખાઈ આવતું હતું.

"ભલે મા" હાજીબાબા બોલ્યાં.

"વિનોદબાબુ! આ સામેના ઝાડ નીચે સ્ટ્રેચર નાખજો તો"

વિનોદે સ્ટ્રેચર ઝાડ નીચે પાથરી દીધી; અને તેના ઉપર નાનું ગાદલું અને તકિયા પણ ગોઠવી દીધા. પછી તે ઉપર આવ્યો.

બન્નેની મદદથી રાધાને નીચે ઉતારી સ્ટ્રેચરમાં સૂવાડમાં આવી.

રાધાએ જોયું તે એક ઊંચા ટેકરા ઉપર એક વૃક્ષ હેઠળ, ગંગાના ખોળામાંજ જાણે સૂતી છે. સામેથી ગંગા મૈયા, પોતાનાં તરંગો ઉછાળતાં, આ ટેકરા સાથે ટકરાતાં વહેતાં ચાલ્યાં જાય છે. બસ! હવે શાંતિ ચિરકાળ માટે શાંતિ!!

હાજી બાબા રાધા પાસે જ, એક ખુરશી ઉપર બેસી ગયા એને રાધાના હાથ પંપાળવા લાગ્યા; અને તેને વાતો કરી પ્રફુલ્લિત કરવાનો પ્રયાસ કરવા લાગ્યા. તે જાણુતા હતા કે રાધા હવે થોડા જ દિવસોની મહેમાન છે.

"જોયાં! કેવાં ગંગાનાં નીર ઊછળે છે?" હાજી બાબા બોલ્યા.

રાધા મંદ હસી.

"હિમાલયોના શૃંગોથી નીકળી, બરફના મેદાનોમાંથી થઈ, દેવદારુ અને સરુના વનને ઓળંગી વાંસના વનમાં પ્રવેશી, ઊછળતી કૂદતી ગંગા વહે છે. ગમે છે તમને?"

રાધા ચૂપ રહી.

"રામાયણમાં તેને પતિત પાવની ગંગા કીધી છે. શિવના મસ્તક ઉપર જ્યારે તે આવ્યાં તે વાર્તા તમને યાદ છે? અને રામચંદ્રજીએ જ્યારે ગુહરાજાની નાવમાં તેને પસાર કર્યાં તે યાદ છે?"

અને એ શબ્દો સાંભળી, રાધાએ એક બરફનો પર્વત જોયો; હિમથી આચ્છાદિત શિખરો વચ્ચે કૈલાસ પર્વત છે, અને તેનાં ચરણ ધોતું માન સરોવર છે; હંસો અને કમળો કૈલાસની શોભામાં અભિવૃધ્ધિ કરે છે; અને તે પર્વત ઉપર બેઠા છે શંકર મહાદેવ! તેમની જટામાંથી નીકળીને ગંગા નીચે પડે છે. પછી તો તેણે એ ગંગાને દેવદારુના વનમાં પ્રવેશતી જોઈ; જાહ્નુ રાજાના કાનમાંથી નીકળતી જોઈ, તેના તટ ઉપર ઊભેલાં અનેક તપોવનો જોયાં; અને અનેક બાલ બ્રહ્મચારીઓને તેમાં સ્નાન કરતાં જોયા.

તેણે આંખો ખોલી જોયું; હાજી બાબા તેની સામું જુએ છે. તે સહેજ હસી.

બપોરથી તેની સ્થિતિ બગડવા લાગી, શ્વાસ વધવા લાગ્યો. વિનોદ ચિંતાતુર દૃષ્ટિએ આ જોતો રહ્યો. હાજીબાબા બસમાં કંઈ કામ કરતા હતા. વિનોદ ખુરશીમાં બેઠો રાધા તરફ જોતો હતો. તેના મનમાં આ રાધા માટે કેટલો સ્નેહ હતો? અને રાધા જાણે બધાને સદૈવ માટે છોડીને જતી હોય તેમ તેને લાગ્યું.

વિનોદે રાધાનો વધતો જતો શ્વાસ જોયો. એકાએક રાધા બોલી.

"હાજી બાબા!"

વિનોદ હાજી બાબા પાસે ગયો અને બોલ્યો, "રાધા બેન તમને યાદ કરે છે."

હાજીબાબા તુરત નીચે આવ્યા અને બોલ્યા,

"કેમ માં શું થાય છે?"

રાધાએ મંદસ્વરે, મુશ્કેલીથી કહ્યું.

"હું જાઉં છું હાજીબાબા! મને ગંગા માતા બોલાવે છે."

"એમ ન બોલો"

"તમે દુઃખી ન થશો તમે મારે માટે..."

"જૂઓ માં, એમ ન બોલશો" અને એ વૃદ્ધે રૂમાલ વતી પોતાનાં આંસુ લૂછ્યાં.

"મારી એક છેલ્લી અભિલાષા હતી" રાધા બોલી.

"બોલો, શું હતી?"

"અનિલ બાબુને મળવાની પણ તે હવે પૂર્ણ થશે નહિ. કહેજો, મળે તો, કે જતાં જતાં પણ હું તેમને યાદ કરીને..."

વધુ રાધા બોલી શકી નહિ. તેનાં નેત્રો વહેતી ગંગા તરફ સ્થિર થઈ ગયાં. એ સ્થિર અનિમેષ નેત્રોને જોઈ વિનોદ રડી પડ્યો.

"વિનોદ બાબુ!" પોતાના અશ્રુ લૂછી હાજીબાબા બોલ્યા, "આ પાક સમયને તમારા રુદનથી."

"હાજી" અને તેમ કહી વિનોદ પોતાના મન ઉપર કાબૂ મેળવી હાજી બાબા પાસે આવી ઊભો રહ્યો.

ક્યાંય સુધી એ વૃદ્ધ ગૃહસ્થ ઊછળતાં ગંગાના નીરને, સામે અસ્ત થતા સૂર્યને; અને રાધાના નિશ્ચલ મુખ ઉપર પડતાં સૂર્યનાં છેલ્લાં લાલ કિરણોને જોતા રહ્યા ? બસ બધું જ શાંત હતું. રાધા પણ સદૈવ માટે શાંત હતી.

એકાએક એક નૌકા ત્યાં આવીને લાંગરી.

વિનોદે જોયું—નૌકામાં છે અનિલ, કરુણા ને શોભા–તેની જ બેન શોભા.

વિનોદ આગળ ગયો; અને આંગળી વતી મૌન રહેવાનું સૂચવી, પાસે આવી બોલ્યો—

"અનિલ બાબુ ! અને પછી પોતાની આંખોમાં આવતાં અશ્રુને હોઠ કરડી, દબાવી તે બોલ્યો.

"અનિલ બાબુ ! શાંત, બંધુ શાંત!"

જ્યારે અનિલ પાસે આવ્યો ત્યારે તેણે જોયું–રાધા–રાધા–એક ચિર શાંતિમાં અગાધ સુષુપ્તિમાં સદૈવ માટે ઊંઘી ગઈ છે.

કોઈ કશું બોલ્યું નહિ. સૂર્ય ડૂબી ગયો. ગંગાનાં શુભ્ર નીર કાળાં બન્યાં. પક્ષીઓ કિલકારી કરી ઊડયાં. પણ કોઇએ રુદનથી તે વાતાવરણને અપવિત્ર ન બનાવ્યું. અનિલ રાધાના પગમાં માથું મૂકી બેસી ગયો.

\+ \+ \+

આજ વખતે, આજ ગંગાને કિનારે પણ ઘણે ઘણે દૂર પેલા વડલાના ઝાડ અને મહાદેવજીના મંદિર પાસે એક વૃધ્ધ બ્રાહ્મણ મહાદેવના મંદિરમાં પોતાના છેલ્લા શ્વાસો ગણી રહ્યો હતો. રાધાને ગોતવામાં તેમણે કંઈ બાકી રાખ્યું નહતું. ગામે ગામ ભટકી, લથડી, આથડી, છેવટે જ્યારે રાધા નજ મળી ત્યારે તેઓ આ મંદિરમાં આવી પોતાનું ભગ્ન જીવન, જેમ તેમ કરી ગાળવા લાગ્યા. પણ રાધાનો વિયોગ તેઓ વધુ સહી શકયા નહિ.

કેટલાય દિવસથી તેમની સ્થિતિ અત્યંત નાજુક હતી અને જ્યારે તેમને લાગ્યું હવે જીવાશે નહિ; પ્રાણ પક્ષી હવે ઊડી જશે જ; ત્યારે તેઓ મહાદેવના મંદિરના પગથિયા પાસે આવી પડી ગયા; અને સૂર્યના છેલ્લા કિરણ સાથે તેમનો આત્મા ઊડી ગયો.

એક વર્ષ થઈ ગયું પણ અરુણનો ક્યાંય પત્તો લાગ્યો નહિ, અનિલે ચારે તરફ ખૂબ શોધ કરી પણ અરુણનો ક્યાંય પત્તો લાગ્યો નહિ. છેવટે નિરાશ હૈયે અનિલે શોધ બંધ કરી.

× × ×

ગંગાના તટ ઉપર, જે સ્થળે, રાધા પંચત્વને પામી હતી તે જ સ્થળે એક ભવ્ય ઈમારત–મસ્જિદ–મંદિર ઊભી છે. હિન્દુ મુસ્લિમની એકતાનું ભાન કરાવતી હાજીબાબાની પ્રેરણા અને તેમની દેખરેખ હેઠળ બનાવેલી આ ભવ્ય ઈમારત–જેનો અર્ધો ભાગ મંદિરના ઘાટનો છે, અને અર્ધો મસ્જિદ જેવો છે, આજે પણ ત્યાં ઊભી છે.

ગંગાનાં નીર ઊછળતાં કૂદતાં, આ ભવ્ય ઈમારતને સ્પર્શતાં ચાલ્યાં જાય છે. ઈમારતના અંદરના ભાગનાં સઘન વૃક્ષો ગંગાનાં નીર ઉપર પોતાની ઘેરી છાયા નાખે છે. ગંગાના નીર ઉપર વહેતો, કમળ વનોની સુગંધ લાવી આ સ્થળે ઠાલવતો પવન જોર જોરથી વહી, આ અપૂર્વ સ્નેહની વાત દિગંતે ફેલાવે છે.

પૂર્ણિમાની રાતે, જ્યારે ચંદ્રની શીતળ જ્યોત્સ્ના, ગંગાનાં નીરને ચાંદી જેવાં શુભ્ર બનાવી દે છે; જ્યારે અસંખ્ય તારાગણોની મહેફિલ આકાશમાં જામે છે; જ્યારે મંદમંદ વહેતો પવન, આ સ્થળે ઉગેલાં સુંદર સઘન વૃક્ષોને હલાવતો ડોલાવતો મધુર સંગીત ઉત્પન્ન કરે છે; જ્યારે ગંગાનાં નીર આ સંગીતમાં તાલ દેતાં વહેતાં હોય છે, ત્યારે એક વૃદ્ધ મુસ્લિમ ગૃહસ્થ,

હાથમાં ફૂલની ડાળી લઈ, આ સ્થળે આવે છે, અને રાધાની સમાધિ ઉપર ફૂલ વેરે છે; અને પછી, અગાશી ઉપર ચઢી, હાથમાં માળા ફેરવતાં ફેરવતાં ગંગાનાં ઊછળતાં નીરને ક્યાંય સુધી જોયાં કરે છે.

આજે એક વર્ષ પૂરું થયું છે. હાજીબાબાના હૃદયમાં રાધાની યાદ જાગી છે. વિનોદ સાથે ધ્રૂજતા ધ્રૂજતા, આજે પૂર્ણિમાની રાતે તેઓ રાધાની સમાધિ ઉપર ફૂલ અર્પવા આવ્યા છે.

આજ સમયે સામેથી અનિલ, કરુણા શોભા અને નીલા આવતાં દેખાય છે.

અનિલ અંદર આવી રાધા જે સ્થળે સૂતી છે, ત્યાં આવી પુષ્પાંજલિ અર્પે છે.

આજ સમયે એક ધબાકો સંભળાય છે. અનિલ ઉપર અગાસી ઉપર આવીને જુએ છે. એક યુવક લંગોટી લગાવી ગંગાના જળમાં તરે છે. તે યુવક કિનારે આવી, આખા શરીરને ભસ્મ ચોળી, હાથમાં ચીપિયો લઈ, આ મસ્જીદ મંદિર તરફ આવે છે.

"કોણ ? અરુણ ?"

અરુણ પાસે જઈ અનિલ કહે છે.

"અરુણ ! ઘણું થયું. જીવનમાં ઘણુંય કાર્યો કરવાનાં છે. ચાલ." અનિલના આ સત્તાવાહી શબ્દો સાંભળી અરુણ આશ્ચર્ય પામે છે.

અને ત્યાર પછી, અરધી રાત થતાં, જ્યારે આખી પ્રકૃતિ ચંદ્રની જ્યોત્સ્નામાં સ્નાન કરતી હોય છે; બધા ત્યાંથી ચાલી નીકળે છે.

ફરીથી આખા વાતાવરણમાં શાંતિ વ્યાપ્ત થઈ જાય છે. રાધાને જાણે શાંતિ અર્પવા ન મથતાં હોય આ સ્નેહની વાત જગતને જાણે કહેવા ન અભિલાષા રાખતાં હોય; તેમ આ ઈમારતના ચરણ ધોતાં વહ્યાં જાય છે...**ગંગાનાં નીર.**

# સમાપ્ત

બાળકોનાં ચારિત્ર અને સંસ્કાર પોષાક

# 'બાલજગત'

[બાળકોનું સચિત્ર માસિક]

તંત્રીઓ:
સોમાભાઈ ભાવસાર
દિનેશ ઠાકોર

- દરેક માસની પહેલી તારિખે આપ આપના બાળકોના હાથમાં મૂકી શકશો.
- આ માસિકના તંત્રીઓ ગૂજરાતના બાળસાહિત્યના લેખકોના મિત્રો છે ને પોતે પણ સર્જકો છે.
- આ માસિકમાં લેખન સુશોભન વિષે બે મત છે જ નહિ.
- દરેક અંકમાં વાર્તાઓ, જીવનચરિત્રો, ટૂચકાઓ, ગીતો, સુંદર ચિત્રો, વગેરે પુષ્કળ બાળપ્રિય સામગ્રી આવે છે.
- આ માસિક વર્ષોથી ચાલતું હોય એટલું સમૃદ્ધ લાગે છે. એમ બધાય વિવેચકોએ કહ્યું છે.
- આ માસિકના સંચાલકો આ ગ્રંથમાળાના પરિચિત સંચાલકો છે.
- મોટેરાં અને બાળકો એને પ્રેમથી વાંચે છે.

આપના બાળકના હાથમાં આ 'બાલજગત' જ મૂકો અને શુદ્ધ, સુંદર અને બાળમાનસને અનુકૂળ સરળ વાચન આપો.

ાર્ષિક લવાજમ દેશમાં રૂા. ૩. બ્રહ્મદેશમાં રૂા. ૩ાા. પરદેશમાં રૂા. ૪ાા.

: લખો :

**નવચેતન સાહિત્ય મંદિર**

બહાર પડેલાં પ્રકાશનો

## વર્ષ ૨ જું

| | | |
|---|---|---|
| * આશા | ( મકનજી પરમાર ) | ૧—૪—૦ |
| * પ્રીતમની પ્યાસ | ( દિવ્યાનંદ કૃત ) | ૧—૪—૦ |
| * આનંદબત્રીસી | ( જદુરાય ખંધડિયા ) | ૧—૮—૦ |
| * રાસરંજના | (જગુભાઇ, વાડીલાલ શાહ) | ૧—૪—૦ |
| * આજકાલ | (પુરૂષોતમ પારેખ) | ૧—૪—૦ |
| * એકાકી | (નર્મદાશંકર શુકલ) | ૧—૦—૦ |

## વર્ષ ૩ જું

| | | |
|---|---|---|
| * વલ્કલ | (જસવંત ઠાકર) | ૧—૦—૦ |
| * દત્તા | (શરદ બાબુ) | ૨—૦—૦ |
| * દિગંત | (મોહિનીચંદ્ર) | ૧—૮—૦ |
| * અનુરાધા | (શરદ બાબુ) | ૨—૦—૦ |
| * યોગી કોણ | (દિવ્યાનંદ કૃત) | ૧—૪—૦ |

## વર્ષ ૪ થું

| | | |
|---|---|---|
| * ઉમા | (પ્રલ્હાદજી) | ૧—૮—૦ |
| * શોભા | (ઈંદ્ર વસાવડા) | ૧—૧૨—૦ |
| * નિર્મળા | (પ્રેમચંદજી) | ૧—૪—૦ |
| જીવન નિર્માણ | (ચિરંતન) | ૨—૦—૦ |

## વર્ષ ૫ મું

| | | |
|---|---|---|
| સ્વાધ્યાય | (ડૉ. હરિપ્રસાદ) | ૧—૪—૦ |
| કલ્યાણને માર્ગે | (રમણિકલાલ દલાલ) | ૧—૮—૦ |
| સુભગા | (સીતારામ શર્મા) | ૨—૮—૦ |
| ગંગાના નીર | (ઈંદ્ર વસાવડા ) | ૨—૮—૦ |

ન હો તો ગુ ર ત એ ક પો સ્ટ કા ર્ડ લ ખી જ ણા વો

૨૪૫૬, ભદ્ર : અમદાવાદ

